# અરબસ્તાનનો સોરઠી સોદાગર

卐

રાજમંત્રી રાયસાહેબ શેઠ
અભેચંદ ગીરધરભાઈ શાહનું
જીવનચરિત્ર

卐

લેખક: શ્રી. ચંદુલાલ વૈદ્ય.

પ્રકાશક : ચંદુલાલ વૈદ્ય
ધનાસુતારની પોળમાં
આરોળાની પોળ
અમદાવાદ.



વસંત પંચમી, ૧૯૯૫

મુદ્રક : દામોદર રતનશી અનાતવાળા
વૈશ્વાનર પ્રિન્ટીંગ પ્રેસ
૧૬૩, પાંજરાપોળ રોડ
મુંબઈ.

# નિવેદન

જીવનકથાના સર્જકો વાણિજ્યને હજુ જોઇએ તેટલા સ્પર્શ્યા નથી. રાજપુરૂષો, સમાજ–સુધારકો, ધર્માચાર્યો અને જાહેર પુરૂષોનાં જીવનચરિત્રો વાંચનારને માનસિક ખોરાક પૂરો પાડે છે ખરાં; કિંતુ જીવન–નિભાવની અતી મહત્વની સમસ્યાના ઉકેલમાં તેથી ખાસ મદદ મળતી નથી. તદ્દન સામાન્ય સ્થિતિમાંથી, કેળવણી કે કળાના પીઠબળ વિના, માત્ર પુરૂષાર્થ વડે જ આગળ વધી જીવનમાં સફળતા મેળવનાર પુરૂષની જીવનકથાનું વાંચન વાસ્તવિક જીવનયુદ્ધમાં અવશ્ય પ્રેરણાત્મક બને છે. અસ્તિત્વ ટકાવી રાખવા મથતાં માનવીઓને એ પ્રકારનું સાહિત્ય માર્ગદર્શક થઇ પડે છે. આ એક માત્ર હેતુને લક્ષ્યમાં રાખીને રાજમંત્રી રાયસાહેબ શેઠ અભેચંદ ગીરધરભાઇનું આ જીવનચરિત્ર મેં લખ્યું છે.

એક સાથે લખી નાંખ્યું તે લખી નાંખ્યું. ફરીવાર જોઇ તપાસી સુધારા વધારા કરવાનો સમય મળ્યો નથી. એટલે, લખાણમાં કંઇ ખામીઓ રહી ગઇ હોય તો વાંચકો ઉદારભાવે મને માફ કરશે એવી આશા રાખું ? ભાષાને બને તેટલી સાદી અને લોકગમ્ય રાખવાનો પ્રયાસ તો મેં, અલબત, કર્યો છે.

બહુજ થોડા વખતમાં આવડું મોટું પુસ્તક છાપીને તૈયાર કરવું પડ્યું છે. એટલે, ક્યાંક ક્યાંક મુદ્રણદોષો નજરે ચડશે. એને માટે મારી ઉતાવળ જવાબદાર છે એનો એકરાર આવશ્યક છે. વૈશ્વાનર પ્રેસના મૅનેજર શ્રી. વનમાળીદાસ દયાળજી વ્યાસનો મુદ્રણ–વ્યવસાયી તરીકેનો લાંબો અનુભવ મને ખૂબ કામ લાગ્યો છે. બીજી રીતે પણ તેમણે મને આમાં ખૂબ મદદ કરી છે. એટલે, તેમનો આ તકે આભાર માનવાનું આવશ્યક છે.

પ્રૂફ રીડીંગમાં મારી ધર્મપત્નિ સૌ. લીલાવતીએ મને શરૂથી આખર સુધી બહુ કીમતી મદદ કરી છે. પ્રુફ-વાંચન સમયે તોફાન–મસ્તી દ્વારા અમને હેરાન કરવાથી દૂર રહીને અમારાં બે ભૂલકાંઓ–ચિ૦ નરેંદ્ર તથા ચિ૦ જીતેંદ્ર–એ પણ મારૂં કામ સરળ બનાવ્યું છે. આ તકે એ ત્રણેયનો આભાર માની લઉં તો કોઇ હસશો નહિ.

બાકી પુસ્તકનું લખાણ તો આપમેળે બોલશે.

મુંબઇ

વસંત પંચમી

૧૯૯૫

ચંદુલાલ વૈદ્ય.

ભારતવર્ષના આદર્શ નરેંદ્ર



નેક નામદાર મહારાજા મહારાણા શ્રી. સર નટવરસિંહજી
સાહેબ બહાદુર (કે. સી. એસ. આઈ.) પોરબંદર

ભારતવર્ષના સનાતન ભૂષણ સમા નરેન્દ્રો વિષે પોતાનાં નિર્મળ ચારિત્ર્ય, સાંસ્કૃતિક તેમજ સર્વદેશીય વિકાસ માટેની સદા જાગૃત તમન્ના, કદરદાની, ઉમદા અને આદર્શ રાજ્યવહીવટ, શિક્ષણપ્રિયતા, ખેલદિલી અને મનોહર વ્યકિતત્વ વડે જેમણે નિરાળી ભાત પાડીને પોતાનાં પ્રજાજનોના હૃદયસિંહાસન ઉપર અવિચળ સ્થાન પ્રાપ્ત કર્યું છે તે પોરબંદરના નેક નામદાર મહારાજા મહારાણા શ્રી. સર નટવરસિંહજી બહાદુર, કે. સી. આઈ. ઇ. ને તેઓશ્રીના જ એક અતિ સાહસપ્રિય, પુરૂષાર્થી અને વફાદાર રાજમંત્રીની પ્રેરણાત્મક જીવનકથાનો આ સ્મૃતિગ્રંથ સવિનય સમર્પણ કરતાં મને અત્યંત હર્ષ થાય છે.

વસંત પંચમી — ચંદુલાલ વૈદ્ય

૧૯૯૫ — મુંબઇ

# વિષયસૂચી

કથાનાયક



રાજમંત્રી રાયસાહેબ શેઠ શ્રી.

શાહ અમેચંદ ગીરધરભાઇ. પોરબંદર

# પ્રાસ્તાવિક

(૧)

**રત્નપ્રસવા ભારત ભૂમિએ** આજ સુધીમાં જગતને અનેક નરરત્નોની ભેટ કરી છે. જગતની સર્વોચ્ચ સંસ્કૃતિનું જન્મસ્થાન ભારતવર્ષ છે એ ઇતિહાસ–પ્રસિદ્ધ વાત છે. જે વખતે ભારતવર્ષ તેની આબાદી અને ચડતીની પરાકાષ્ટાએ હતો, જે વખતે ભારતની કળા, શિલ્પ, સાહિત્ય અને ફિલસુફીની નામના વિશ્વભરમાં હતી તે વખતે ભારતભૂમિએ રત્નો ઉત્પન્ન કર્યાં હોય એ સ્વાભાવિક છે, પણ ભારતની પદદલિત અવસ્થામાં, તેની નિસ્સીમ કંગાળિયતમાં અને ઘોર અવદશામાં પણ ભારતવર્ષે જગતને નવીન રાહ દર્શાવનારા, જગતની સંસ્કૃતિની કાયા પલટ કરનારા અને રંકમાંથી રાય બનો દોલતને પોતાની નહિ પણ જનતાજનાર્દનની માલીકીની માની તેનો સદ્વ્યય કરી જગતને પરોક્ષ તેમજ પ્રત્યક્ષ પાઠ શીખવનારા મહાપુરૂષો ઉત્પન્ન કરી ભારતભૂમિ તરીકેનું પોતાનું પ્રાચીન બિરૂદ સાર્થક કર્યું છે.

ભારતવર્ષની વેદ, ઉપનિષદ્ અને ગીતાની ફિલસુફી અને તત્વજ્ઞાન આજે પણ જગતભરમાં અજોડ મનાય છે. આજનાં કહેવાતાં સુધરેલાં રાષ્ટ્રો અરસપરસની ગરદન કાપવા

માટે કસાઇની જેમ છુરીઓ સજાવી રહ્યાં છે ત્યારે હિંદમાં ભારતવર્ષની પ્રાચીન અને પુણ્ય સંસ્કૃતિને અનુરૂપ એવો અહિંસાનો મંત્ર ગુંજી રહ્યો છે. દુનિયાના અન્ય દેશોના મહાધનાઢયો જ્યારે દ્રવ્યસંચયને જ પોતાનો આદર્શ માની રહ્યા છે ત્યારે ભારતના અલ્પ પૂંજી ધરાવતા શ્રીમંતો દયા, દાન અને સેવાને આદર્શ માની તેનું આદરણીય અનુકરણ કરી રહ્યા છે. પાશ્ચિમાત્ય દેશોને જ્યારે કપડાં પહેરતાં આવડતું નહોતું ત્યારે આર્યાવર્તનો સૂર્ય સાહિત્ય, ફિલસુફી, સંપત્તિ, કળા, વિજ્ઞાન, વાણિજ્ય, દેશાટન અને દાનધર્મમાં સોળે કળાએ તપતો હતો. આવો આ મહાન દેશ આજે કંગાળિયત, અજ્ઞાનતા અને કુસંપનો ભોગ બન્યો છે અને તેનું સર્વતોમુખી અધ:પતન થયું છે એ જોઇને કોઇ પણ સજ્જનના દિલમાં નિરાશાની ઘોર ગ્લાની થયા વગર રહે નહિ. પરન્તુ અંધારી રાતમાં પણ આશાનો દીપક બુઝાતો નથી. હિંદમાં પણ નૂતન પ્રભાત ઉઘડી ગયું છે. હિંદની માનવતા પુનઃ જાગૃત થઇ છે. અને હિંદી નરરત્નોમાં અનેક આદરણીય, અનુકરણીય અને પ્રાતઃસ્મરણીય ગુણો પાછા ખીલવા લાગ્યા છે.

## રત્નોની ખાણ સૌરાષ્ટ્રભૂમિ

હિંદદેવીની એક સબળ ભૂજા સમી સૌરાષ્ટ્ર ભૂમિ મહામૂલાં રત્નોની ખાણ છે. એનો પ્રાચીન કાળનો ઇતિહાસ શૌર્ય, તેજ અને યશસ્વિપણાના ઝગમગતા પૂંજ સમો છે. એની અર્વાચીન તવારીખ આખીયે માનવજાત માટે

ગૌરવ લેવા જેવી છે. ધર્મવીર મહર્ષિ દયાનંદ સરસ્વતિને જન્મ આપીને સૌરાષ્ટ્ર ધરણી હિંદભરમાં મશહૂર બની છે. જગદ્‌ગુરૂ પ્રાતઃસ્મરણીય મહાત્મા ગાંધીને જન્મ આપીને સૌરાષ્ટ્રની ભૂમિ આજે જગતભરમાં મશહૂર બની છે; અને જેમ શ્રીકૃષ્ણની કર્મભૂમિ બનેલું સૌરાષ્ટ્ર આજપર્યંત ચિરંજીવ બન્યું છે તેમ મહાત્મા ગાંધીજી સમી અલૌકિક વિભૂતિની ભેટ જગતને ધરવા માટે સૌરાષ્ટ્રની યશગાથા યાવચ્ચંદ્રદિવાકરૌ તપવાની છે.

**આવી અલૌકિક અને રત્નપ્રસવા સૌરાષ્ટ્રભૂમિનું રાજ્ય-મંત્રી રાયસાહેબ શેઠ અભેચંદભાઇ એક અણમોલું રત્ન છે.**

રાયસાહેબનું જીવન એક જીવતી જાગતી પ્રેરણાની જ્યોત સમું છે. અનેક ઝંઝાવાતોથી એ જીવન રંગાએલું છે. અનેક આફતો અને મુશીબતોમાં અટવાઈ ચૂકેલું એમનું જીવન પુરૂષાર્થ અને પ્રારબ્ધના સુંદર સુમેળનું એક અદ્ભૂત અને ઉજવળ દ્રષ્ટાંત પુરૂં પાડે છે. માત્ર ચાલુ જમાનામાં જ નહિ, બલ્કે સદીઓ સુધી રાયસાહેબની જીવનસરિતાનાં અનુભવનીર વહ્યા કરવાનાં છે. એમાંથી પ્રેરણાનાં અમૃત પી પીને અનેક ભાગ્યશાળીઓ જીવન સાર્થક કરવાના છે.

રાયસાહેબનું જીવનવૃત્તાંત કોઇ ગર્ભશ્રીમંતનો સાદો, સરળ અને સુંવાળો ઇતિહાસ નથી. એમને વરેલી લક્ષ્મી આકાશમાંથી આપોઆપ ટપકી પડેલી નથી. એમના સોળે કળાએ ખીલેલા અનેક ગુણોનું શિક્ષણ રાયસાહેબે કોઇ શિક્ષાગુરૂ પાસેથી મેળવેલું નથી.

અનેકવિધ આફતોનો સામનો કરવાની અલૌકિક સહનશક્તિ, પરમ પુરૂષાર્થ સેવવાની સદા જાગૃત તમન્ના અને ઇશ્વરમાંની અચળ શ્રદ્ધા; આ ત્રણ મહાગુણોને રાયસાહેબે જગતના મહાસાગરમાંથી તરતા ઉપાડીને પોતાના કર્યા છે. જ્યાં જ્યાંથી સારૂં મળ્યું ત્યાં ત્યાંથી આપપ્રયાસે તેમણે તે મેળવ્યું છે અને એમ કરીને પોતે જ પોતાની મેળે આ સંસારમાં સામનો કરવા આવેલી પ્રત્યેક પ્રતિ-કૂળતા ઉપર વિજય મેળવીને પોતાના સુભગ જીવનનો મહાયશસ્વી દુર્ગ રચ્યો છે.

અને એમની જીવનતવારીખનું એક યશસ્વી, અત્યંત શોભાયમાન અને ચિરંજીવ રહેવા સર્જાએલું પ્રકરણ તો છે એમની ભવ્ય દાનવીરતા. ખૂબ કમાયા છે તેમ એમણે ખુબ આપ્યું છે. જાહેર રીતે આપ્યું છે એના કરતાં ગુપ્ત રીતે અનેકગણું વધારે આપ્યું છે. આપવામાં કશો ભેદભાવ તેમણે રાખ્યો નથી. સ્વજ્ઞાતિને અને પરજ્ઞાતિને, સ્વદેશવાસીને અને પરદેશવાસીને, સ્વધર્મબંધુને અને પરધર્મના અનુયાયીને; સૌને આપવામાં રાયસાહેબે પાછું વાળીને કદી જોયું નથી. ધન કમાવાના મનસુબા માત્ર ઘડીને રાયસાહેબ અટકયા નથી. એનો સદ્વ્યય કરવાની અનેક યોજનાઓમાં તેમનું ઉદાર ચિત્ત અહર્નિશ રચ્યું પચ્યું રહ્યું છે. એમની સહનશીલતા, ઉદારતા અને જવાંમર્દી આદર્શ અને નમુનેદાર છે. વ્હાલામાં વ્હાલા સ્વજનના વિયોગને એમણે ભારે સહિષ્ણુતાપૂર્વક પચાવી જાણ્યો છે. રાયસાહેબ અને રાજ્યમંત્રી જેવા વિરલ મળતા ઉપાધિ-માનને પણ તેમણે અદ્ભૂત સાદાઈ, સંયમ અને

સમતાપૂર્વક પચાવ્યું છે. અભિમાનથી તેઓ સદા અળગા રહ્યા છે. રૂવાબ અને કઠોરતાને એમણે દુશ્મન ગણ્યાં છે. ગમે તેવા સુખદુ:ખના પ્રસંગોમાં તેમણે, ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ વર્ણવેલા મહાયોગ–અનાસક્તિ યોગ–નું સંપૂર્ણ પરિપાલન કર્યું છે.

પરદેશોમાં ખૂબ આથડયા છતાં હિંદી સંસ્કૃતિના આત્માને સમજી, જાણી, ઓળખીને રાયસાહેબે પોતાનો કર્યો છે. પાશ્ચિમાત્ય અને બીજી અનેકરંગી પ્રવૃત્તિઓની વચ્ચે રહીને પણ અલેચંદભાઇ પોતાની જન્મભૂમિના આત્માને કદી ભૂલ્યા નથી. जननी जन्मभूमिश्च स्वर्गादपि गरियसि એ સુત્રને તેઓ સદા વળગી રહ્યા છે. स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावह એ શ્રીકૃષ્ણ પરમાત્માના ગીતાવચનને તેમણે પોતે તો આચરી બતાવ્યું છે પણ બીજા અનેકને આડા માર્ગે જતા રોકી હિંદુ સંસ્કૃતિના ધોરી માર્ગ ઉપર પાછા ચડાવ્યા છે. જન્મભૂમિની સંસ્કૃતિને એમણે સ્વપ્નમાંયે ત્યજી નથી.

જે સંસ્કૃતિમાં ભગવદ્ગીતા અને રામાયણ જેવાં સનાતન કાવ્યો છે; કૃષ્ણ, બુદ્ધ, મહાવીર અને શંકરાચાર્ય જેવાં જે સંસ્કૃતિનાં ફળો છે; નાનક અને નરસિંહ, તુકારામ અને અખો, કબીર અને મીરાં, ટાગોર અને ગાંધી જેવો જે સંસ્કૃતિનો પરિપાક છે; જે સંસ્કૃતિએ સર્વવિરોધીઓને પોતાના વિશાળ સાગરમાં સમાવી દીધા છે; તેવી સંસ્કૃતિ પ્રત્યે રાયસાહેબને અત્યંત મમત્વ હોય એ સ્વાભાવિક છે. તેથી જ પરદેશમાંના પોતાના લાખોના વ્યાપારને ભાગીદારોના

ભરોસા પર છોડીને રાયસાહેબ પોતાના વ્હાલા વતનમાં આવીને વસ્યા છે. તેમનું સદ્ભાગ્ય છે કે સુદામા અને ગાંધી સમી મહાવિભૂતિઓનું જન્મસ્થાન તેમનું પણ જન્મસ્થાન છે. જનકલ્યાણાર્થે તેમણે કરેલાં અનેકવિધ કાર્યોની મહત્તા, પોતાનો ઉત્કર્ષ સાધવા માટે તેમણે ઉઠાવેલી અજોડ જહેમતના જેટલી જ, પ્રેરણાત્મક છે. અને એ બધાને એક પુસ્તકમાં સાંકળી, એક જીવંત ગ્રંથ સમા રાયસાહેબનો જીવનવૃત્તાંત લખી જગત સમક્ષ રજુ કરવો એ પણ એક જનસેવા છે. કેમકે એ અનુભવગીતામાંથી અનેકને નિઃસંકોચ અને નિઃશંક પ્રેરણા મળવાની છે.

આ પુસ્તકનાં હવે પછીનાં પ્રકરણોમાં રાયસાહેબની રોમાંચક જીવનકથા રજુ થાય છે અને લેખકને વિશ્વાસ છે કે એ કથાનું વાંચન જેટલું પ્રેરણાત્મક રહેશે તેટલુંજ રસપ્રદ પણ બની રહેશે.

# પૂર્વ પરિચય

(૨)

**અંગ્રેજીમાં** એક કહેવત છે કે Great events always cast their shadows before. અર્થાત્, જ્યારે મહાન ઘટનાઓ બનવાની હોય છે ત્યારે તેનો પડછાયો, તેની આગાહી, હંમેશાં અગાઉથી થાય છે.

એવી જ રીતે જ્યારે કોઇ કુટુંબમાં એકાદું રત્ન પાકવાનું હોય ત્યારે તેની પણ આગાહી અગાઉથી થાય છે. ગમે તેવી દુ:ખી અવસ્થામાં હોવા છતાં એવા કુટુંબની ખાનદાની જરા સરખી પણ ચ્યુત બનવાને બદલે વધારે ઉજ્વળ બનતી જાય છે.

આ જીવનચરિત્રના નાયક શેઠ અભેચંદભાઇનું કુટુંબ તેમની વિસા સોરઠીયા જ્ઞાતિમાં અસલથી જ એક અગ્રગણ્ય અને પ્રતિષ્ઠિત કુટુંબ ગણાતું. એ કુટુંબે સાહસકર્મોમાં આ જ્ઞાતિમાં પહેલ કરેલી એમ કહી શકાય. જે જમાનામાં સ્ટીમરો મનુષ્યની કલ્પનાથી યે દૂર હતી અને જ્યારે સાગર ખેડવાનું કામ અતિ દુર્લભ, સાહસ ભરપૂર અને 'જીવ્યા તો જીવ્યા'ની માન્યતાવાળું-જીવસટોસટનું ગણાતું ત્યારે અભેચંદભાઇના પૂર્વજોએ દરિયો ખેડવાનું શરૂ કર્યું હતું. મોટો મછવો કહી શકાય તેવા, પવનના આશરે દરિયાની પીઠ પર સવારી કરતા, વહાણમાં તે દિ' સફરો ખેડાતી. પોર-

બંદરથી એડન જવા ઉપડેલું વહાણ એડન પહોંચશે કે કોલંબો જશે તેની સો ટકા ખાત્રી તે દિ' કોઇને નહોતી. અઠવાડિયે પહોંચશે કે છ મહીને પહોંચશે એનો નિશ્ચિત જવાબ અનુભવી ટંડેલો પણ નહોતા આપી શકતા. હેમખેમ પહોંચશે કે મધદરિયે જળ સમાધી લેશે એ વાત સૌના દિલમાં એક મોટા વસવસા સમી બની રહેતી. પોરબંદરના કિનારેથી ઉપડેલું એક માનવી જ્યારે હેમખેમ પાછું પોરબંદરને કાંઠે પગ મૂકે ત્યારે તે "આવ્યું" એમ મનાતું. ત્યાં સુધી એ જણ જીવે છે કે મરી ગયું એ વિશે તર્ક વિતર્કો થયા કરે એવો એ જમાનો હતો.

અને એવા જમાનામાં જે કુટુંબે દરિયો ખેડીને પરદેશમાં વ્યાપારધંધા માટે પગદંડો માંડવાની હિંમત કરી હોય તે કુટુંબમાં રાયસાહેબ જેવાં રત્નો શા માટે ના પાકે ? હરગીઝ પાકે.

અભેચંદભાઇના મૂળ વડીલ જીવન શેઠ પોતાની વ્યવહાર કુશળતા માટે પાંચમાં પૂછાતા જણ હતા. તેમના પુત્ર શ્રી. પ્રાગજીભાઇ કાઠીયાવાડની સુપ્રસિદ્ધ સુદામાપુરી (પોરબંદર) માં ગંધિયાણાના નાનકડા પરન્તુ પ્રમાણીક વ્યાપારી તરીકે પંકાતા હતા. આ ગંધિઆણાનો વ્યાપાર સામાન્ય રીતે મામુલી લાગતો છતાં ઘણો માતબર વ્યાપાર છે. પ્રાતઃસ્મરણીય મહાત્મા ગાંધીજીના વડવાઓ ગંધિયાણાનો વ્યાપાર કરતા હતા એટલે ગાંધી કહેવાતા હતા.

રાયસાહેબના પિતાજી



સ્વ૦ શ્રી. ગીરધરભાઈ હરજીવન.

અભેચંદભાઇના દાદા શ્રી. હરજીવનભાઇ, ઉપર જણાવેલા, પ્રાગજીભાઇના પુત્ર થાય. પ્રાગજીભાઇ પોતે પોરબંદરમાં વ્યાપાર કરતા હતા પણ પોતાના તે વ્યાપારથી તેમને સંતોષ નહોતો. તેમનું મન સદાયે ઉન્નત કલ્પનાઓ કર્યા કરતું. પોતાના પુત્રના ભાવી વિષે તેઓ ઉચ્ચ વિચારો કર્યા કરતા અને પોતે જે સાહસ ના ખેડી શકયા તેવાં સાહસો પોતાનો પુત્ર ખેડે એ જોવાની મનોકામના તેઓ સેવ્યા કરતા.

પોતાના આ વિચારોને પરિણામે પ્રાગજી શેઠે તેમના પુત્ર હરજીવનભાઇને નાની ઉમરે દરિયો ખેડાવ્યો. એડનના વહાણમાં નોકરી ધંધા અર્થે પુત્રને વળાવતી વખતે પ્રાગજી શેઠે કહેલું કેઃ—"ધન કમાવા માટે તો તને હૈયાથી અળગો કરૂં છું; પણ આપણા ખાનદાનની ઇજ્જત વધારવા તરફ સૌથી વિશેષ લક્ષ્ય આપવાનું છે. આપણી નેક અને ટેક આપણા નાકને અણીશુધ્ધ રાખશે તો પૈસો તો મામુલી ચીજ છે." રાયસાહેબના વડદાદાના આ વિચારો કેટલા સંસ્કારપૂર્ણ અને કેટલા મનનીય હતા? એ સંસ્કારો ઉત્તરોત્તર ખીલતા ખીલતા શ્રી અભેચંદભાઇને પણ ઉજ્વળ બનાવી રહ્યા છે.

એડન ગયા પછી હરજીવનદાસે પોતાનો માર્ગ કેવી રીતે કર્યો અને પોતાની કારકીર્દિ દરમિયાન શું શું અનુભવો લીધા તેની માહિતિ આ લેખક પાસે નથી. ફક્ત એટલું જાણવા મળે છે કે એક અત્યંત ધર્મનિષ્ઠ અને

પ્રમાણિક માણસ તરીકે તેમણે ત્યાં પ્રતિષ્ઠા મેળવી હતી અને જે ગુણો પોતાનામાં હતા તે તેમનાં બે સંતાનોમાં– વલ્લભભાઇમાં અને ગીરધરભાઇમાં ખીલવવાની તેમણે ખાસ કાળજી રાખી હતી. પોતાના જીવનની ઉત્તરાવસ્થા ટાણે તેમણે પોતાના બંને પુત્રોને નાની સરખી કરિયાણાની દુકાનો કરાવી આપી હતી અને કુટુંબના પોષણનો ભાર પોતાના પુત્રો બરાબર ઉપાડી લેશે એવી ખાત્રી થયા પછી પોતે સાંસારિક જંજાળોમાંથી નિવૃત્તિ લઇને ભગવદ્‌સેવામાં ચિત્ત જોડયું હતું.

હરજીવનદાસના બીજા પુત્ર ગીરધરભાઇ તે આ ચરિત્ર નાયકના પિતા થાય. તેમના મોટાભાઈ વલ્લભદાસને ત્યાં આમ તો સંતતિ થએલી, પરન્તુ દૈવયોગે સૌ દેવશરણ થએલાં; અને પરિણામે વ્યાપાર રોજગારનો બધો બોજો ગીરધરભાઇ ઉપર આવી પડેલો.

અંગ્રેજી ભાષાનું શિક્ષણ તે વખતે ખાસ જરૂરનું ગણાતું નહોતું એટલે ગીરધરભાઇએ પોતે એ ભાષાનો કંઇ અભ્યાસ કર્યો નહોતો; પરન્તુ જેમની વચ્ચે તેઓ વસતા હતા અને જેમની સાથે ધંધાને અંગે સંપર્કમાં તેમણે આવવું પડતું હતું તે લોકોની ભાષા પર તેમણે અદ્‌ભૂત પ્રભુત્વ મેળવ્યું હતું.

ગીરધરભાઈનો જન્મ તો દેશમાં, એટલે પોરબંદરમાં સંવત ૧૯૧૦ માં થએલો. તેમણે પણ પોતાના પિતાની જેમ ઘણી નાની ઉમરે પરદેશનો પંથ લીધો હતો. એડન પહોંચીને

તેમણે થોડા જ સમયમાં જરૂરી અનુભવ મેળવી લીધો હતો અને પછી પોતાને વારસામાં મળેલા ગુણો—સાહસ, ધૈર્ય અને ખંત—વડે તેમણે પોતાનો માર્ગ પોતાની મેળે કરવા માંડેલો.

સંવત ૧૯૩૪ માં ગીરધરભાઇનું ૨૪ વરસની ઉમરે લગ્ન થયું. તેમનાં પત્ની લાડકુંવરબાઇ એક આદર્શ સન્નારી હતાં. એક સિદ્ધાંતવાદી અને આદર્શ આર્યનારીમાં હોય તેટલા સઘળા ગુણો વડે લાડકુંવરબાઇ અલંકૃત હતાં. સોનામાં સુગંધ મળે તેવો આ યોગ હતો. ગીરધરભાઇના અને લાડકુંવરબાઇના સદ્‌ગુણો અને સંસ્કારના શુભ મિલનથી આ કુટુંબનું તેજ ઓર દીપવા લાગ્યું હતું અને તેમની સંતતિમાં—આ કથાના નાયક શ્રી. અલેચંદ-ભાઇમાં—માતા પિતા બંનેના સદ્‌ગુણો ઉતરી આવે તે તદ્દન સ્વાભાવિક હતું.

લાડકુંવરબાઇના પિતા ભીમજીભાઇ પોરબંદરવાળા કુરજી ગણેશના વંશજ થાય. આ કુટુંબ પણ પ્રતિષ્ઠિત કુટુંબ હોઇ સંસ્કારી ગણાતું.

આ બધા શુભ સંયોગો ખરેખર એક મહાન ભાવી શુભ બનાવના પડછાયા સમા હતા. કોઇ પણ મહાપુરૂષનો દાખલો લેતાં ચોકખું જણાશે કે એમના અવતરણ માટે સુંદર ભૂમિકા અગાઉથી તૈયાર થઇ રહી હોય છે. મહાત્મા ગાંધીજી જેવી વિભૂતિના કિસ્સામાં પણ તેમના વડવાઓએ ઉત્તરોત્તર સંસ્કાર—

ખીલવણીમાં જે સિદ્ધિ મેળવી હતી તેને ભાવી ઘટનાના પૂર્વપ્રતિબિંબ સમી માની શકાય. સામાન્ય રીતે આવા બનાવોમાં ધનને બહુ મહત્વ મળતું નથી. કેમકે ધનનાં સાધનો સાથે જે મહદ્‌પુરૂષોનું આવાગમન થાય છે તેની પ્રતિભામાં એટલી ઉણપ રહી જાય છે. સહેજે સહેજે તેમને મળેલી મોટાઇનું જગતમાં એટલું માન નથી રહેતું જેટલું રંકમાંથી અને સામાન્ય કક્ષા ઉપરથી રાયપણું મેળવનારાઓનું રહે છે. આપણી આ કથાના ચરિત્રનાયક વિષે પણ એવી જ ભૂમિકા તૈયાર થએલી. સંસ્કાર અને સભ્યતાનું સુંદર પાગરણ પ્રકૃતિએ તેમને માટે તૈયાર કર્યું હતું; પરન્તુ ધનની બાબતની સોંપણી તો પ્રકૃતિએ પુરૂષાર્થને કરી હતી. અને સાચેસાચ, જો રાયસાહેબ અભેચંદભાઇ ગર્ભ-શ્રીમંત તરીકે જન્મ્યા હોત તો તેમની મહત્તા આજે અંકાય છે તેટલી ના અંકાતી હોત.

આમ આપણે જોઇ શકીએ છીએ કે એક સુભગ નરને માટે જોઇએ તેટલી બધી ઉત્કૃષ્ટ તૈયારીઓ પ્રકૃતિએ અગાઉથી કરી રાખી હતી. કુદરતની એ સાચે જ બલિહારી છે.

———

# જન્મ

.........

(૩)

ઓગણીસમી સદીનો છેલ્લો દાયકો ભારતવર્ષના ઇતિહાસમાં જાગૃતિ અને ઉન્નતિના અનુપમ અવસર સમો હતો. હિંદી રાષ્ટ્રિય મહાસભા આ દાયકામાં છોડ મટીને નવપલ્લવિત વૃક્ષ સમી બની રહી હતી. એ સંસ્થાને હિંદભરમાં પ્રસરાવનારા આજના મહારથીઓ લગભગ એજ અરસામાં એટલે કે ઓગણીસમી સદીના છેલ્લા દાયકામાં જન્મ લઇ રહ્યા હતા. હિંદના આજના મહાપુરૂષોનો મોટો ભાગ એ દાયકામાં જન્મેલો. હિંદના આજના ઉજ્જળ નૃપતિઓનો મોટો ભાગ પણ એજ દાયકામાં જન્મેલો. માત્ર હિંદમાંજ નહિ પણ દુનિયાભરમાં આજે નિરનિરાળા ક્ષેત્રોમાં ચમકી રહેલા સિતારાઓમાંનો ઘણો મોટો ભાગ ઓગણુમી સદીના છેલ્લા દાયકામાં જન્મ્યો હતો એમ ઇતિહાસ સાક્ષી પૂરે છે.

આપણા ચરિત્રનાયક શ્રી. અભેચંદભાઇનો જન્મ પણ આ જ દાયકામાં એટલે ઇ. સ. ૧૮૯૨ માં પોરબંદર મુકામે થયો હતો. વિક્રમ સંવત મુજબ તેમનો જન્મ સંવત ૧૯૪૮ ના અષાઢ વદી ૮ ના દિને થયો હતો.

ગીરધરભાઇના તેઓ બીજા પુત્ર હતા. પ્રથમ પુત્ર રણછોડભાઇના જન્મ પછી બરાબર પાંચ વર્ષે ગીરધરભાઇને

આ બીજા સંતાનની પ્રાપ્તિ થઇ હતી. અભેચંદના જન્મના સમાચાર જ્યારે ગીરધરભાઇને પહોંચાડવામાં આવ્યા ત્યારે દિલમાં એક પ્રકારની આનંદ-લહરી તેમણે અનુભવી હતી. કુદરતી રીતેજ તેમના મનમાં એવી પ્રેરણા થઇ હતી કે આવનાર સંતાન કોઇ સામાન્ય નહિ પણ અસામાન્ય હોવું જોઇએ. પ્રાચીન ઈતિહાસકારો કહે છે કે જ્યારે મહાપુરૂષો અવતરવાના હોય છે ત્યારે તેમનાં માતા પિતાને અગાઉથી એવી કંઇક અવર્ણનીય આગાહી થાય છે; માતાને કોઇ અનેરાં સ્વપ્નો સાંપડે છે. અભેચંદભાઇના જન્મ અગાઉ તેમનાં માતુશ્રી લાડકુંવરબાઇને પણ શુભ સ્વપ્નો સાંપડેલાં અને ઘણી ઉંચી જાતના દોહદો વડે તેમનું ચિત્ત ઉલ્લાસ-ભરપૂર રહેતું હતું.

ગીરધરભાઈ તે વખતે એડનમાં નાનો સરખો વ્યાપાર કરતા હતા. અભેચંદભાઇના જન્મ પ્રસંગે તેમને વ્યાપારમાં અણધાર્યો લાભ મળ્યો હતો અને ત્યાર પછી વ્યાપાર ઉત્તરોત્તર સુધરતાં તેમની અનેક ચિંતાઓ ઓછી થતી ગઇ હતી.

સ્વાભાવિક રીતે જ જ્યારે કોઇ સંતાનના જન્મ પછી માતા પિતાને લાભ થવા માંડે, તેમની ચિંતા અને તેમનો બોજો ઓછો થવા માંડે ત્યારે તે સંતાન પ્રત્યે અત્યંત પ્રીતિ અને મમત્વ રહે. એટલે, બાળક અભેચંદ ઉપર તેમનાં માતાપિતાને અને અન્ય સંબંધીઓને પ્રથમથી જ ઘણી મમતા હતી. બાળકનું ભવ્ય લલાટ જોઇને લાડકુંવરબાઈ

મનમાં ને મનમાં ખૂબ રાજી થતાં. એ પ્રસંગે એમણે પોતાની સ્થિતિ અનુસાર દાનાદિ શુભ કાર્યો કર્યાં હતાં અને બ્રાહ્મણોને જમાડયા હતા.

અભેચંદની જન્મોત્રી પોરબંદરના એક પ્રખ્યાત જ્યોતિષિએ બાળકનું તેજસ્વી મુખડું જોઇને પોતાની મેળે બનાવી હતી અને તેમાં તેણે ભવિષ્ય ભાખ્યું હતું કે આ બાળક માતાપિતાના કૂળને અજવાળનાર અને જ્ઞાતિને તારનાર બની રહેશે. વધુમાં તેણે એવી પણ આગાહી કરી હતી કે ઘણાં મહાન અને લોકોપયોગી કાર્યો આ બાળકના હાથે થશે અને રાજદરબારમાં સન્માન પામી આ બાળક ભવિષ્યમાં અમર કીર્તિને વરશે.

એ જ્યોતિષિએ દાયકાઓ પહેલાં ભાખેલું ભવિષ્ય આજે અક્ષરશઃ સાચું પડયું છે. અનેક લોકોપયોગી કાર્યો અભેચંદભાઇના હાથે થયાં છે. દેશપરદેશમાં અને લોકગણમાં તેમજ રાજદરબારમાં તેમને એકસરખાં માન મળ્યાં છે. એડન અને કામરાનમાંની એમની શુભ કારકીર્દિએ દુનિયામાં મહાન ગણાતી બ્રિટિશ સલ્તનતના હાથે એમને 'રાયસાહેબ'ની પદવી જેવું માન અપાવ્યું છે અને પોરબંદરના રાણાસાહેબે એમને રાજ્યમંત્રી પદે સ્થાપીને એમનું બહુ માન કર્યું છે.

એક ભાગ્યશાળી દાયકામાં એમનો જન્મ થયો હતો એ હકીકત પણ ખાસ નોંધવા જેવી છે. બીજી ખાસ નોંધવા જેવી હકીકત એ છે કે એમનો જન્મ જે મહિનામાં થયો

તેની પછીનો મહિનો હિંદુ ધર્મમાં પવિત્ર મનાય છે; અને એ આખો મહિનો હિંદભરમાં હિંદુ સમાજ માટે ધર્મ, કર્મ અને શુભ કાર્યની રમઝટ સમો બની રહે છે. એટલે અષાઢ માસમાં તેમનો જન્મ થયા પછી તુરતજ, શ્રાવણ માસમાં ધર્મસંસ્કારોની જે સક્રિય સુગંધ દેશભરમાં પથરાય છે તે આ બાળક અલેચંદને ગળથુથીમાં જ અને વળી સહેજે સહેજે મળી ગઇ હતી. આમ બધી રીતે તપાસતાં, સમય, કાળ અને સંયોગોની દ્રષ્ટિએ જેને સોનામાં સુગંધ ભેળવનારો અવસર ગણાય તેવા શુભ સમયે રાયસાહેબનો જન્મ થયો હતો.

જન્મસ્થળની બાબતમાં પણ અગાઉ જણાવાઈ ગયું છે તે મુજબ રાયસાહેબને ઘણા ભાગ્યશાળી ગણી શકાય. પોરબંદર સુદામાપુરીને નામે જગવિખ્યાત છે અને દેશના ખૂણે ખૂણેથી યાત્રીઓ ત્યાં તીર્થ કરવા માટે આવે છે. એક રીતે જોવા જઇએ તો પોરબંદરનું અર્વાચીન મહત્વ એના પ્રાચીન મહત્વ કરતાં પણ વધારે છે. સુદામાના જન્મસ્થાન તરીકે એનું જે મહત્વ છે તેના કરતાં મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીના જન્મસ્થાન તરીકે એનું મહત્વ સવિશેષ ગણાવું જોઇએ. સુદામા તો શ્રીકૃષ્ણના પરમ ભક્ત હતા. જ્યારે ગાંધીજીનું મહત્વ તો અર્વાચીન જગતમાં શ્રીકૃષ્ણના મહત્વ સાથે સરખાવાય છે. શ્રીકૃષ્ણે જેમ જગતને નવી ફિલ્સુફીનું જ્ઞાન પીરસ્યું હતું તેમ ગાંધીજી પણ આજે જગતને એક નવીન રાહ દર્શાવી રહ્યા છે. અહિંસાનો તેમનો મંત્ર ગઇ



શ્રી. અભેચંદભાઇનાં માતુશ્રી.
સ્વ૦ લાડકુંવરબાઇ

કાલે જગતમાં માત્ર એક કૌતુક સમો હતો પણ આજે તો તે એક આરાધ્યમંત્ર બન્યો છે. એટલે પોરબંદરનું પૂજ્ય ગાંધીજીના જન્મસ્થાન તરીકેનું મહત્વ સવિશેષ ગણાવું જોઇએ. એવા સ્થળમાં રાયસાહેબનો જન્મ થાય એ સ્વાભાવિક રીતે જ સર્વ દૃષ્ટિએ ઉત્કૃષ્ટ ઘટના ગણાય.

પોરબંદર વિષે અત્રે બે વધુ શબ્દો આલેખવાનું આવશ્યક છે. સામાન્ય રીતે પોરબંદર દરેક બાબતોમાં, ખાસ કરીને સંસ્કાર અને ચારિત્ર્યની બાબતમાં સમગ્ર કાઠિયાવાડને મોખરે રહ્યું છે. પોરબંદરના આજના પ્રગતિશીલ રાજવી નેક નામદાર મહારાણા શ્રી. નટવરસિંહજી સાહેબ બહાદુર ( કે. સી. આઈ. ઇ. ) આજે પણ આદર્શ રાજવી ગણાય છે. તેમના જાહેર જીવનની જેમ તેમનું ખાનગી જીવન પણ એટલું જ નિષ્કલંક છે. એક પત્નિવ્રતમાં આજે તેઓ ભગવાન રામચંદ્રના ઉજ્વળ આદર્શને અનુસરી રહ્યા છે અને આ એક બાબત એવી છે જેના વડે સમગ્ર હિંદના રાજવીઓમાં તેમનું સ્થાન મોખરે છે.

આમ, સમય, સ્થળ, સંયોગો અને પરિસ્થિતિને લક્ષ્યમાં લેતાં રાયસાહેબના જન્મને ખરેખર એક “આદર્શ જન્મ” નિઃસંકોચપણે કહી શકાય.

# બાલ્યકાળ—પરદેશગમન

(૪)

"પુત્રનાં લક્ષણ પારણામાંથી" એ કહેવત આજે આપણે ત્યાં ખૂબ પ્રચલિત બની છે. પુત્રની બુદ્ધિશક્તિને લાગે વળગે છે ત્યાં સુધી આ કહેવત અક્ષરશઃ સાચી છે. પુત્ર તેજસ્વી અને બુદ્ધિશાળી નિવડશે કે કેમ એ વાત પારણામાંથીજ સમજાઇ જાય છે. પરન્તુ એ તેજ અને એ બુધ્ધિનો સદુપયોગ થશે કે દુરૂપયોગ એ હકીકતનો નિર્ણય કરવા માટે આપણે પુત્રની બાલ્યાવસ્થા અને કિશોરાવસ્થા પર્યંત થોભવું પડે છે. અમેરિકાનો નામચીન ડાકુ જહોન ડિલિંજર અને એજ અમેરિકાનો વિખ્યાત લેખક અને મહા-પુરૂષ અપ્ટન સિંકલેર તેમના જન્મ સમયે એક સરખા તેજસ્વી અને બુધ્ધિશાળી જણાયા હતા. બાલ્યાવસ્થામાં ડિલિંજર ઉપર સારા સંસ્કારોની છાપ કોઇએ પાડી નહિ અને કિશોરાવસ્થામાં પોતાની બુદ્ધિનો દુરૂપયોગ કરતાં કોઇએ એને રોકયો નહિ. પરિણામે ભયંકર બદમાશ બની "અમે-રિકાનો જાહેર દુશ્મન નંબર એક" તે ગણાયો અને બુરે મોતે મર્યો. બીજી તરફથી અપ્ટન સિંકલેરનું બચપણ તેનાં ગરીબ પરન્તુ સંસ્કારી માતાપિતાને હાથે ઘડાયું અને તેની આસપાસ સુંદર વાતાવરણ ઉભું કરવામાં આવ્યું. પરિણામે માત્ર અમેરિકા જ નહિ પણ જગતભરના અગ્રગણ્ય વિચારકો,

સુધારકો, લેખકો અને મહાપુરૂષોમાં તેના નામની આજે ગણના થાય છે.

આપણા ચરિત્ર્યનાયક રાયસાહેબ અભેચંદભાઇને વિષે પણ એવું જ બન્યું હતું. પારણામાંથી જ તેમની તેજસ્વિતાએ અને બુદ્ધિ–પ્રતિભાભર્યા ભવ્ય લલાટે સૌ કોઇને વશ કર્યા હતા. પરન્તુ તેમની બાલ્યાવસ્થા દરમિયાન તેમના આત્માને ઘડવાનું મહદ્ કાર્ય તેમનાં સુસંસ્કારી માતુશ્રી લાડકુંવરબાઇએ ઘણી જ સફળતાથી બજાવ્યું હતું. બાળક અભેચંદ કોઇ બુરી સોબતની અસર હેઠળ ના આવે તે માટે લાડકુંવરબાઇ ખૂબ સાવધ રહેતાં. રામાયણની અને મહાભારતની વીર–કથાઓ, સંસ્કાર–કહાણીઓ અને ધર્મ–કથાનકો અભેચંદના કર્ણમાં તેઓ રેડયા કરતાં. ધર્મ અને નીતિ વિષે, સત્ય અને પ્રેમ વિષે અને સેવા તથા દાનધર્મ વિષે બાળક અભેચંદને તેનાં માતુશ્રી લાડકુંવરબાઇ પાસેથી ઘણું ઘણું જાણુવા મળ્યું હતું.

બાલ્યાવસ્થામાં બાળકોને સહજ તોફાન—મસ્તીથી અભેચંદ કંઇ અળગો નહોતો. તેમનાં માતુશ્રી બાળ–સહજ તોફાનવૃત્તિને કદી અવરોધતાં નહિ; કેમકે તેઓ જાણતાં હતાં કે બચપણમાં તોફાન–મસ્તી વિનાનાં બાળકો મોટે ભાગે માયકાંગલાં નિવડે છે. એટલે તેઓ તેમાં આડે આવતાં નહિ. માત્ર એટલું ધ્યાન રાખતાં કે આ તોફાન–મસ્તીની વૃત્તિ મર્યાદા ઓળંગે નહિ, તોફાન મસ્તી બીજાને

ઉપદ્રવકર્તા થઇ પડે નહિ અને એમાંથી કોઇ બુરી સંગત કે બુરી લત અભેચંદમાં દાખલ થઇ જાય નહિ.

પાંચ વર્ષની ઉમ્મર થઇ ત્યાં સુધી અભેચંદભાઇનું લાલન પાલન આ રીતે પોરબંદરમાંજ થયું. એક તીર્થધામ તરીકે પોરબંદર જે મહત્તા ભોગવે છે અને તેના વાતાવરણમાં જે સંસ્કાર સૌરભ મહેકતી રહે છે તેનો લાભ આમ બાળક અભેચંદને સહેજે સહેજે મળ્યો.

તે વખતે તેમના પિતા ગીરધરભાઇ એડનમાં નાનો સરખો વ્યાપાર કરતા હતા. તેમના દાદા હરજીવનભાઇ તે વખતે એડન ખાતે હતા. તેમની આર્થિક સ્થિતિ તે વખતે તદ્દન સાધારણ હતી. કુટુંબના નિર્વાહ માટે જોઇએ એટલું સાધન અત્યંત મુશીબતથી તેઓ પેદા કરી શકતા. આ કારણને લઇને પોરબંદર ખાતે રહેતા તેમના લાડીલા પુત્ર અભેચંદના લાલન પાલન પાછળ હોંશભર્યું ખર્ચ કરવાની તેમની શકિત નહોતી.

કુટુંબની આ સ્થિતિને કારણે અભેચંદભાઇએ બાલ્યાવસ્થા દરમિયાન કોઇ જાતની શ્રીમંતાઇની મોજમજાહ અનુભવી નહોતી. ખર્ચાળ લાલન પાલનનો લાભ તેમને મળ્યો નહોતો. તેમની પાછળ ખર્ચવા માટે સારી રકમ જુદી પાડી શકાતી નહોતી અને એક શ્રીમંતને ત્યાં અવતરેલા બાળક પાછળ જે જાતની સારવાર અને દેખરેખ રાખવામાં આવે તેમાંનું કશું ભાગ્યદેવીએ અભેચંદ માટે નિર્માણ કર્યું નહોતું.

પરંતુ એ બધા કરતાં ચડી જાય એવી એક ચીજ અભેચંદ માટે વિધિએ નિર્માણ કરી હતી. તે હતું તેમનાં પરમ્ સંસ્કારી માતુશ્રીનું અપાર હેત. એમ નિઃસંકોચ કહી શકાય કે લાડકુંવરબાઇએ અભેચંદના એક સાચા શિક્ષકની ગરજ સારી હતી.

આ બધામાં જાણે કંઇ ઊણપ હોય અને માતાના સંસ્કારો ઉપરાંત પિતાના તથા પિતામહના શુભ ગુણોની છાપ પણ અભેચંદમાં ભાગ્યદેવી ચિતરવા માગતી હોય તેમ પાંચ વર્ષની ઉમ્મરે એડનથી તેડું આવ્યું.

તેમના પિતાએ એડનથી લાડકુંવરબાઈને લખ્યું હતું કે અભેચંદને લઇને હવે તમે એડન આવો.

મુસાફરી અને તેમાંયે પરદેશોની મુસાફરી મનુષ્યને બૌદ્ધિક દ્રષ્ટિએ ઘણી જ્ઞાનદાયક થઇ પડે છે. તેમાંયે દરિયાની મુસાફરી મનુષ્યના મનને વિશાળ બનાવે છે અને કલ્પના-શક્તિને જીવંત બનાવે છે. મોટી ઉમ્મરનાં માણસો મુસાફરીથી લાભ મેળવે છે એ ખરૂં પણ નાનાં બાળકોને પણ તેથી ઘણો લાભ થાય છે. બાળકોમાં મોટાંઓ જેટલી સમજણ-શક્તિ નથી હોતી એ માન્યતા ભૂલ ભરેલી છે. મોટાઓની માફક જે કંઇ સમજ્યાં હોય તેને વ્યકત કરવાની શક્તિ બાળકોમાં નથી હોતી એ સાચું; પણ તેથી અવલોકન કર-વાની શક્તિથી અને સમજણ શક્તિથી બાળકો દૂર હોય છે એમ માનવું ભૂલ ભરેલું છે. નાનું બાળક રેલ્વેની કે દરિયાની મુસાફરી કરતું હોય છે ત્યારે તેનું મન જાગૃત અને સતેજ

હોય છે. જે કંઇ તે જુએ છે તેની તેના મન ઉપર છાપ પડે છે અને ફોનોગ્રાફની રેકર્ડની માફક આસપાસના સંયોગોની છાપ–નકલ તેના કુમળા મન ઉપર અંકિત થઇ જાય છે. પછી ફોનોગ્રાફની પીન જ્યારે રેકર્ડ ઉપર ફરે છે ત્યારે લખાઇ ગએલું જેમ અવાજમાં પરિણમે છે તેવી રીતે બાળક જ્યારે મોટું બને છે અને વ્યકત કરવાની તેની શકિત જ્યારે ખીલે છે ત્યારે બચપણમાં જોએલું, અવલોકેલું અને અનુભવેલું બધું તેને ખુબ ઉપયોગમાં આવે છે.

એટલે, પાંચ વર્ષની ઉમ્મરે દરિયાની પ્રથમ મુંસાફરી કરવાનો જે યોગ આ ચરિત્રનાયકને મળ્યો તેનાથી તેમને ઘણો લાભ થયો હતો. તેમની કલ્પનાશકિતને તેથી ઘણો વેગ મળ્યો હતો અને તેને લઇને તેમને ભવિષ્યમાં ઘણો લાભ થયો હતો એ હકીકત તેમનું તે પછીનું જીવન પુરવાર કરે છે.

આમ અભેચંદભાઈ જ્યારે એડનના કિનારે પહેલવહેલા ઉતર્યા ત્યારે તેમની ઉમ્મર ફકત પાંચ વર્ષની હતી. સામાન્ય રીતે આ ઉમ્મરે સમજણ શકિત ખીલવા માંડેલી હોય છે અને જીજ્ઞાસાવૃત્તિ ખુબ જોર કરતી હોય છે. પ્રત્યેક બાબત વિષે પ્રશ્ન કરવાની બાળકોને ટેવ પડેલી હોય છે. આ ટેવથી કંટાળીને તેમને ધમકાવવાને બદલે દરેક પ્રશ્નના યોગ્ય ઉત્તરો પ્રેમપૂર્વક આપવાની તેમનાં માતુશ્રી લાડકુંવરબાઇની સાવચેતીએ અને તેમના પિતા શ્રી. ગીરધરભાઈની પણ તેવી જ મમતાએ અભેચંદભાઇના બાલ્યકાળને શુભ સંસ્કારોથી,

તેજસ્વી બુધ્ધિપ્રભાથી અને ચાણાક્યતાથી ઘડવામાં ઘણો મોટો ફાળો આપ્યો હતો. પોતાને એવાં સંસ્કારી માતાપિતા મળવા માટે અભેચંદભાઇ આજે પણ ઇશ્વરનો આભાર માને છે. ક્યારેક તેઓ કહે છે કેઃ-

"મારાં માતપિતાએ મારે માટે ધનનો ઢગલો ઉભો કરવાને બદલે મારા જીવનનું સુંદર ઘડતર ઘડવા પાછળ જે લક્ષ આપ્યું છે તે મારે મન તેમના તરફથી મને મળેલો મોટામાં મોટો વારસો છે અને તે બદલ તેમનો હું જન્મોજન્મ ઋણી રહીશ."

# તેજસ્વી વિદ્યાર્થી

## [૫]

એડનમાં આવ્યા પછી તેમને તુરતજ કોઇ શાળામાં વિદ્યાભ્યાસ માટે દાખલ કરવા જો'તા હતા. પરન્તુ તે વખતે એડનમાં ગુજરાતીઓને માટે વિદ્યાભ્યાસની કોઇ ખાસ અથવા આકર્ષક સગવડ નહોતી. ગમે તેવી શાળામાં ભણવા બેસાડીને અભેચંદના સંસ્કારો બગાડવાની તેમનાં માતાપિતાની ઇચ્છા નહોતી.

નિશાળમાં ચિત્રવિચિત્ર બાળકોનો શંભુમેળો એકઠો થાય છે એમ કહેવાને બદલે જો એમ કહીએ કે "ચિત્ર-વિચિત્ર માબાપોના જાતજાતના અને ભાતભાતના સંસ્કારોનો ત્યાં મેળો જામે છે." તો તે વધારે યોગ્ય ગણાશે. આ બધા ઉપર પોતાના તેજનો ઓછાડ ઢાંકી દઇને સ્વતંત્ર ઘડતર કરી શકે તેવો કાબેલ અને સુયોગ્ય, સંસ્કારશીલ શિક્ષક જે શાળામાં ના હોય ત્યાં બાળકોને મોકલવાનું કામ જોખમભર્યું છે. સારાં અને સંસ્કારી માબાપોનાં કેટલાંયે સંતાનો શાળામાં જતાં થયા પછી બગડી જાય છે અને બુરી સંગતે ચડી અવળી લતો ઉપર ઉતરી જાય છે. આ બધા વિચારથી અભેચંદને માટે કોઇ યોગ્ય શિક્ષાગુરૂ ન મળે ત્યાં સુધી કોઇ શાળામાં દાખલ કરવાનું તેમનાં માતપિતાને યોગ્ય લાગતું નહોતું.



એડન ખાતેનું રાયસાહેબનું બાપીકું મકાન.

ઉપરાંત અભેચંદ ઉપરનો માતાપિતા ઉભયનો પ્રેમ પણ પોતાના બાળકને થોડા વખત માટે પણ ઘરથી અળગો થવા દેવામાં વિક્ષેપ નાંખતો હતો.

પરિણામે એડનમાં આવ્યા પછીનાં બે વર્ષ સુધી બાળક અભેચંદને ઘેરજ રાખવામાં આવ્યા. તેમના પિતા જ્યારે પરવારીને ઘેરથી પોતાની દુકાને જતા ત્યારે અભેચંદને તેઓ સાથે લઇ જતા. દુકાનમાં ચાલતા કામકાજ ઉપર આ રીતે સતત્ બે વર્ષ સુધી બાળક અભેચંદની નજર રહી. પરિણામે એ બાળકના માનસમાં વ્યાપાર અને વાણિજ્યની સુંદર છાપ આલેખાઇ.

દુકાનની અંદરનાં નાનાં મોટાં પ્રત્યેક કાર્યો અભેચંદની આંખ આગળ થતાં અને માતાપિતાના સદ્‌ગુણો તથા શુભ સંસ્કારોનું જે સિંચન અભેચંદના આત્મા ઉપર થયું હતું તેમાં વ્યાપાર દક્ષતાનો આ રીતે ઉમેરો થતો. ક્યારેક ક્યારેક દુકાનમાં વ્યાપાર વિષે વાતચીત ચાલતી હોય ત્યારે તે વિષેનો પોતાનો અભિપ્રાય બાળક અભેચંદ હળવેક દઇને ઉચ્ચારતો અને આટલી નાની ઉંમરમાં તેની આવડી સમજણશક્તિ જોઇને તેના પિતા તથા પિતામહ બંને ચકિત થઈ જતા.

આમને આમ એડનમાં બે વરસ પસાર થઇ ગયાં. દરમિયાન કોઇ લાયક શિક્ષાગુરૂ માટેની ગીરધરભાઇની શોધ તો ચાલુજ હતી. તેમની કસોટીમાંથી આખરે કુતિયાણાવાળા

હરજીવન માસ્તર પાર ઉતર્યા. એડનમાં હરજીવન માસ્તરે કેટલોક સમય થયાં સ્કુલ કાઢી હતી અને ગુજરાતી ભાષા બોલતી પ્રજાનાં બાળકોના ઘડતરનું સુંદર કાર્ય તેમણે શરૂ કર્યું હતું. આજના જમાનામાં પ્રચલિત બનેલી બાળકો માટેની મોન્ટેસરી પદ્ધતિ તે જમાનામાં લબ્ધ નહોતી. પરન્તુ હરજીવન માસ્તરને માનસશાસ્ત્રનો અને તેમાંયે ખાસ કરીને બાળમાનસનો ઘણો સારો અભ્યાસ હતો. કયા બાળકમાં કઇ વૃત્તિ વિશેષ પ્રમાણમાં છે અને કયા બાળકને કેવી જાતનું શિક્ષણ ખાસ કરીને આપવું એ વિષેના તેમના નિર્ણયો અજબ રીતે સાચા પડતા હતા.

સાતમા વર્ષે અભેચંદને આ હરજીવન માસ્તરની સ્કુલમાં વિદ્યાભ્યાસ માટે દાખલ કરવામાં આવ્યા. શાળામાં દાખલ કરતાં જ હરજીવન માસ્તરે જોઇ લીધું કે એક અતિ તેજસ્વી વિદ્યાર્થી આજે તેમની શાળામાં દાખલ થાય છે. સામાન્ય રીતે શિક્ષકોને તેજસ્વી વિદ્યાર્થીઓ પરત્વે ઘણી મમતા હોય છે અને તેની ખીલવણી પાછળ સામાન્ય રીતે ધ્યાન પણ વધારે આપવામાં આવે છે.

હરજીવન માસ્તરને અભેચંદ ઉપર તેની તેજસ્વિતાને કારણે વિશેષ મમત્વ સહેજે ઉત્પન્ન થયું હતું. શાળાના સમય ઉપરાંત પણ તેઓ ગીરધરભાઇને ત્યાં ખાસ બેસવા જતા અને તે સમય દરમિયાન અભેચંદને પોતાના અનુભવોનું શિક્ષા-પાન કરાવતા.

ગુજરાતી ચાર ચોપડીઓ અભેચંદે હરજીવન માસ્તરની સ્કુલમાં ઝપાટાબંધ પસાર કરી. ક્યારેક ગીરધરભાઇ હરજીવન માસ્તરને કહેતા કેઃ—

"માસ્તર, આ અભેચંદની હોંશિયારીનાં તમે આટલાં બધાં વખાણ કરો છો તો પછી એક સાથે તેને બે ચોપડી કેમ નથી ભણાવતા?"

ત્યારે હસીને હરજીવન માસ્તર જવાબ આપતા કેઃ- "એક સાથે બે તો શું પણ પણ ત્રણ ચોપડીમાં પાસ થઇ જવાની હુંશિયારી અભેચંદમાં છે. પણ હું એને પુરાં ચાર વરસ મારી પાસે રાખવા માગું છું. અભ્યાસમાં ઉતાવળ કરવાથી વિદ્યાર્થીના મન ઉપર અને તેની શકિત ઉપર વધારે પડતો બોજો પડે છે અને શરૂઆતમાં ઉત્સાહમાં ને ઉત્સાહમાં એ બોજાની અસર વિદ્યાર્થીને કે શિક્ષકને દેખાતી નથી પણ પાછળથી એનો પ્રત્યાઘાત આવે છે."

આમ પૂરાં ચાર વર્ષ અભેચંદભાઇએ હરજીવન માસ્તરની સ્કુલમાં ગાળ્યાં. કહેવાની જરૂર નથી કે તેમનો નંબર એ શાળામાં હમેશાં ઉંચો રહેતો અને એક તેજસ્વી વિદ્યાર્થી તરીકે શિક્ષકની કૃપાદૃષ્ટિ જેમ એમની ઉપર રહેતી તેમ અન્ય વિદ્યાર્થીઓનું સન્માન પણ તેમને મળતું.

ગુજરાતી ચાર ચોપડીમાં ઉચ્ચ રીતે ઉત્તીર્ણ થયા પછી તેમને અંગ્રેજી અભ્યાસ માટે એડનની રેસીડેન્સી સ્કુલમાં દાખલ કરવામાં આવ્યા. એડનમાં તે વખતે અંગ્રેજોની

પેઢીઓમાં અંગ્રેજી ભણેલા હિંદીઓને સ્થાન મળતું હતું અને સામાન્ય રીતે અંગ્રેજી ભાષાની અગત્ય અને ઉપયોગિતા લોકોને સમજાતાં જતાં હતાં. આથી અભેચંદને અંગ્રેજી શિક્ષણ લેવા માટે રેસીડેન્સી સ્કુલમાં દાખલ કરવામાં આવ્યા.

અભેચંદભાઈના દાદાનો પ્રથમ એવો વિચાર હતો કે અભેચંદને ગુજરાતી સાત ચોપડીઓનો અભ્યાસ કરાવવો અને નામાઠામાને લગતું વ્યવહારિક શિક્ષણ અપાવવું. પરન્તુ પછીથી અંગ્રેજી ભાષાની અગત્યતા તેમને પણ સમજાઈ અને ગીરધરભાઇની ઇચ્છા સાથે સંમત થઇને અંગ્રેજી શિક્ષણ લેવા માટે અભેચંદને મોકલવાનું તેમણે કબુલ્યું. અભેચંદભાઇ ઉપર તેમનાં માતપિતાનો પ્રેમ હતો તેટલોજ પ્રેમ તેમના દાદાને પણ હતો અને ગીરધરભાઇની માફક હરજીવનભાઇએ પણ અભેચંદ માટે ઘણી ઉંચી આશા બાંધી હતી. તેમની એ ઇચ્છા ફળીભુત તો થઇ પણ તે બધું નજરે જોવા પુરતું દીર્ઘાયુષ્ય ઇશ્વરે તેમને આપ્યું હોત તો તેમનો પ્રસન્ન આત્મા આજે પરમ્ સંતોષનો અનુભવ કરતો હોત.

# પાટી ફેંકી દીધી

[ ૬ ]

**અંગ્રેજીમાં એક** કહેવત છે કે "Man proposes and God disposes." અર્થાત્ મનુષ્ય સ્થાપે છે અને ઈશ્વર ઉત્થાપે છે.

અભેચંદને અંગ્રેજી અભ્યાસ માટે રેસિડેન્સી સ્કુલમાં જ્યારે દાખલ કરવામાં આવ્યા ત્યારે તેમના અભ્યાસ વિષે કંઇ કંઇ કલ્પનાઓ તેમનાં માતાપિતાએ કરી હતી. તેમને મેટ્રીક સુધીનો અભ્યાસ તો ઓછામાં ઓછો કરાવવો તેવો મત તેમના દાદાનો હતો. જ્યારે, તેથી પણ વધુ અભ્યાસ કરાવવાની તેમના પિતાની ઇચ્છા હતી.

પરન્તુ સંજોગો એવા ઉભા થયા કે તેમની એ ઇચ્છા પાર પડી નહિ અને બાર વર્ષની કાચી ઉમ્મરે અભેચંદભાઇને અભ્યાસ છોડી દેવો પડયો. તે વખતે અભ્યાસ છોડી દેવા વિષે તેમને પોતાને ખૂબ લાગેલું અને કેટલાંય આંસુ તેમણે પાડેલાં. પરન્તુ એ પ્રસંગને યાદ કરીને આજે અભેચંદભાઇ કહે છે કેઃ—

"ઇશ્વર જે કરે છે તે સારા માટે જ કરે છે. નાની ઉમ્મરમાં અભ્યાસ છોડી દીધા પછી જીવનમાં ઝંપલાવવાનો જે અવસર ઇશ્વરે મને આપ્યો હતો તેમાંથી મને તો લાભ જ

થયો છે. કેમકે જીવનની વ્યવહારિક કેળવણી મેં જગતમાં રખડતાં રખડતાં મેળવી છે અને એવી કેળવણી મેં મેળવી છે જે કદાચ કોલેજમાંથી મને ના મળી હોત.”

સંવત ૧૯૬૦ માં જ્યારે અભેચંદભાઈ અંગ્રેજી બીજા ધોરણમાં અભ્યાસ કરી રહ્યા હતા ત્યારે તેમના મોટાભાઇના લગ્નનો પ્રસંગ આવ્યો. આ પ્રસંગે તેમના માત પિતા જ્યારે દેશમાં જાય ત્યારે અભેચંદને પોતાની સાથે લઈ જાય એ તદ્દન સ્વાભાવિક હતું. મોટાભાઇના લગ્ન પ્રસંગે દેશમાં જવાનું હોવા નિમિત્તે તેમણે નિશાળમાંથી રજા લીધી અને માતાપિતાની સાથે તેઓ દેશમાં આવ્યા.

સામાન્ય રીતે ધંધારોજગાર માટે પરદેશમાં રહેતા માણસો વિષે દેશમાં વસતા માણસો ઘણા મોટા ખ્યાલો ધરાવતા હોય છે અને એ ખ્યાલોને પોષવા માટે ઘણી વાર પરદેશમાં વસનારાઓને ખેંચાવું પણ પડે છે. પરદેશમાં ગમે તેવી આર્થિક સ્થિતિ હોવા છતાં દેશમાં અમુક પ્રકારના વટથી રહેવું પડે છે.

અભેચંદભાઇના એડન વસતા કુટુંબ વિષે કાઠિયાવાડનાં તેમનાં જ્ઞાતિજનોમાં પણ આવી જ જાતનો ખ્યાલ હતો. તેઓ ત્યાં ખૂબ કમાય છે અને સારી સંપત્તિ તેમણે એકઠી કરી છે એવી માન્યતા દેશમાં હતી.

એટલે જ્યારે મોટા પુત્ર રણછોડભાઇનાં લગ્ન કરવા માટે એ કુટુંબ દેશમાં આવ્યું ત્યારે તેમનાં સંબંધીઓએ તેમને આ પ્રસંગ સારી રીતે ઉજવવા માટે જણાવ્યું.

વળી ગીરધરભાઇ માટે આ પ્રથમ જ શુભ પ્રસંગ હતો અને પોતાને ત્યાં આવતા પ્રથમ લગ્ન પ્રસંગને સારી રીતે ઉજવવાની લાડકુંવરબાઇને પણ ઇચ્છા હતી.

એટલે પૂરા ઠાઠમાઠથી રણછોડભાઈના લગ્નનો પ્રસંગ પોરબંદરમાં ઉજવાયો. એમાં ગીરધરભાઇએ સારૂં ખર્ચ કર્યું અને નાતજાતમાં સારી વાહ વાહ પણ કહેવાઇ.

લગ્ન પછી તુરતજ એડન ચાલ્યા જવાનો વિચાર હતો પણ સંબંધીઓએ રોકયા એટલે ગીરધરભાઇ કુટુંબ સાથે થોડો વધુ વખત ત્યાં રોકાઇ ગયા.

દરમિયાન એડન ખાતે ધંધાની મંદી આવી અને એક તો લગ્નમાં સારી પેઠે ખર્ચ કર્યું હતું અને બીજી તરફથી આમદાની ઘટી જવાથી આ કુટુંબ આર્થિક મુશ્કેલીના ઝંઝાવાતમાં આવી પડયું.

ધંધાની મંદીના કારણે હરજીવનભાઇ પણ એડનમાંથી પોરબંદર આવીને વસ્યા હતા. એટલે, એડનની દુકાનમાં ધ્યાન આપી શકે અને પળતા વ્યાપારને વાળી શકે તેવું કોઇ ત્યાં હતું નહિ.

છેવટે ગીરધરભાઈને લાગ્યું કે તુરતમાં જ પાછું એડન પહોંચી જવું જોઇએ, નહિ તો વ્યાપાર રોજગાર તદ્દન ખોરંબે ચડી જશે. આથી, થોડાક મહિના બાદ, તેઓ એડન તરફ પાછા ઉપડયા. અભેચંદ્ર પણ પિતાની સાથે પાછા એડન ગયા.

એડન આવ્યા પછી ગીરધરભાઇએ જોયું કે વ્યાપારની સ્થિતિ ઘણી બગડી ગઇ હતી. સર્વત્ર મંદીનું મોજું ફરી વળ્યું હતું અને એ સાલમાં ઘણા વ્યાપારીઓ મુશ્કેલીને અંગે દેશ ભેગા થઇ ગયા હતા. પોતાના ધંધામાં પાછું એમણે ધ્યાન આપવા માંડયું; પરંન્તુ તેમણે જોયું કે ગમે એટલી મહેનત કરવા છતાં યે ધંધામાં વળતાં પાણી થતાં નહોતાં.

આ સ્થિતિને લઇને ગીરધરભાઇ ચિંતાથી વ્યગ્ર રહેવા લાગ્યા. પતિની મુશ્કેલી સમજતાં પતિપરાયણ લાડકુંવર-બાઇના મન ઉપર પણ આથી અસર થઇ.

અને માતાપિતાની વ્યગ્રતા બાર વર્ષના ચપળ અભેચંદની ધ્યાન બહાર રહે એ કેમ બને? અભેચંદે જોયું કે તેની માતામાં હમ્મેશ જેવો ઉલ્લાસ નહોતો. તેણે એ પણ જોયું કે તેના પિતા પહેલાં હંમેશાં આનંદિત રહેતા હતા તેને બદલે હવે તેઓ ચિંતિત અને વ્યગ્ર રહે છે. એનું કારણ શોધતાં ચબરાક અભેચંદને કંઇ વાર લાગી નહિ. એની સમજમાં આવી ગયું કે વ્યાપાર રોજગારમાં આવેલી મંદીને કારણે કુટુંબની આર્થિક સ્થિતિ બગડી હતી અને પરિણામે માતાપિતા વ્યગ્ર રહેતાં હતાં.

માતાપિતાની આ સ્થિતિની કિશોર અભેચંદના મન ઉપર ભારે અસર થઇ. આ સ્થિતિ ટાળવા માટે પોતે શું કરી શકે? એવો વિચાર તેના નાનકડા મગજમાં આવ્યો.

તેણે જોયું કે કુટુંબની આવકમાં થોડો ઘણો પણ વધારો કરી શકાય તો તેથી મોટી રાહત મળે.

બીજો વિચાર તુરતજ એ આવ્યો કે એ બાબતમાં પોતે શું કરી શકે ?

તે દિવસે સાંજે અભેચંદ એકલો ફરવા નિકળ્યો. દરિયા કાંઠે દિવાદાંડીની સામે આવીને એક ખાંકડા પર તે બેઠો અને પોતાના કુટુંબ માટે પોતે શું કરી શકે એના વિચારે એનું નાનકડું મન ચડયું.

અભેચંદનું મન વિચાર કરી રહ્યું હતું. એની આંખો દરિયા તરફ મંડાઇ રહી હતી અને નાના મોટા મછવાઓની આવજાવ નીરખી રહી હતી. એની નજરે એક દ્રષ્ય ચડયું.

થોડે દૂર એક નાના સરખા મછવામાં એક વૃદ્ધ માછીમાર સુકાન પકડીને બેઠો હતો. પવન આસ્તે આસ્તે ફુંકાઈ રહ્યો હતો અને આસ્તે આસ્તે ચાલતો મછવો જરાક ઉતાવળો થતો હતો. મછવામાં થોડુંક ખાવાનું પડયું હતું અને એક નાનો સરખો સાત આઠ વરસની ઉમ્મરનો છોકરો પાટી અને પેન લઈને કંઈક ચિત્રામણ કરતો હતો. એ છોકરો પેલા વૃદ્ધ માછીમારનો પુત્ર હોય તેમ જણાઈ આવતું હતું.

થોડી થોડી વારે પેલો વૃદ્ધ ઉધરસ ખાતો હતો. એના હાથ ધ્રુજતા હતા. મછવો કિનારા તરફ આવી રહ્યો હતો.

એકાએક પેલા વૃધ્ધે જોરથી ઉધરસ ખાધી અને એના હાથમાંથી સુકાન છૂટી ગયું. મછવામાં એ ઢળી પડયો. છાતી પર હાથ મૂકીને ઉધરસ ખાતો ખાતો એ વૃદ્ધ માછીમાર પાછું સુકાન હાથમાં લેવા કોશીષ કરવા લાગ્યો. પણ એનાથી ઉઠાતું નહોતું.

હાથમાં સ્લેટ અને પેન લઇ બેઠેલા પેલા છોકરાએ પોતાના બાપને આ રીતે પડતાં જોયો. એકદમ તે ટટાર બન્યો. હાથમાંની સ્લેટ અને પેન તેણે દરિયામાં ફેંકી દીધી અને કૂદકો મારતો તે સુકાન પાસે પહોંચ્યો. પોતાના નાનકડા હાથો વડે સુકાનના દંડાને તેણે પકડી લીધો અને બીજી જ ક્ષણે દરિયામાં ભૂલભુલમણી રમતો પેલો મછવો ઠેકાણે આવી ગયો.

આ દૃષ્ય અભેચંદે જોયું. બાંકડા પરથી એણે તુરતજ કૂદકો માર્યો અને સહસા તેનાથી બોલાઇ ગયું:– “રસ્તો જડયો.”

પોતાના હાથમાંની ચોપડી તેણે દરિયામાં ફેંકી દીધી અને હરખમાં ને હરખમાં ઘર તરફ તેણે ઝપાટાબંધ પગ ઉપાડયા.

પણ ઘેર આવતાં જ એ ઢીલો થઇ ગયો. અભ્યાસ છોડી દેવાનો પોતાનો નિર્ણય એને ભયંકર લાગવા માંડયો. ઘણો સારો અભ્યાસ કરવાનાં પોતાનાં સ્વપ્નો નજર સામેથી સરી જતાં એણે જોયાં અને પોક મૂકીને એનાથી રડી પડાયું.

લાડકુંવરબાઇ તુરતજ દોડી આવ્યાં અને પોતાના લાડકા પુત્રને રડતો જોઇ એમનું દિલ ભરાઇ આવ્યું. દિલને કઠણ કરીને એમણે અભેચંદને રડવાનું કારણ પૂછ્યું.

રડીને દિલ ખાલી કર્યા પછી અભેચંદમાં કંઇક સ્વસ્થતા આવી હતી. રડવાનું કશું કારણ એણે પોતાની માને બતાવ્યું નહિ અને આંખો મીંચી દીધી.

એ ઉંઘી ગયો હશે એમ માનીને એને શાલ ઓઢાડી લાડકુંવરબાઇ ત્યાંથી ખસ્યાં.

તે આખી રાત અલેચંદને ઉંઘ આવી નહિ. આખી રાત તેણે વિચારો કર્યા કીધા. રાતભરના મંથનને અંતે અભ્યાસ છોડી દેવાના પોતાના નિર્ણયને એણે મજબુત બનાવ્યો. મક્કમ નિશ્ચય થઇ ગયા પછી એનું મન હળવું બન્યું અને રાતભરના ઉજાગરાનો થાક હોવા છતાં નિશ્ચયના આનંદથી હસતે વદને એણે બીજી સવારે દાતણ પાણી કર્યાં.

રાતમાં આવેલા વિચારો દરમિયાન એણે બીજો એક નિર્ણય એ કર્યો હતો કે ખરો વખત આવે ત્યાં સુધી માતા-પિતાને કશુંજ જણાવવું નહિ. એટલે બીજી સવારે પોતાના આ નિર્ણય વિષે કશી જ વાત તેણે કોઇને કરી નહિ.

# સુકાન હાથમાં લીધું

[ ૭ ]

પાટી તો ફેંકી દીધી પણ હવે શું ? એ પ્રશ્ન તુરતજ અલેચંદ આગળ આવીને ઉભો. એણે જોયું હતું કે પેલા માછીમારના પુત્રે પાટી ફેંકી દઇને સુકાન હાથમાં લઇ લીધું હતું. એટલે પોતે પણ હવે સુકાન હાથમાં લઇ લેવું જોઇએ એમ તેને લાગ્યું.

કોઇ ઠેકાણે નોકરી મળે તો સારૂં એવો વિચાર એને આવ્યો. કેમકે, ધંધામાં તો કશો કસ તે દિવસે દેખાતો નહોતો. વળી પોતે પોતાના પિતાની જ દુકાનમાં જોડાય તો તેથી કંઇ વધારાનો લાભ થવાનો નહોતો. એટલે, જો નોકરી મળે તો જ કુટુંબની આવકમાં કંઇક વધારો થાય.

રેસિડેન્સી સ્કુલમાં અભ્યાસ કરવા જતી વખતે રસ્તામાં બજાર વીંધીને જવું પડતું. બજારમાં ઘણા વ્યાપારીઓને આથી અલેચંદ ઓળખતો. તેમાં યે એક પારસી વ્યાપારી તરફ તેનું ખાસ ધ્યાન ખેંચાતું. તેના પિતાને એ પારસી વ્યાપારી સાથે ઓળખાણ હતી એટલે ક્યારેક રસ્તે જતાં અલેચંદ અને એ પારસી વ્યાપારીને સાહેબજી સલામનો વ્યવહાર પણ હતો.

અભેચંદે વિચાર કર્યો કે લાવ એ વ્યાપારીને ત્યાં પૂછી જોઉં. બરાબર એજ વખતે હરજીવન માસ્તરની એક સલાહ યાદ આવી કે જ્યારે વખત આવે ત્યારે બેસી રહેવાને બદલે કામઠા પર તીર ચડાવવું. વાગ્યું તો તીર નહિ તો તુક્કો સમજવું અને ભૂલ્યા ત્યાંથી ફરી ગણવું.

કંઇક શરમ અને સંકોચ સાથે અભેચંદ પેલા પારસી શેઠની દુકાન આગળ આવીને ઉભો રહ્યો. "મેસર્સ કાવસજી દિનશાહ એન્ડ બ્રધર્સ"ના નામનું પાટીયું તેણે વાંચ્યું અને ઢીલા પગને હૃદયમાંથી મક્કમતા આપીને દુકાનમાં એણે પગ મૂકયો.

'આવ આવ, અભેચંદ!' કાવસજી શેઠે તેની શરમ દૂર કરી નાંખી. 'કેમ આજે સ્કુલમાં નથી ગયો ?'

'સ્કુલ તો મેં છોડી દીધી !' અભેચંદે જવાબ આપ્યો.

'હું !' કાવસજી બોલી ઉઠયા. 'હજુ તો બાર તેર વરસ બી માંડ થયાં હોસે ને સ્કુલ કાંય છોડી દીધી દિકરા ?' એમણે પૂછયું.

"મારો વિચાર નોકરી કરવાનો છે." આટલું બોલીને અભેચંદથી નીચું જોવાઈ ગયું.

કાવસજી શેઠ ભારે કાબેલ માણસ હતા. એક પળમાં બધી પરિસ્થિતિ એમના ધ્યાનમાં આવી ગઇ. વ્યાપાર રોજગારમાં આવતી મંદીથી તેઓ વાકેફ હતા. આમ છતાં આટલી નાની ઉમ્મરે નોકરી કરવા આ છોકરાને મોકલનારાં માબાપ ઉપર એમને ભારે ગુસ્સો ચડયો.

"તારા બાપે તને મોકલ્યો છે?" એમણે પૂછ્યું.

"ના જી. એમને તો હજુ ખબર જ નથી કે મેં સ્કુલ છોડી દીધી છે. મારી મેળે જ હું આવ્યો છું!"

અભેચંદનો આ ખુલાસો સાંભળીને કાવસજી શેઠ ભારે વિચારમાં પડી ગયા. આટલી નાની ઉમ્મરના આ છોકરા તરફ ઝીણી આંખે તેમણે જોયું. છોકરો અસાધારણ છે એ વાત તેમને સમજાઇ. માબાપને ઉપયોગી થવા માટે સ્વેચ્છા-પૂર્વક અભ્યાસ છોડી દઇ જીંદગીમાં ઝંપલાવવા ઇચ્છતા આ છોકરા તરફ તેમને માન ઉત્પન્ન થયું. અભેચંદને તેમણે પોતાની પાસે બોલાવ્યો. એની પીઠ તેમણે પસવારી.

ઘડીક વિચાર કર્યા પછી પોતાના મુખ્ય મુનીમને તેમણે કહ્યું:—

"આપણા સ્ટોરનું કામકાજ અભેચંદને જરાક સમજાવી દેજો. સ્ટોરમાં જે માણસ બેસે છે એને કહેજો કે એ રજા પર જવાનો છે તે જાય તે પહેલાં બધું કામ અભેચંદને શીખવાડી દે."

અભેચંદને તો આ સાંભળીને ખૂબ જ આનંદ થયો. પહેલે જ તડાકે પોતાને નોકરી મળી ગઇ એ તેને માટે જેવા તેવા આનંદની વાત નહોતી. તેમાં યે વળી તેણે પોતાની મેળે જ, માતાપિતાની કે બીજા કોઇની મદદ લીધા સિવાય આ નોકરી માટે કોશીષ કરી હતી. મનમાં ને મનમાં તેનાથી બોલાઇ ગયું કે "સુકાન પકડયું."

"ક્યારથી નોકરી પર ચડવું છે?" કાવસજી શેઠે તેને પૂછ્યું.

"અત્યારથી જ." ઉમળકાભેર અભેચંદે જવાબ આપ્યો.

આ જવાબ સાંભળીને કાવસજી શેઠ વધુ ખુશી થયા. એમણે મુનીમને કહ્યું:—"આજથી જ એનું નામ નોંધી લ્યો અને સ્ટોરકીપર તરીકે એનું નામ લખજો."

વળી થોડી વાર વિચાર કરીને આ ઉદાર દિલ કાવસજી શેઠે પુનઃ મુનીમને કહ્યું:—

"અને એનો પગાર પચીસ રૂપીઆ આજથી જ માંડજો."

અત્યાર સુધી પગારનો ખ્યાલ અભેચંદને આવ્યો નહોતો. પગાર વિષે એણે ખાસ કશો વિચાર પણ કર્યો નહોતો. "શું પગાર જો'શે" એવો સવાલ જો પૂછાયો હોત તો એનો જવાબ આપવા પૂરતી તૈયારી પણ એણે કરી નહોતી. પણ તેની આ મુંઝવણ ઉગે તે પહેલાં જ ટળી ગઈ. કાવસજી શેઠે પોતાની મેળે પચીસ રૂપીઆનો પગાર માંડવાનું કહી દીધું હતું. અને તેર વરસની કાચી ઉમ્મરના એક છોકરાને નોકરી પર રાખી શરૂઆતથી જ પચીસ રૂપીઆનો પગાર માંડી આપવો એ વાત માત્ર ઘણીજ વ્યાજબી હતી એટલું જ નહિ બલ્કે ઘણી વધારે પડતી હતી. આમ છતાં, અભેચંદના સંબંધમાં, એમ બન્યું.

કાવસજી શેઠના ગોદામ પર તુરત જ એને મોકલવામાં આવ્યો. રૂવાબભેર સ્ટોર તરફ એને જતો કાવસજી શેઠ જોઇ

રહ્યા. એમના મુનીમને આથી જરાક શું પણ ઘણું માઠું લાગ્યું હતું કેમકે ખાલી પડનારી પેલી જગ્યા ઉપર પોતાના મેટ્રિક પાસ થએલા છોકરાને ગોઠવવાની તેમને ઉમેદ હતી.

એમણે આસ્તે રહીને શેઠને પૂછ્યું:—

"આવડો નાનો છોકરો કામ શું કરી શકશે ?"

કાવસજીએ મુનીમ સામે જોયું. મુનીમના ચહેરા પરનો અસંતોષ તેમણે વાંચ્યો.

"નાનો છે પણ ઘણો ચબરાક છે. જોજો, મોટો થશે ત્યારે એ છોકરો નામ કાઢશે." આ જવાબથી મુનીમને કંઈ સંતોષ થયો નહિ. કાવસજી શેઠે પણ એ જોયું. થોડી વાર રહીને પાછા તેઓ બોલ્યા:—

"....હા....અને જોઈને, તમારો પેલો બુચો આ સાલ મેટ્રિકમાં પાસ થયો ખરૂ ને! એને બી અહીં લઈ આવજો. ને તમારા જ હાથ નીચે એને રાખજો. આપણાં બધાં શીપમેન્ટ ઉપર દેખરેખ રાખશે તો બી ચાલસે."

શેઠના આ જવાબે મુનીમજી ખુશી ખુશી થઈ ગયા. તેમને થયું કે સ્ટોરકીપર જેવા મામુલી કામ માટે પોતાના પુત્રને ગોઠવવાનો વિચાર બેવકુફી ભર્યો હતો. તેમને એમ પણ થયું કે આ અભેચંદ ના આવ્યો હોત તો પોતે તો સ્ટોરકીપર તરીકે જ પોતાના પુત્રને ગોઠવવાના હતા. એને બદલે અભેચંદના આવવાથી પોતાના પુત્રને ઉંચી જગ્યા મળી એ જાણીને તેમને અનહદ આનંદ થયો અને અભે-ચંદ તરફનો તેમનો રોષ તેમજ પૂર્વગ્રહ જતાં રહ્યાં.

રાયસાહેબે જ્યાં જીવનનૈયા વહેતી મૂકી હતી.



એડનની બજારનું એક દ્રશ્ય.

સાંજે કામ પરથી છૂટીને અભેચંદ ઘેર ગયો ત્યારે લાડકુંવરબાઇ અને ગીરધરભાઇ બંને તેની રાહ જોતાં હતાં. સ્કુલમાંથી છૂટીને સાડાપાંચ છ વાગે ઘેર આવતો અભેચંદ આજે સાત વાગવા છતાં આવ્યો નહોતો.

અભેચંદે ઘરમાં પગ મૂક્યો કે તુરતજ લાડકુંવરબાઇએ પ્રેમથી પૂછ્યું:–"કેમ, બેટા, આજે મોડું થયું? ચોપડીઓ ક્યાં?"

હાથમાં ચોપડીઓ નહોતી એટલે ગીરધરભાઇને પણ આશ્ચર્ય થયું.

ઘડીક તો અભેચંદે મુંઝવણ અનુભવી. પણ પછી હિંમત એકઠી કરીને કહ્યું:—

"બા, મેં ભણવાનું મૂકી દીધું!"

"હેં! હેં!" માતાપિતા બંને સાશ્ચર્ય બોલી ઉઠયાં.

"હા. અને નોકરી કરવાનું આજથી શરૂ કર્યું છે. કાવસજી દિનશાહ એન્ડ બ્રધર્સને ત્યાં આજથી રહ્યો છું અને પચીસ રૂપીઆનો પગાર આજથી જ માંડવાનું શેઠે કહ્યું છે."

માતાપિતા બંને દિગ્મૂઢ બનીને આ છોકરા સામે જોઇ રહ્યાં. એને ઠપકો આપવો કે અભિનંદન આપવું એમાંથી કશું તેમને સૂઝયું નહિ.

બેમાંથી કોઇ કશું બોલ્યું નહિ. બંનેના મનમાં આ એક મોટું આશ્ચર્ય હતું. અણધારી રીતે આવી પડેલા આ

બનાવને આફત ગણવો કે આશિર્વાદ એ એમાંથી કોઇ નક્કી કરી શક્યું નહિ.

એમને એમ, ત્રણે જણ કંઇ પણ બોલ્યા વિના એક બીજાની સામે જોઇ રહ્યાં.

આખરે લાડકુંવરબાઇએ આ માન તોડયું.

"ચાલો, વાળુ કરી લ્યો." એમણે કહ્યું. અને બાપ દિકરો જમવા ચાલ્યા.

જમતી વખતે પણ ના કોઇ કંઇ બોલ્યું કે ના કોઇ કંઇ ચાલ્યું. મુંગાં મુંગાં જમી લીધું. ને જમીને ઉભા થયા.

અભેચંદના મનમાં આ બધો વખત એક વિચાર ઘોળાતો હતો. પોતાનું આ કામ માતાપિતાને ગમ્યું કે નહિ એ જાણવા તે ખૂબ આતુર હતો.

કોઇ દિવસ નહિ અને આજે એણે રસોડાની બહાર નિકળ્યા પછી દિવાલ સરસા કાન માંડયા. પોતાનાં માતા-પિતા કંઇક વાતચિત કરી રહ્યાં હતાં.

"મહિને પચીસ રૂપીઆનો પગાર લાવતો અત્યારથી થયો તો ભલે થયો. ભણી ભણીને આખરે તો નોકરી જ કરવાની હતી કે બીજું કંઇ!" લાડકુંવરબાઇ બોલતાં હતાં.

"પણ વધારે ભણ્યો હોત તો ઠીક થાત!" પિતાના આ શબ્દોમાં પોતાના કાર્ય તરફનો અણગમો હોય એવું અભેચંદને લાગ્યું નહિ.

"મેટ્રિક સુધી ભણ્યો હોત તો પચાસનો મહિનો શરૂઆતમાં જ મળત." પિતાના આ શબ્દોએ અલેચંદના મનમાં જરાક તોફાન જગાડ્યું ખરૂં.

"પણ આમેય મેટ્રિક જેવડો થશે ત્યાં સુધીમાં પચીસના પચાસ નહિ થાય તેની શું ખાત્રી ?" લાડકુંવરબાઇની આ દલીલ સામે કશો જવાબ આપી શકાય તેમ ગીરધરભાઇને લાગ્યું નહિ.

"ભગવાનને ગમ્યું ઇ ખરૂં!" એટલું જ તેઓ બોલ્યા.

"સૌ સારા વાનાં જ ભગવાન તો કરે છે." જવાબમાં લાડકુંવરબાઇ બોલ્યાં.

અલેચંદને લાગ્યું કે પોતાનું આ કામ બંનેને ગમ્યું છે. કારણ કે કોઇએ વિરોધ કર્યો નહોતો. પોતાના કાર્યને આમ માતાપિતાની સંમતિ મળી ગઇ જાણીને અલેચંદને ખૂબ આનંદ થયો.

તે રાત્રે તેને મીઠી નિંદર આવી. બીજે દિવસે જ્યારે નોકરી પર જવાનો વખત થયો ત્યારે કપડાં પહેરીને પોતાની માતા પાસે આવીને અલેચંદ ઉભો રહ્યો.

"બા, આશિર્વાદ આપો."

"તારા સૌ મનોરથ ભગવાન પૂરા પાડે." આ શબ્દો બોલતાં માતાની આંખો હર્ષાશ્રુથી ભીંજાઇ. એવાંજ આંસુથી આંખોને ભીંજવીને માતાના આશિર્વાદ લઇ અલેચંદ નોકરી પર ચડવા ઘરની બહાર નીકળ્યો.

# સ્ટોરકીપર

## [૮]

તેર વર્ષના કાચીઉમ્મરે જીવન-સાંગરમાં ઝંપલાવવું એ કંઇ નાની સૂની ઘટના નથી. એમ તો આપણા દેશમાં દસ બાર વર્ષનાં મજુર બાળકો પણ મજુરી કરવા જાય છે. પણ એ બિચારાં એમનાં માબાપની પાછળ, ભેંશ પાછળ જેમ પાડરૂં ખેંચાય તેમ ખેંચાય છે. એમને જીવનમાં પોતાનો અવાજ હોતો નથી. ઘેર માબાપના ગોદા ખાય છે અને મજુરી કરવા જાય ત્યાં મુકાદમના સોટા સહન કરે છે. તેમનાં જીવન ખરી રીતે જીવન નથી હોતાં. કોઇના કહેવાથી તેઓ મજુરી કરવા જાય છે અને કોઇને ખાતર તે બિચારાં મજુરી કરતાં હોય છે. આતો હલકા કહેવાતા વર્ણની વાત થઇ. ઉચ્ચ વર્ણમાં તેર વર્ષની નાની ઉમ્મરે જીંદગીમાં ઝંપલાવવાના કિસ્સાઓ ઘણા ઓછા બને છે. તેમાંયે, પોતે પોતાની મેળે, સમજણપૂર્વક, કુટુંબને ઉપયોગી થઇ પડવાની શુભેચ્છા હૈયે ધારીને પોતાનો માર્ગ તેર વર્ષની ઉમ્મરે કરી લે એ કિસ્સો તો તદ્દન અપવાદ સમો અને અભૂતપૂર્વ ગણાય. આપણા ચરિત્રનાયક રાયસાહેબ શેઠ અભેચંદભાઇના કિસ્સામાં આવી ઘટના બની છે તે ખરેખર અજબ થવા જેવી છે. નાની ઉમ્મરથી કેટલી સમજણ તેમનામાં હતી અને

કુટુંબને ખાતર પોતાનો ઔાધ્યક ઉત્કર્ષ સાધનાર અભ્યાસને તિલાંજલી આપી દેવા પુરતી ત્યાગવૃત્તિ અને સેવાવૃત્તિ તેમનામાં હતી તે આ ઉપરથી જણાઇ આવે છે.

કાવસજી શેઠે જે કામ અભેચંદને સોંપ્યું હતું તે એમની ઉમ્મર જોતાં ગજા ઉપરાંતનું હતું એમ કોઇને પણ લાગ્યા સિવાય રહે નહિ. સ્ટોરકીપર તરીકે કામ કરવામાં ઘણા વિશાળ અનુભવની જરૂરત રહે છે. એક માતબર વ્યાપારીના ગોદામમાં હજાર જાતનો માલ પડેલો હોય છે. એ બધા માલને ઓળખી લેવો અને તેની આવક જાવકનું નિયમન કરવું એ કંઈ નાનીસૂની વાત નથી. એક નાની સરખી ભૂલ વ્યાપારીને હજારોના નુકશાનમાં ઉતારી દે તેવું એ કામ હતું અને તે વખતે અભેચંદની ઉમ્મર જોતાં ખરેખર ગજા ઉપરાંતનું કામ હતું.

પણ તેર વર્ષના એ છોકરાએ અદ્દભૂત કાબેલિયતથી એ કામ ઉપાડી લીધું. એક મહિના સુધી સતત્ મહેનત કરીને ખંતપૂર્વક બધા કામમાં અભેચંદે માહેતગારી મેળવી લીધી. કાવસજી શેઠ પણ અભેચંદની આ હોંશિયારી જોઇ મુગ્ધ બની ગયા. તેમણે પોતાના મુનીમને કહ્યું કે "જુઓ, આ છોકરો કેટલી ઝડપથી આગળ વધે છે?"

સ્ટોરકીપર તરીકે કામ કરતો કારકુન એક મહીના પછી રજા ઉપર ગયો ત્યારે જતાં જતાં શેઠને તેણે કહ્યું કે "મારા કરતાં પણ વધારે વિશ્વાસ તમે અભેચંદમાં મૂકી શકશો."

અને ખરેખર, પોતાના પુરોગામી ઉપર અભેચંદે એટલી સરસ છાપ પાડી હતી કે જતાં જતાં તેણે મૂક્ત કંઠે કાવસજી શેઠ પાસે અભેચંદનાં વખાણ કર્યાં.

સ્ટોરમાંની બધી ચીજો અભેચંદને હાથે એટલી તો વ્યવસ્થિત રહેતી કે એકવાર કાવસજી શેઠ એ બધું જોઈને છક થઈ ગએલા. કયો માલ કયા ખુણામાં ને કયે ઠેકાણે પડેલો છે તે તો અભેચંદની જીભના ટેરવા ઉપર રહેતું. અભેચંદના મનમાં સ્ટોરનો નકશો ચિતરાએલો રહેતો અને કઈ વસ્તુ કયા ઠેકાણે પડી છે એ વાત ગમે તે પળે એ બતાવી શકતો. આવા હોંશીયાર માણસ પર શેઠની અમીદૃષ્ટિ રહે તે સ્વાભાવિક છે.

સ્ટોરકીપર તરીકેનું કામ શરૂ કર્યા પછી કેટલાક સુધારાઓ અભેચંદે આપમેળે કર્યા. ઓછી જગ્યામાં વધારે માલ ગોઠવાવવાની તેની આવડતે તો સૌના કાન પકડાવ્યા. માલની આવક જાવકનું પત્રક એટલું તો નિયમિત રહેવા લાગ્યું કે કયો માલ કેટલા પ્રમાણમાં સ્ટોકમાં છે એ ગમે તે પળે જાણી શકાતું. અગાઉ દર મહિને સ્ટોક નિકળતો અને મહિનાની આખરે ચોક્કસ ખબર પડતી કે કયો માલ સ્ટોકમાં કેટલા પ્રમાણમાં છે. પણ હવે તો હંમેશાં સ્ટોકપત્રક તૈયાર રહેતું અને ગમે ત્યારે ગમે તે પળે તેમાંથી છેલ્લામાં છેલ્લો જવાબ મળતો.

સ્ટોકની આ નિયમિતતાનું પરિણામ એ આવ્યું કે કાવસજી શેઠનો વ્યાપાર વધુ નિયમિત બનતો ગયો. માલના વેચાણમાં વધુ સરળતા રહેવા લાગી અને નવા માલનો

ખરીદીમાં પણ એટલીજ સરળતા પડવા માંડી. એ બધાને પરિણામે અભેચંદ તરફ શેઠની મમતા પણ વધવા માંડી.

બીજી તરફથી અભેચંદને પોતાની સ્થિતિ પરત્વે સંતોષ નહોતો. કોઇ પણ મહત્વાકાંક્ષી પુરૂષને પોતાની આદ્ય સ્થિતિ પ્રત્યે સંતોષ ના હોય. સ્ટોરકીપર તરીકે જીવન પુરૂં કરવાની અભેચંદને ઇચ્છા પણ નહોતી અને તે માટે અભેચંદ સર્જાએલ પણ નહોતા.

પોતાના કામ ઉપરાંત તેમણે પેઢીના બીજા કામકાજમાં પણ લક્ષ્ય આપવા માંડયું. કાવસજી શેઠનો વ્યાપાર જે જે દિશામાં હતો તે બધી દિશામાં તેમણે મનને દોડાવવા માડયું.

બીજા વ્યાપાર ઉપરાંત કાવસજી શેઠ લશ્કરના કોન્ટ્રાકટર તરીકે પણ કામ કરતા હતા. અભેચંદે પોતાના બુદ્ધિ બળથી અને ખંત, ચીવટ તેમજ મહેનતથી એ લાઇનને સમજવાની કોશીષ કરવા માંડી. પોતાની મેળે કાવસજી શેઠને તેમાં મદદ કરવા માંડી અને પોતે નોકર હોય એ રીતે નહિ પણ પોતાનું જ કામ હોય એ રીતે કામ તેમણે કરવા માંડયું. વખતની તેમણે કશી પરવા કરી નહિ. મહેનત કરતાં પાછું વાળીને જોયું નહિ અને વધારે ને વધારે કામ તેઓ કરતા ગયા. પરિણામ એ આવ્યું કે બે અઢી વર્ષમાં તો મેસર્સ કાવસજી દિનશાહ એન્ડ બ્રધર્સમાં તેમણે ઘણું મહત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું. નાની મોટી બાબતોમાં તેમના શેઠ તેમનો અભિપ્રાય લેતા. એડનના બજારમાં તો તેમનુ નામ ચોતરફ લોકપ્રિય થઇ પડયું.

આ અરસામાં બીજાં ઘણાં સ્થળોએથી નોકરી માટે કહેણ આવ્યાં. વધારે પગારની ઓફરો આવી અને ઘણા મોટા ચાન્સની લાલચો આવી. પણ અભેચંદ તેમાંથી ડગ્યા નહિ. એક વાત તે બરાબર સમજી ગયા હતા કે એક ઠેકાણે ઠરીને કામ કરવાથી અનુભવ અને કાબેલિયત તો વધે જ છે, ઉપરાંત શેઠનો વિશ્વાસ સંપાદન કરી શકાય છે. લાયકાત અગર તો હોંશિયારી જરૂર મોટો ગુણ છે, પણ ઘણા હોંશિયાર માણસો જ્યાં સુધી બીજાઓનો વિશ્વાસ સંપાદન કરવાની કળા સાધ્ય કરતા નથી ત્યાં સુધી તેઓ આગળ વધી શકતા નથી. ઘણીવાર એવું બને છે કે વીસ વરસથી કામ કરનાર એક માણસ કરતાં નવો આવેલો માણસ વધારે હોંશિયાર હોય છે; છતાંએ જુના માણસ જેટલો પગાર તે મેળવી શકતો નથી અને એટલું મહત્વ તે પ્રાપ્ત કરી શકતો નથી. એનું કારણ એ હોય છે કે જુના માણસે વિશ્વાસ સંપાદન કરેલો હોય છે અને વિશ્વાસુપણાની લાયકાતની રૂએ તે પોતાનું મહત્વ મેળવે છે. આથી, વધારે પગારનાં ઘણાં પ્રલોભનો અભેચંદે પાછાં વાળ્યાં.

આ ઠેકાણે નાના મોટા અનેક પ્રસંગો દ્વારા પોતાનું બુદ્ધિબળ વ્યક્ત કરવાની તક અભેચંદને મળી. એડનની બજારમાં તેમને નાની ઉમ્મરમાં ઘણી નામના મળી. સર્વત્ર તેમને માનપાન મળતું. ઘણા અજાણ્યા માણસોને આવા એક છોકરાને મળતું મહત્વ જોઇને આશ્ચર્ય થતું. પણ આ જગતનો એક સનાતન કાનુન છે કે गुणाः पूजास्थानं गुणीषु न च लिंगं न च वयम्। અર્થાત્ મનુષ્યમાં પૂજવા જેવું જે સ્થાન



બ્રાંચમેનેજર : સોદાગર : કેશિયર
: ગવર્નમેન્ટ કોન્ટ્રાકટર :
: રાજમંત્રી અને રાયસાહેબ :

છે તે ઉમ્મર અથવા તો નાતજાત નથી પણ તેનામાં રહેલા ગુણો છે.

કાવસજી શેઠે આ બધું જોયું હતું અને તેમના પગારમાં પણ સારો વધારો કરી આપ્યો હતો. અભેચંદનાં માતાપિતા પણ પોતાના પુત્રની આ રીતે થતી ચડતી જોઇને રાજી થતાં હતાં અને પુત્રને જોઇ જોઇને તેમની આંખો તથા તેમનાં હૈયાં ઠરતાં હતાં. વળી આ બધાના પરિણામે કુંટુંબને આર્થિક રીતે પણ કંઇક ટેકો મળતો હતો.

અભેચંદની વધતી જતી નામનાની સુગંધ દેશમાં પણ પહોંચી હતી અને દેશમાં પણ તેનાં વખાણ થતાં હતાં. એના પરિણામે તેમના સગપણ માટે જ્ઞાતિનાં સારાં સારાં ઠેકાણેથી માગાં પણ આવવા લાગ્યાં હતાં.

સારાં સારાં સ્થળોએથી સગપણ માટે દબાણ થવાથી આખરે અભેચંદનાં માતાપિતાએ સંવત ૧૯૬૪માં શેઠ લખમીચંદ રૂપચંદને ત્યાં અભેચંદનું સગપણ કર્યું. આ બાઇનું નામ હેમકુંવર હતુ. અને સર્વ પ્રકારની યોગ્યતાની ખાત્રી કર્યા પછી આ સગપણ કરવામાં આવ્યું હતું.

અભેચંદે તે વખતે એમ કહેલું કે નાની ઉમ્મરમાં લગ્ન નથી કરવું. બચપણથી જ આ જાતની સુધારકવૃત્તિ તેમનામાં હતી. વળી તેમનું ચિત્ત તે વખતે ગૃહસ્થાશ્રમને બદલે જીંદગીમાં આગળ વધવા ઉપર સ્થિર થયેલું હતું. હજી પણ સ્ટોરકીપર તરીકેનું સ્થાન તેમણે જાળવી રાખ્યું હતું; પણ બીજાં કામો

પણ તેઓ કરતા. બેંકમાં હજારો રૂપીઆ ભરવાના હોય કે બેંકમાંથી હજારો રૂપીઆ લાવવાના હોય ત્યારે તેવું કામ સોંપતાં પણ તેમના શેઠ બીલકુલ અચકાતા નહિ. આવી યોગ્યતા તેમણે મેળવી હતી અને એટલો ઉંડો વિશ્વાસ તેમણે સંપાદન કર્યો હતો.

ખાસ કરીને કોન્ટ્રાકટને લગતાં કામોમાં તેમણે સારી પ્રવીણતા મેળવી લીધી હતી. કાવસજી શેઠને તો ખાત્રી થઇ ચૂકી હતી કે રત્નની પરીક્ષા કરવામાં તેમને ખરેખર સફળતા મળી હતી.

આ રીતે પૂરાં ચાર વર્ષ કાવસજી શેઠને ત્યાં તેમણે નોકરી કરી. એ અરસામાં દેશમાંથી લગ્ન ઝટ આટોપવા માટેના કાગળો આવવા લાગ્યા અને તેમનાં માતાપિતા પણ એમ ઇચ્છવા લાગ્યાં કે અભેચંદ હવે ઝટ પરણી જાય તો સારૂં. આ બાબતમાં અભેચંદ પોતે નારાજ હતા. કેમકે, પૂરાં ચોવીસ વર્ષની ઉમ્મર થાય ત્યારે જ લગ્ન કરવાનો તેમનો વિચાર હતો. પરન્તુ તેમનાં માતુશ્રીના આગ્રહ આગળ આખરે પોતાનો વિચાર તેમને પડતો મૂકવો પડયો. પોતાની માતાને જરા પણ દુઃખ થાય એવું કંઇ પણ કરવાને અભેચંદ તૈયાર નહોતા. એટલે આખરે તેમણે લગ્ન માટે હા પાડી.

બીજી તરફથી તેમના શેઠ પણ તેમને એમ કહેતા હતા કે ચાર ચાર વર્ષો સુધીની તનતોડ મહેનત પછી અભેચંદે કંઇક આરામ લેવા માટે દેશમાં જવું જોઇએ. શેઠ તેમને એમ કહેતા હતા કે થોડા મહિના દેશમાં જઈ આવ અને

કાંઈક આરામ લઈ આવ. તેઓ ચાલુ પગારે અમુક મહિના-ઓની રજા મંજુર કરવા તૈયાર હતા.

આમ એક તરફથી તેમના શેઠ અભેચંદને આરામ લેવા માટે દેશમાં જવાનો આગ્રહ કરતા હતા અને બીજી તરફથી તેમનાં લગ્નને લગતી વાતચીત પણ જોશભેર ચાલતી હતી. એટલે સંવત ૧૯૬૬ની શરૂઆતમાં અભેચંદે એડન છોડયું અને પોરબંદરમાં લાંબા કાળ પછી પગ મૂકયો. તેમના શેઠને તેમના કામથી એટલો બધો સંતોષ હતો કે જ્યારે લગ્ન માટે અભેચંદે એડન છોડયું ત્યારે તેમણે ત્રણસો રૂપીઆ તેમને બક્ષીસ તરીકે આપ્યા હતા.

એડનનો એ લોકપ્રિય સ્ટોરકીપર જ્યારે પોતાનાં લગ્ન પ્રસંગે દેશમાં આવવા નિકળ્યો ત્યારે ઘણા મિત્રો અને સંબંધીઓ ભાવભરી વિદાય આપવા માટે સ્ટીમર ઉપર આવ્યા હતા અને હારતોરા તથા નાળિયેરનો મોટો ઢગ ત્યાં થઇ પડયો હતો.

# પ્રભુતામાં પગલાં

[૯]

ગુજરાતના કવિસમ્રાટ નાનાલાલે કહ્યું છે કે લગ્ન એટલે પ્રભુતામાં પગલાં માંડવાં. કવિસમ્રાટની આ વાત શું સચરાચર સાચી છે? જીંદગીમાં લગ્ન કરતો પ્રત્યેક માનવી શું પ્રભુતામાં પગલાં માંડે છે?

કવિની કલ્પનાસૃષ્ટિને લાગે વળગે છે ત્યાં સુધી એ વાત સાચી છે. પરંતુ લેખકને ડર રહે છે કે સરેરાશ માનવીને માટે લગ્ન એ પ્રભુતામાં પગલાં મંડાવનારી ઘટના હોતી નથી. કારણ એ છે કે સરેરાશ માણસ પ્રભુતા એટલે શું એ સમજતો હોતો નથી અથવા એ સમજવાની ફુરસદ કે સમજવાની સગવડ કરી આપે તેવા સંયોગો એને હોતાં નથી.

કવિશ્રી નાનાલાલે જે કાંઇ લખ્યું છે એ બધું લોકભોગ્ય નથી. એમનું સાહિત્ય બધું વિદ્વદ્‌ભોગ્ય છે. એમનું સાહિત્ય વિદ્વાનો જ સમજી શકે. એમની કલ્પનાને સમજવા માટે ફુરસદ, વિદ્વતા અને રસિકતા જોઇએ. એવા માણસોને જીવનમા ફુરસદ હોય છે અને લગ્નને પ્રભુતા સાથે સરખાવી માણવાની તક તેમને મળે છે.

પણ જે લોકો પરમ પુરૂષાર્થી હોય છે અને જેમનાં જીવન પરોપકારાર્થે સર્જાએલાં હોય છે તેમને માટે પોતાના

અંગત જીવનમાં આવતાં સુખદુઃખો બહુ મહત્વનાં નથી હોતાં. પંડિત જવાહરલાલ નેહરૂ જેવા મહાપુરૂષે પોતાની આત્મ-કથામાં પોતાનાં લગ્ન વિષે ચંદ લીટીઓજ લખેલી છે.

આપણા ચરિત્રનાયક રાયસાહેબના જીવનમાં પણ તેમનું પ્રથમ લગ્ન કોઇ અસાધારણ ઘટના નહોતી. એ પ્રસંગ જ્યારે રાયસાહેબને યાદ આવે છે ત્યારે પોતાની પ્રથમ પત્નિના સદ્‌ગુણોને તેઓ ખૂબ યાદ કરે છે. પણ સાથે સાથે તેઓ કહે છે કે "તે વખતે લગ્ન કરીને લગ્નજીવન માણવાના કોઇ સંકલ્પો મારા મનમાં ઉગ્યા નહોતા અને સંયોગોએ પણ એ બાબતમાં મને યારી આપી નહોતી. મારા મનમાં તે વખતે કુટુંબને સધ્ધર બનાવી દેવાની અને એ રીતે કુટુંબને તથા બીજા-ઓને કંઇક ઉપયોગી થઇ પડવાની ભાવના સિવાય બીજી કોઇ બાબત પ્રાધાન્ય ધરાવતી જ નહોતી."

આમ છતાં લગ્ન એ મનુષ્ય જીવનમાં અતી મહત્વની અને અત્યંત આવશ્યક બાબત છે એ વાત અભેચંદની ધ્યાન બહાર નહોતી. "અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનૂગુણુ દંપતિ" એ લીટીથી તેઓ અજ્ઞાત નહોતા.

દેશમાં આવ્યા પછી થોડા દિવસો બાદ એટલે કે સંવત ૧૯૬૬ માં, ઓગણીસમા વર્ષે તેમનું લગ્ન થયું. સદ્‌ભાગ્યે તેમનાં પત્નિ હેમકુંવરબાઇનો સ્વભાવ ઘણો જ ઉમદા હતો અને તેઓ ઘણાં જ પતિપરાયણ હતાં. પોતાના પતિને સર્વ-વાતે અનૂકુળ બની રહેવાનો તેમનો સ્વભાવ હતો અને પોતે માયાળુ તથા મળતાવડાં હતાં. તેમનું શિક્ષણ સાધારણ ગુજ-

રાતી ભાષા પુરતું હતું અને સારી રીતે લખી વાંચી શકતાં. અલબત, એ જમાનામાં લખતાં વાંચતાં આવડતું હોય એવી સ્ત્રીઓ જવલ્લેજ મળતી. કેમકે સ્ત્રી કેળવણીની અસર બધે પહોંચી નહોતી.

લગ્ન પછીનો થોડો કાળ અભેચંદે અત્યંત સુખમાં વિતાવ્યો. લાંબે વખતે દેશમાં આવ્યા હતા એટલે સ્વજનોને મળવા હળવામાં, અને જુના મિત્રો સાથે, સમય પસાર થઈ જતો. આમ છતાં અભેચંદનું ચિત્ત તો નિરંતર પોતાની કર્મભૂમિ –એડન– ઉપર જ ચોંટેલું રહેતું. અભેચંદને ખબર હતી કે સાધનસંપન્ન બન્યા પછી, જ્યારે અન્યને સરળતા-પૂર્વક ઉપયોગી થઈ શકાય તેવા સંયોગો ઉપસ્થિત થયા હોય ત્યારે જન્મભૂમિમાં આવીને વસવામાં આનંદ અને આહલ્લાદ મળે. ત્યાં સુધી તો એક પુરૂષાર્થી પુરૂષે પોતાના કર્મક્ષેત્રમાં જ ઘૂમ્યા કરવું જોઇએ.

તેમનાં પત્નિની જો કે એવી ઇચ્છા હતી કે થોડો વધુ વખત દેશમાં રોકાવાય તો ઠીક. પણ પોતાના પતિનો કર્મ કરવાનો તીવ્ર તરવરાટ તેઓ જોઈ શકયાં હતાં અને તેમાં આડે આવવામાં તેઓ ખૂબ પાપ સમજતાં હતાં. આથી, તેમણે દેશમાં રોકાવાનો વધુ આગ્રહ ન કર્યો. એટલે, લગ્ન પછી થોડા સમય બાદ અભેચંદે પાછો એડનનો માર્ગ પકડયો. આ વખત લગભગ સંવત ૧૯૬૮ નો હતો. ચાર ચાર વર્ષની સતત મહેનત પછી જે આરામની અભે-ચંદને જરૂરિયાત હતી તે આરામ પણ આથી તેમને મળી

ગયો હતો અને લગ્ન જેવા એક અતી મહત્વના અને સુખદ પ્રસંગને પણ તેમણે એ દરમિયાન પતાવી લીધો હતો.

લગ્ન પછી જ્યારે એડન આવવા માટે અભેચંદ દરિયો ખેડી રહ્યો હતો ત્યારે હવે તે વીસ વરસનો યુવાન હતો. ઘણી નાની ઉમ્મરે જીવનમાં ઝંપલાવ્યું હોવાથી વૃદ્ધોને પણ દુર્લભ એવો અનુભવ તેના જ્ઞાનભંડારમાં ભરેલો હતો.

# ત્યાગવૃત્તિ

[ ૧૦ ]

કેટલાક ગુણો એવા હોય છે જે જન્મની સાથે જન્મેલા હોય છે અને મૃત્યુપર્યંત કાયમ રહે છે. જેના સ્વભાવમાં આજન્મ ઉદારતા, સેવાવૃત્તિ અને પારકાને માટે બલિદાન તથા ભોગ આપવાની વૃત્તિ હોય છે તે માણુસ ગમે તેવા સંયોગોમાં એ ગુણોને વળગી રહે છે. ઉદાર માણુસની ગમે તેવી સ્થિતિ હોય છતાં તેની ઉદારતા કાયમ રહે છે. પોતાને ખાવા માટે રોટલાનો એકાદો નાનો સરખો ટુકડો બચેલો હોય તો તે પણ કોઇને આપી દેતાં ઉદાર દિલના માણુસો અચકાતા નથી.

આપણા ચરિત્રનાયકમાં આવા ઉચ્ચ ગુણો જન્મથી જ ખીલેલા હતા. એની કસોટી માટેનો એક નાનો સરખો પણ મહત્વનો પ્રસંગ એડનમાં બની ગયો.

લગ્ન પ્રસંગે એડન છોડયું ત્યારે અભેચંદ કાવસજી શેઠને ત્યાં નોકરી કરતા હતા. એ પ્રસંગ પતાવ્યા પછી પાછા જ્યારે એડન પહોંચે ત્યારે તેમને કામ ઉપર પાછા રાખી લેવા માટે કાવસજી શેઠ ઘણા જ ઉત્સુક હતા.

અભેચંદ જ્યારે દેશમાં ગયા ત્યારે તેમની ખાલી પડેલી જગ્યાને એમને એમ ખાલી રહેવા દેવાનું કંઈ

પેસાય તેમ નહોતું. એ કામ અભેચંદના જેટલી કુશળતાથી બજાવે તેવું કોઇ કાવસજી શેઠની આંખમાં ઠરતું નહોતું. આમ છતાં એ સ્થાને કોઈને મૂકવાનું આવશ્યક તો હતું જ.

ખૂબ વિચારને અંતે કાવસજી શેઠે એક માણસને એ જગ્યા પર કામચલાઉ નિમણુંક કરીને ગોઠવ્યો હતો. ગોઠવનાર અને ગોઠવાનાર બંને સમજતા હતા કે એ નિમણુંક કામચલાઉ હતી અને અભેચંદનું પુનરાગમન થતાં પાછું એ સ્થાન એને સોંપી દેવાનું હતું.

પણ અભેચંદની જગ્યાએ આવનાર માણુસ એ જગ્યા પર પોતે કાયમ થવા માગતો હતો. એ ઇચ્છતો હતો કે અભેચંદ કાં તો દેશમાં જ રહે; અથવા જો આવે તો બીજે કોઇ સ્થળે ગોઠવાઇ જાય.

અભેચંદના પાછા આવવાના સમાચાર જ્યારે એણે સાંભળ્યા ત્યારે એના પેટમાં તેલ રેડાયું. અભેચંદને લેવા માટે સ્ટીમર ઉપર કાવસજી શેઠે પોતાના મુનીમને ખાસ મોકલ્યા હતા, એ વાત સાંભળીને વળી એને વિશેષ મુંઝવણ થઇ. એ સમજી ગયો કે હવે આ કામચલાઉ સ્થાન ખાલી કરવું પડશે.

એણે પોતાના એક મિત્રને આ વાત કરી. પેલા મિત્રે કહ્યું કે અભેચંદને રૂબરૂ મળ તો તારૂં કામ થઇ જશે. પણ એને શરમ આવી. એટલે પેલા મિત્રે એ કામ માથે લીધું અને તુરતજ અભેચંદને મળવા માટે તે ઉપડયો.

અભેચંદે એને આવકાર આપ્યો.

“કેમ હવે પાછા કાવસજી શેઠને ત્યાં ગોઠવાઇ જશો ને?” એણે પૂછ્યું.

“કાવસજી શેઠ પણ એમ ઇચ્છે છે.” અભેચંદે જવાબ આપ્યો.

પછી આસ્તે રહીને પેલા ભાઇએ અભેચંદની જગ્યાએ કામ કરનાર માણસની વતી માગણી કરી કે “જો તમે બીજે ક્યાંય ગોઠવાઇ જાઓ તો ઘણું સારૂં.”

એક પળ અભેચંદે વિચાર કર્યો. એને લાગ્યું કે પોતે કાવસજી શેઠને ત્યાં કામ પર ચડી જશે તો પેલો બિચારો નાસીપાસ થશે.

બીજી પળે વિચાર આવ્યો કે જો પોતાની હક્કપૂર્વકની જગ્યા જો તે ગુમાવશે તો પછી પોતાની સ્થિતિ અસહાય બની જશે. આ બાબતમાં થોડી વારમાં ખૂબ વિચારો આવી ગયા.

એક તરફ પારકા માટે પોતાનો હક્ક જતો કરવાની અને તેમ કરીને પોતે ત્યાગવૃત્તિ દાખવ્યાનો સંતોષ મેળવવાની વાત હતી. બીજી તરફ બેકારી અને અનિશ્ચિત ભાવીનો ભય હતો.

પણ અભેચંદમાં હવે અજબ આત્મવિશ્વાસ આવ્યો હતો. પોતાનો માર્ગ ગમે તેવા સંયોગોમાં પોતે કાઢી શકશે એવો અજબ વિશ્વાસ હવે અભેચંદને સાંપડી ગયો હતો.

જે વખતે તે માત્ર બાર તેર વર્ષનો છોકરો હતો ત્યારે આપમેળે પોતાનો માર્ગ સફળતાપૂર્વક તે શોધી શકયો હતો. ત્યારે આજે તો ઓગણિસ વીસ વર્ષનો તે યુવક હતો. યુવાનીનું જોમ તેની નસેનસમાં ઉછાળા મારતું હતું. પારકાને માટે કંઈક કરી છુટવાનો જ્યારે અવસર આવે ત્યારે એને જતો કરવાનું યુવાન અમીચંદને કેમ પાલવે? એણે તુરત જ નિશ્ચય કરી લીધો.

આમ છતાં પોતાના એ નિર્ણયને તે કસવા માગતો હતો. યુવાની તેનામાં હતી, પણ યુવાનોને સહજ ઉતાવળ અને ઉછાંછળાપણું તેનામાં નહોતું. જીવનસાગરમાં ઝંપલાવ્યા પછી અમીચંદે જ્યાંથી મળે ત્યાંથી જ્ઞાન અને ડહાપણ એકઠાં કર્યાં હતાં. નાની ઉમ્મરે કોઈ પણ પીઢ ગ્રહસ્થને દુર્લભ એવો અનુભવ તેણે અથડાઈને, કૂટાઈને અને રખડી રવડીને એકઠો કર્યો હતો. એટલે આ બાબતમાં પણ તે ઉતાવળ શા માટે કરે?

ઘડીક એમ થયું કે અત્યારે જ કહી દઉં કે 'જાઓ, એ જગ્યા પર તમારો મિત્ર કાયમ રહેશે.' એમ કહીને પોતાની ત્યાગવૃત્તિ માટે તત્કાળ અભિનંદન મેળવી લેવાની તાલાવેલી પણ ઘડીક એને પજવી ગઈ. પણ એણે એ વૃત્તિઓ ઉપર કાબુ મેળવ્યો. આસ્તે રહીને તેણે પેલા ભાઈને કહ્યું:—

"તમારી વાત હું સમજ્યો છું. તમારા મિત્રની તરફેણમાં ત્યાંથી ખસી જતાં મને પોતાને તો પારાવાર આનંદ

થાય. પણ આ બાબત જરાક વિચાર કરવા જેવી છે. હું આવતી કાલે તમને જવાબ આપું તો કેમ?"

પેલા ભાઇને કંઇક આશા જેવું લાગ્યું. એણે કહ્યું:- "તમે જો મારા મિત્રની તરફેણમાં નિર્ણય કરશો તો અમે તમારા ઘણા આભારી થઇશું અને તમારા એ ઉપકારને જન્મભર વિસરીશું નહિ."

અભેચંદે નિર્ણય તો કરી લીધો હતો એટલે હવે બીજો કંઇ વિશેષ વિચાર કરવાપણું તેને નહોતું.

**સ્વસ્થ થઈને બહાર જવાનો વિચાર આવ્યો. પણ મુસાફરીનો થાક હતો એટલે એક મજાની ઉંઘ ખેંચી કાઢી. ઉંઘમાં એણે એક સ્વપ્ન જોયું. એક માણસને લક્ષ્મીની પાછળ તેણે દોડતો જોયો. બીજા માણસની પાછળ લક્ષ્મીને તેણે દોડતી જોઈ. પહેલો માણુસ મુંજી હતો. બીજો ખીસ્સામાંની છેલ્લી પાઈ ખેરાત કરી નાંખતો હતો. આ સ્વપ્ન જોયા પછી અભેચંદે પોતાના નિર્ણયને વધારે મકકમ બનાવ્યો.**

બીજા દિવસે સવારે પેલો માણુસ વખતસર આવ્યો. એના હાથમાં એક બંધ પરબિડિયું અભેચંદે મૂકી દીધું. અને કહ્યું:—"કાવસજી શેઠને ત્યાં નોકરી નહિ કરવાનો મારો નિર્ણય જણાવતો જે કાગળ મેં શેઠસાહેબને લખ્યો છે તેની નકલ આમાં છે. અસલ કાગળ આજે દસ વાગે કાવસજી શેઠના હાથમાં પહોંચી જશે."

પેલા માણસની અજાયબીનો પાર રહ્યો નહિ. ઘડીક એના મનમાં વિચાર આવ્યો કે ચાલુ મળતી નોકરી છોડીને અભેચંદ શું કરશે? તે દુઃખી તો નહિ થાય? ઘડીક એને

એમ થયું કે અભેચંદની રોટી ઉપર કુહાડો મારવાનું કામ તે કરતો હતો અને તે ગેરવ્યાજબી હતું. પશ્ચાતાપની એક ઝીણી રેખા તેના દિલમાં ઉગી અને પેલો કાગળ પાછો આપી દઇ એવું સાહસ નહિ કરવાનું અભેચંદને કહેવાની તેને ઇચ્છા થઇ.

પણ આખરે સ્વાર્થ તે સ્વાર્થ છે અને પરમાર્થ તે પરમાર્થ છે. એ માણસમાં જો પરમાર્થની વૃત્તિ હોત, પારકાંઓનો વિચાર કરવાની આદત હોત તો અભેચંદ પાસે આવી માગણી કરવા માટે તે આવત જ શા માટે? એણે મુંગે મોઢે પેલો કાગળ ખીસ્સામાં મૂકયો.

જતાં જતાં અભેચંદનો આભાર માનવાની નૈતિક હિંમત પણ તે બતાવી શકયો નહિ.

અભેચંદે તેને કહ્યું:—"બસ, હવે તમને સંતોષ થયો? તમારા અને તમારા મિત્રના આત્માને સંતોષ થશે તો તમારો એ સંતોષ મને આગળ વધવા માટે દિવાબત્તીની ગરજ સારશે."

જતાં જતાં પેલા માણસથી એટલું તો બોલાઇ ગયું:— "આટલી ઉમ્મરમાં શું ત્યાગવૃત્તિ છે?"

# કેશિયર

[ ૧૧ ]

કેટલીક વાર એવું બને છે કે દેખીતો ગેરલાભ મોટા લાભમાં પરિણમે છે. પેલી કહેવત છે કે ઇશ્વર જે કરે તે સારા સારૂં. પટેલનાં ધણિયાણી એ વાત માનતાં નહોતાં અને ભેંશનો પગ ભાંગ્યો તેમાં ઈશ્વરે શું સારૂં કર્યું ? એ વાતનો ઝઘડો તેઓ પટેલ સાથે કરતાં હતાં. પણ જ્યારે રાતના લુંટારાઓ આવીને ગામનાં ઢોર વાળી ગયા અને પોતાની ભેંશ લંગડી હોવાને કારણે રહી ગઇ ત્યારે તેમની ખાત્રી થઇ કે ઇશ્વર જે કરે છે તે સારા માટે જ કરે છે.

અભેચંદે કાવસજી શેઠને ત્યાંનો પોતાનો હક બીજાની તરફેણમાં છોડી દીધો એ વાત તેમના કેટલાક મિત્રો અને સંબંધીઓએ જાણી ત્યારે બધાને લાગ્યું કે અભેચંદે બેવકુફી કરી. પણ બીજે જ દિવસે બધાએ કહ્યું કે ચાલો જે થઇ ગયું તે સારૂં થઇ ગયું.

એડનમાં દેશ પરદેશના ઘણા વેપારીઓ હતા અને છે. તે વખતે મોનસ્યોર એ. બીસે [ Ms. A. Besse ] નામનો એક મોટો ફ્રેન્ચ વ્યાપારી હતો. આ પેઢી અરેબિયાની એક અગ્રગણ્ય પેઢી હતી અને તેનો વ્યાપાર આખા

અરબસ્તાનમાં પથરાએલો હતો. એ પેઢીની બીજાં શહેરોમાં શાખાઓ પણ હતી. (હજુ પણ આ પેઢીનો વ્યાપાર ધમધોકાર ચાલે છે.)

અભેચંદે પોતાના એડનના વસવાટ દરમિયાન અરબ્બી ભાષા પર તો અદ્‌ભૂત પ્રભુત્વ મેળવ્યું હતું. અંગ્રેજી ભાષા પણ સારી રીતે સમજી શકતા અને બીજાને સમજાવી શકાય તેવું અંગ્રેજી બોલતાં પણ આવડી ગયું હતું.

કાવસજી શેઠના સ્ટોરકીપર તરીકે એમને મોનસ્યોર બીસેના સંબંધમાં અવારનવાર આવવું પડતું અને એક પરમ્ વિશ્વાસુ માણસ તરીકેની છાપ તેમણે પાડી હતી. એવો કુનેહબાજ, વિશ્વાસનીય અને હોંશિયાર હાથ પોતાને મળે તો સારૂં એમ ઘણા વખતથી મો. બીસેને લાગતું હતું. પરન્તુ જયાં સુધી કાવસજી શેઠને ત્યાં અભેચંદ હતા ત્યાં સુધી એ પ્રમાણિક ફ્રેંન્ચ વ્યાપારીએ કોઇ જાતનું પ્રલોભન અભેચંદ આગળ ધર્યું નહોતું. કોઈના વાણોતરને ફિટાડવો એ તેમને મન પાપ હતું, ગુનો હતો.

તેમણે જયારે સાંભળ્યું કે પોતાની જગ્યાએ કામ કરનાર માણસની તરફેણમાં અભેચંદે પોતાનો હક છોડી દીધો છે ત્યારે તેમને સાનંદાશ્ચર્ય થયું. અભેચંદમાં રહેલી આ નિઃસ્વાર્થવૃત્તિ જોઇને તેમને એ યુવાન તરફ અતિશય માન ઉત્પન્ન થયું. એમણે તુરતજ એક માણસ મોકલી પોતાને મળી જવાનું કહેણ અભેચંદને પાઠવ્યું.

મો. બીસેને ત્યાં એ વખતે કોઇ જગ્યા ખાલી નહોતી. પણ અભેચંદ જેવો હાથ પોતાને મળતો હોય તો ગમે ત્યાં સ્થાન આપવા તે ભલો અને ચાણાક્ય વ્યાપારી તૈયાર હતો. અભેચંદને આવતો જોઇને તેમણે સસ્મિત વદને આવકાર આપ્યો.

"મેં સાંભળ્યું છે કે કાવસજીને ત્યાં તમે હવે જોડાવાના નથી." તેમણે પૂછયું.

"હા જી, ત્યાં હું જોડાવાનો નથી. જો કે કાવસજી શેઠનો આગ્રહ ઘણો છે. પણ મેં ત્યાં નહિ જવાનું નક્કી કર્યું છે." અભેચંદે શાંતિથી જવાબ આપ્યો.

મો. બીસેએ ધારેલું કે પોતાના સ્વાર્થત્યાગની વાત અભેચંદ કરશે. પણ એ બાબતમાં અભેચંદે ચુપકીદિ સેવી. પોતાના ગુણો પોતે નહિ ગાવાનું આ લક્ષણ હતું અને મનુષ્યની ઉત્તમ કોટીનું તે સૂચક હતું.

"ત્યારે હવે શું કરવા વિચાર રાખ્યો છે ? કંઇ સ્વતંત્ર ધંધો કરવો છે ?"

"સ્વતંત્ર ધંધો તો કરવા જેવા હમણાં સંયોગો નથી." અભેચંદે ખૂબ કુનેહભર્યો જવાબ આપ્યો. આ માતબર ફ્રેન્ચ વેપારીને ત્યાં જો પોતાને સ્થાન મળે તો ઘણું સારૂં એમ અભેચંદના મનમાં તો થયું; પણ પોતાને સામે ચાલીને બોલાવવા પાછળ મો. બીસેનો કંઇક આશય તો હોવોજ જોઇએ એ અભેચંદની ધ્યાન બહાર નહોતુ. એટલે પોતે એ બાબતમાં પહેલ નહિ કરવાનું નક્કી કર્યું હતું.

આડી અવળી થોડીક વાતચિત કર્યા પછી મોં. બીસેએ જયારે જોયું કે અલેચંદ એ બાબતમાં કંઇ વાત કરતો નથી એટલે પછી પોતે જ વાત કાઢી.

"આપણે ત્યાં રહેવું હોય તો દરવાજા ખુલ્લા છે."

"આપને ત્યાં કોઇ જગ્યા તો ખાલી નથી."

"પણ અલેચંદને માટે ગમે ત્યારે જગ્યા થઇ શકે તેમ છે."

"કંઇક જવાબદારીભર્યું કામ સોંપાય અને મારા પર સંપૂર્ણ વિશ્વાસ મૂકાય તો કામ કરવાની મજા પડે." અલેચંદે કહ્યું.

"થોડી વાર વિચાર કર્યા પછી મોં. બીસેએ કહ્યું :– વધારેમાં વધારે જવાબદારીભર્યું અને વિશ્વાસનું કામ કેશિયરનું છે. મારો કેશિયર કેટલોક વખત થયાં રજા પર જવાની વાત કરે છે. થોડાક મહિનાઓની એની રજા ચડી પણ ગઇ છે. એટલે હું એની રજા આજે જ મંજુર કરૂં છું. એની જગ્યાએ કેશિયર તરીકેનું કામ તમારે કરવાનું રહેશે. બોલો થઇ શકશે તમારાથી ?"

સૌથી પ્રથમ તો અલેચંદ વિચારમાં પડી ગયો. એને થયું કે લાખોનો વહીવટ અહિં ચાલે છે અને તિજોરીની ચાવી આ માણસ મારા જેવા અજાણ્યાને સોંપવામાં ભારે હિંમત કરે છે. પણ પોતાના ઉપર આટલો બધો વિશ્વાસ

કોઇ મૂકે તો તે આનંદની વાત જરૂર છે. અભેચંદે તુરતજ હા પાડી દીધી. એણે કહ્યું કે "આપ કહો ત્યારથી કામ ઉપર હું ચડી જઇશ."

"કેશિયર રજા પર જાય તે પહેલાં તમારે એની પાસે થોડો વખત રહીને બધું કામ સમજી લેવું જોઇએ. તમે આજથી જ કામ ઉપર ચડી જાઓ. એક મહિના પછી કેશિયર રજા પર જશે. ત્યાં સુધીમાં તમે સઘળા કામથી માહીતગાર બની જશો."

"જેવી આપની ઇચ્છા." કહી અભેચંદે પેઢીમાં નજર ફેરવી. કેશિયર તરીકે પોતાને જ્યાં બેસવાનું હતું તે કાઉન્ટર તરફ ઘડીભર એની નજર સ્થિર થઇ. એને પોતાને આ સ્થાન ગૌરવભર્યું લાગ્યું.

એક પળ પછી મોં. બીસેએ સહસા પૂછ્યું :–

"એ તો ઠીક, અભેચંદ; પણ પગાર શું લેશો ?"

"કાવસજી શેઠને ત્યાં હું જ્યારે રહ્યો ત્યારે મેં પગારનો આંક પાડયો નહોતો. તેમણે પોતે જ મારો પગાર માંડી આપ્યો હતો."

"એટલે તમારૂં એમ કહેવું છે કે અહિં પણ તમારો પગાર મારે જ માંડી આપવો પડશે ?"

"હા જી. આપના ઉપર મને પૂરો ભરોસો છે. આપ મારા સંયોગો જાણો છો. આપ વિચારીને જે કંઇ નક્કી કરશો તે હું કબુલ રાખીશ."

"ભલે ત્યારે, જાઓ, કામ પર ચડી જાઓ" મોં. બીસેએ તે પછી કેશિયરને બોલાવીને ઘટતી સૂચનાઓ આપી દીધી.

કેશિયર પાસે જઇને અભેચંદે સૌથી પ્રથમ વાત એ કહી કે :—તમારી જગ્યા પચાવી પાડવા હું આવ્યો નથી. તમે આવશો કે તુરતજ તમારૂં સ્થાન તમને સોંપી દઇશ."

કાવસજી શેઠને ત્યાંનો પોતાનો હક અભેચંદે કેવી રીતે છોડી દીધો હતો એ વાત કેશિયરે સાંભળી હતી એટલે અભેચંદના બોલવા પર ભરોસો મૂકતાં તેને સંકોચ ન થયો.

મોં. બીસેએ એવી આશા રાખેલી કે એક મહિનામાં અભેચંદ તૈયાર થઈ જશે. એને બદલે અગીઆરમે દિવસે અભેચંદને સ્વતંત્ર રીતે કામ કરતાં એમણે જોયો. અને એમને ભારે નિરાંત થઇ.

કાવસજી શેઠને ત્યાં થોડો વખત આસિસ્ટન્ટ એકાઉન્ટન્ટ તરીકેનું કામ પણ અભેચંદે કર્યું હતું. વળી હિસાબ કિતાબનું જ્ઞાન વાણિયાના દિકરાને વારસામાંજ મળે છે. એટલે કેશિયર તરીકેનું કામ અભેચંદને ઘણું સરળ લાગ્યું.

નાણાંની લેવડ દેવડમાં ચોકસાઈ રાખવી અને હિસાબ ચોકખો દિવા જેવો રાખવો એ બે કામ સંપૂર્ણ બાહોશી પૂર્વક જે બજાવી શકે તે એક આદર્શ કેશિયર બની શકે. આ બંને ગુણો સ્વભાવકર્મથી જ અભેચંદમાં હતા અને અહિં તક મળતાં તે સંપૂર્ણ રીતે ખીલ્યા.

મહિનો પૂરો થયો અને શેઠે પગારપત્રક પોતાની પાસે મંગાવ્યું. અભેચંદનું નામ તેમાં દાખલ થઈ ગયું હતું. તેમણે અભેચંદને પૂછ્યું.

"શું ભરૂં ?"

"મારે કહેવું હોત તો મેં અગાઉ કહી દીધું હોત. આપની ઇચ્છામાં આવે તે ભરો."

એડનમાં તે વખતે જીવનનું ધોરણ Standard of Living આજના જેટલું ઉંચુ નહોતું. અને એજ મુજબ પગારોનું ધોરણ પણ સામાન્ય હતું. હિંદી વ્યાપારીઓને ત્યાં તો ખાવું પીવું ને વરસના ચારસોથી પાંચસો રૂપીઆનો પગાર તે દિવસોમાં ઘણો મોટો ગણાતો. પરદેશી પેઢીઓમાં હિંદી નોકરોનું પ્રમાણ ઓછું હતું. જે હતા તેઓ પણ ખાસ ઉંચા હોદ્દાઓ ધરાવતા નહોતા.

મોં. બીસેએ અભેચંદના નામની સામે પંચોતેર રૂપી-આનો આંકડો મૂકયો. "આ પગારથી શરૂઆત કરૂં છું. આગળ ઉપર વધારી આપીશ." તેમણે કહ્યું. અને અભેચંદે સંતોષ વ્યકત કર્યો. પોતાની લાયકાત મુજબ તો આટલો પગાર ઓછો ગણાય એમ અભેચંદનું માનવું હતું. પરન્તુ શરૂઆતથી જ આટલો પગાર મળશે તેવું તો તેણે ધાર્યું નહોતું. વળી આગળ ઉપર પગારમાં વધારો કરી આપવાનું વચન શેઠે આપ્યું હતું એ એક દિલાસા સમું હતું. એટલે પંચોતેર રૂપીઆના માસિક પગારને અભેચંદે વધાવી લીધો.

"કેમ તમને સંતોષ છે ?" મોં. બીસેએ પૂછયું.

"પૂરેપૂરો." અભેચંદે જવાબ આપ્યો અને પગાર પત્રક લઇને અભેચંદે પોતાની જગ્યા સંભાળી લીધી.

કેશિયર તરીકે થોડો વખત કામ કર્યા પછી અભેચંદને લાગ્યું કે હવે આ તો એક યંત્રના જેવું કામ છે. રોજ નાણાં ગણવાનાં; કોઈકને દેવાનાં ને કોઇકની પાસેથી લેવાનાં. અને એના હિસાબોથી રોજ નિયમ મુજબ ચોપડા લખવાના. આમાં બુદ્ધિ ખીલે અને વિશેષ આગળ વધવાનો ચાન્સ મળે એવું અભેચંદને લાગ્યું નહિ. પણ રજા પર ગએલો કેશિયર પાછો આવી જાય ત્યાં સુધી તો કેશિયર તરીકેનું કામ કરવાનું જ હતું.

કેશિયર તરીકેની અભેચંદની કારકીર્દિ દરમિયાન કોઇ દિવસ એક પાઇ ઘટી નહોતી કે કોઇ દિવસ એક પાઇ વધી નહોતી. મેળ મેળવવામાં કોઇ દિવસ ગુંચવણ અભેચંદે અનુભવી નહોતી અને પોતાના કામમાં બીજા કોઇની મદદ લેવાની જરૂર તેને પડી નહોતી.

ઉપરાંત અભેચંદે ફ્રેન્ચ ભાષા પણ થોડી થોડી શીખવા માંડી હતી. એક ફ્રેન્ચ પેઢીમાં કામ કરનાર માણસને ફ્રેન્ચ ભાષા આવડે નહિ એ અભેચંદને મન એક શરમની વાત હતી. એટલે, ઘણા થોડા વખતમાં ફ્રેંન્ચ ભાષા બોલતાં અને સમજતાં પ્રયત્નપૂર્વક અભેચંદે શીખી લીધું.

બીજી તરફથી મોં. બીસેને પણ એમ લાગ્યા કરતું હતું કે અભેચંદમાં અસાધારણ બુદ્ધિ-શકિત છે એટલે તેને કોઇ વધારે જવાબદારીભર્યું અને જેમાં બુદ્ધિ કસવાનો મોકો મળે તેવું કામ સોંપવું જોઇએ.

મો. બીસે અને અભેચંદના મનના આ વિચારો કુદરત સુધી પહોંચી રહ્યા હોય તેમ તુરતમાંજ એક એવો બનાવ બન્યો જેણે બંનેની મુંઝવણ ટાળી અને બંનેનો માર્ગ સરળ કરી આપ્યો. અભેચંદને પોતાની શકિતઓ અજમાવવાની નિર્બંધ તક મળે એવી એ ઘટના હતી.

# બીલ્ડીંગ સુપરવાઈઝર

[ ૧૨ ]

રજા પૂરી કરીને કેશિયર પાછો આવે અને પોતાની જગ્યા સંભાળી લે તેની રાહ અબેચંદ એક તરફ જોઇ રહ્યા હતા. બીજી તરફથી કેશિયર પાછો આવે પછી અબેચંદને શું કામ સોંપવું એનો વિચાર મો. બીસે પણ કરી રહ્યા હતા.

કેશિયર તરીકેનું અબેચંદનું કામ એટલું બધું સંતોષ-કારક હતું કે એ જગા પર તેમને કાયમ રાખવાની સલાહ પણ મોં. બીસેને મળી ચૂકી હતી. પણ એ અક્કલમંદ ફ્રેંચ વાણિયો સમજતો હતો કે મહત્વાકાંક્ષી માણસને આગળ વધવાની તક નહિ આપવાથી ઉભયને નુકશાન થાય છે. કાં તો પેલો માણસ બીજે ક્યાંય સારી તક મળતાં ચાલ્યો જાય છે અથવા તેની મહત્વાકાંક્ષા આડે અવરોધ આવવાથી તેનામાં અસંતોષ પેદા થાય છે અને એની અસર તેના નિત્યના કામ ઉપર પણ થાય છે. એટલે તેઓ ખરા અંતઃકરણપૂર્વક અબેચંદને આગળ વધવાની તક આપવા માગતા હતા. એક દિવસ એમણે અબેચંદને કહેલું પણ ખરૂં કેઃ–"જીવનમાં અતી ઉચ્ચ સ્થાને પહોંચવાની તમારામાં લાયકાત છે અને એ સ્થાને પહોંચેલા તમને જોવાથી મને ખરેખર આનંદ થશે." તેમણે એમ પણ કહેલું કે "મારાથી બનશે તેટલી બધી મદદ હું તમને કરીશ."

મોં. બીસે જ્યારે આવી કંઇ વાત કરતા ત્યારે મૌન જાળવીને અભેચંદ માત્ર આંખો વડે ઉપકારની લાગણી પ્રદર્શિત કરતા.

આખરે એ દિવસ આવી ગયો અને રજા પરથી કેશિયર પાછો આવી ગયો. અભેચંદે એનું સ્થાન એને પાછું સોંપી દીધું. કેશિયરે બધો હિસાબ તપાસી લીધો અને એને એમ લાગ્યું કે આટલા ચોકખા અને એક પળવારમાં તપાસી લેવાય એવા પદ્ધત્તિસરના હિસાબો તો લાંબો અનુભવ છતાં પોતે પણ ક્યારેય રાખ્યા નહોતા. કેટલીક નવી હિસાબી પદ્ધત્તિઓ તેણે જોઇ અને અભેચંદે એ સમજાવી પણ દીધી.

કેશિયર તરીકેનો ચાર્જ છોડયા પછી અભેચંદે મો. બીસેને જ્યારે સાહેબજી કર્યા ત્યારે મોં. બીસેએ ગોળ વિંટાળેલું એક કાગળીયું તેમના હાથમાં મુકયું.

"આપણાં કેટલાંક બીલ્ડીંગો બાંધવાનાં છે અને એનો નકશો આમાં છે." એમણે કહ્યું.

"કામ તો સામાન્ય રીતે કોન્ટ્રાકટરોને સોંપવામાં આવે છે પણ આ વખતે આપણે જાતદેખરેખ રાખવાની છે. અને તમને આજથી બીલ્ડીંગ સુપરવાઇઝર નિમવામાં આવે છે."

આ કામ અભેચંદ માટે તદ્દન નવું હતું. એમાં ઘણાં વિશાળ અનુભવની જરૂર હતી; કેમકે એક મકાન બાંધવામાં નાનામાં નાની ખીલીથી માંડીને તે મોટાં લાકડાનાં બીમ

કે લોખંડના અને બીજા એવા હજાર જાતના સામાનની જરૂર પડે છે. એ બધાના ભાવતાલ સમજવા જોઇએ, માલની જાત જાણવી જોઇએ, અને ખરીદીમાં છેતરામણુ ન થાય તે પણ સાચવવું જોઇએ. ઉપરાંત માણુસો બરાબર કામ કરે તે પણ જોવું જોઈએ. રોજે આવતાં માણુસો ઘણીવાર ત્રણ મહિનાના કામને છ મહિના સુધી પહોંચાડે છે અને બમણા ખર્ચમાં ઉતારે છે. જો કુશળ સુપરવાઇઝર ના હોય તો તેથી ખર્ચ બમણું થઇ જાય છે.

આ કામ ખરેખર ભારે જવાબદારી ભર્યું હતું. જરાક ગફલત થાય તો સેંકડો રૂપીઆનું વધુ ખર્ચ થઇ જાય અને જરાક અણુઆવડત જણાઇ જાય તો માણુસો માથે ચડી બેસી ખર્ચ ઘણું વધારી મૂકે.

પહેલાં તો હાથમાં નકશો લેતાં સહેજ કંપ અલેચંદે અનુભવ્યો. એને થયું કે જે કામનો કક્કો પણ આવડતો નથી એ કામ હાથમાં લેવામાં મોટું જોખમ છે. મોં. બીસેને તો તેથી કદાચ થોડાક સો રૂપીઆનું ખર્ચ વધારે થાય પણ અલેચંદની તો તેથી પ્રતિષ્ટા ઓછી થાય. અને જીવનમાં પ્રતિષ્ટા નથી તો કંઇ નથી એ વાતનું અલેચંદને સારી પેઠે જ્ઞાન હતું.

આમ છતાં, "કામ કામને શીખવે" એ સુત્રથી અલેચંદ અજાણુ નહોતા. હિંમતે મર્દા તો મદદે ખુદા એવો હિસાબ ગણીને બીલ્ડીંગના પ્લાનનો નકશો તેમણે લઇ

લીધો અને શેઠને કહ્યું કેઃ–"મારાથી બનશે એટલી કરકસર કરવા તરફ હું સૌથી પ્રથમ ધ્યાન આપીશ."

અલેચંદને આવું ભારે કામ સોંપાયું એ જાણીને ઘણાને નવાઇ લાગી. પણ જે લોકો અલેચંદને ઓળખતા હતા તેમને લાગ્યું કે જીવનમાં આગળ વધવા માટેની એક માતબર સીડી અલેચંદને મળી છે. મોં. બીસેને તો અલેચંદમાં એટલો વિશ્વાસ હતો કે તેમણે આવું ભારે કામ સોંપતાં જરાક પણ ખચકાટ અનુભવ્યો નહોતો.

સૌથી પ્રથમ તો અલેચંદે કાગળમાંના નકશાને માથામાં ભરી લીધો. કોઇ કુશળ એંજીનિયરને જેમાં મુશ્કેલી નડે તેવી વાતને મગજમાં ભરવી તે કંઇ સહેલું કામ નહોતું.

પછી બીલ્ડીંગના બાંધકામને લગતી નાની મોટી બધી બાબતોનો ખંતપૂર્વક અલેચંદે અભ્યાસ કરવા માંડયો. બજારમાંથી ખરીદ કરી લાવવાના માલના ભાવતાલ વિષે પણ માહીતી મેળવી. હલકો માલ ના આવી જાય તે માટે પણ પૂરતી સાવચેતી રાખી અને બીલ્ડિંગના બાંધકામનું કામ ઝપાટાબંધ શરૂ થયું.

બીલ્ડીંગો બંધાઇને તૈયાર થઇ ગઇ ત્યાં સુધી ખડે પગે અલેચંદે કામ કર્યું. બાંધકામની નાની મોટી કોઇ પણ બાબત અલેચંદની નજર બહાર રહેતી નહિ. કામ કરનારા માણસો ઉપર તેમણે એવો તો સજ્જડ કડપ બેસાડી દીધો હતો કે કામમાં કોઇ અખાડા કરી શકતું નહિ. ગેરવ્યાજબી

દબાણ કોઇના ઉપર થતું નહિ એટલે અભેચંદ તરફ કોઇને અરૂચી પણ થતી નહિ. એને પરિણામે થોડા જ વખતમાં બધા માણસોનો પ્રેમ તેમણે સંપાદન કરી લીધો.

મોં. બીસે ક્વચિદ્ ક્વચિદ્ આવી જતા અને કામ તરફ સંતોષ પ્રદર્શિત કરતા. એને પરિણામે અભેચંદને ઓર પ્રોત્સાહન મળતું અને વિશેષ ઉત્સાહપૂર્વક કામ ચાલતું.

જે લોકો એમ માનતા હતા કે એક બિનઅનુભવી યુવકના હાથમાં આવું કામ સોંપવામાં મોં. બીસેએ ભૂલ કરી છે તેઓ પણ દાંતમાં આંગળાં નાંખી ગયા. મોં. બીસે પણ જોઇ શકયા હતા કે ધારવામાં આવતું હતું એના કરતાં વિશેષ ઝડપથી કામ થઇ રહ્યું છે. ખર્ચના આંકડાઓ જોતાં એમને લાગતું કે ઘણી કરકસરથી કામ ચાલતું હતું.

અભેચંદને માટે આ કામ એક ભારે તાલીમ સમું હતું. ભાવી જીવનમાં આ અનુભવ ઘણો કામ લાગવાનો હતો એની અત્યારે અભેચંદને કે કોઇને ખબર નહોતી. પણ સાચોસાચ, અભેચંદના જીવનમાં આ તાલીમ અતી મહત્વની હતી.

એક કુશળ કોન્ટ્રાકટની માફક ભાવતાલ અને હિસાબ ગણીને અગાઉથી અંદાજ મૂકી દેવાની શકિત આ કામમાંથી અભેચંદે સંપાદન કરી લીધી હતી.

આ અજબ શકિત વિષે પૂછતાં અભેચંદભાઇ એની ચાવી કયાં છે તે કયારેક બતાવે છે. તેઓ કહે છે કે “હું

પાછળથી હિસાબ ગણવાને બદલે આગળથી હિસાબ ગણી લેતો. અમુક કામમાં જરૂરી ચીજ–વસ્તુઓ પાછળ અને તેની મજુરી પાછળ આશરે કેટલું ખર્ચ થશે એનો અંદાજ પ્રથમથી જ ગણતો. અને પછી તે કામ થઇ ગયા બાદ થએલા ખર્ચને મારા અંદાજ સાથે સરખાવી જોતો. દરેક વખતે મારો અંદાજ લગભગ ખરો પડતો હતો. એટલે મારો આત્મ–વિશ્વાસ તેથી વધતો હતો. સામાન્ય રીતે બીજો માણસ આ કામમાં ખર્ચ થયા પછી હિસાબ ગણે કે કેટલું ખર્ચ થયું. હું અગાઉથી કેટલુ ખર્ચ થશે તેનો અંદાજ કાઢવાની વધારાની મહેનત કરતો અને પછી મારો અંદાજ કેટલા ટકા સાચો છે તે પાછળથી સરખાવી જોતો. મારી આ વધારાની મહેનતે મને આજે એક અચૂક ગણત્રીબાજ અને સફળ કોન્ટ્રાકટર બનાવ્યો છે.”

બીલ્ડીંગો બંધાઈને તૈયાર થઇ ગઇ. અસલ પ્લાનમાં અલેચંદે પોતાની સ્વેચ્છાથી કેટલાક ફેરફારો કર્યા હતા. મોં. બીસેને પણ આ ફેરફારો ઘણા ગમ્યા. તેમણે જોયું કે આ ફેરફારોથી ખર્ચમાં ઘણી કરકસર થઇ શકી છે અને મકાનોની રોનક તથા સગવડ ઉલટી વધી છે.

તૈયાર થએલાં બિલ્ડીંગો જેમણે જોયાં તે બધાંને ગમ્યાં અને અલેચંદની કાર્યકુશળતાનાં સૌ કોઇએ મૂકત કંઠે વખાણ કર્યાં.

બીલ્ડીંગ સુપરવાઇઝર તરીકેની અલેચંદની કારકીર્દિ આમ અણધારેલી રીતે સફળ નિવડી. મોં. બીસેને તો તેથી

એટલી બધી ખુશાલી ઉપજી કે ચારસો રૂપીઆ તેમણે અભે-ચંદને પગાર ઉપરાંત બક્ષીસ આપ્યા. સારા સારા માણસોની હાજરીમાં ચારસો રૂપીઆની થેલી અભેચંદને આપતી વખતે તેમણે કહ્યું:—

"અભેચંદે તન તોડીને મહેનત કરી છે અને બુદ્ધિપૂર્વક સુંદર સફળતા મેળવી છે એટલે એક લાયક માણસની યત્કિંચિત્ કદર કરતાં મને ઘણો આનંદ થાય છે."—

# બ્રાંચ મેનેજર

[ ૧૩ ]

બીલ્ડીંગ સુપરવાઇઝર તરીકેના કામમાં અણધારી સફળતા મેળવ્યા પછી અભેચંદનું માન ઘણું વધી ગયું હતું. મોં બીસે ઘણી બાબતોમાં તેમની સલાહ લેતા અને હવે તો તેઓ અભેચંદને પોતાનો નોકર નહિં પણ એક પરમ વિશ્વાસુ સાથી સમજતા હતા. ધંધાની નાની મોટી પ્રત્યેક બાબતમાં અભેચંદની સલાહ લેવાનું તેમણે ઉચિત માન્યું હતું. ઉમ્મરે તદ્દન યુવાન એવા આ હિંદીએ એક પરદેશી પેઢીમાં મેળવેલું સ્થાન, જમાવેલી પ્રતિષ્ટા અને કાઢેલું નામ માત્ર હિંદીઓમાંજ નહિ બલ્કે પરદેશીઓમાં પણ ચર્ચાનો વિષય બન્યાં હતાં.

મોનસ્યોર બીસેએ અભેચંદના પગારમાં વધારો કરી આપ્યો હતો અને પોતાની પેઢીમાંના તમામ કામકાજથી તેમને માહીતગાર કર્યા હતા. જોવા જતાં અભેચંદને માટે આ સ્થિતિ ઘણી સંતોષજનક હતી. પરન્તુ ખરી રીતે અભેચંદને તેથી સંતોષ નહોતો. તેનું ઉન્નત મન કંઇક સ્વતંત્ર કામધંધો કરવા માટે તલસતું હતું. જ્યાં બધું પોતાની મરજી મુજબ કરી શકાય તેવા કોઇ સ્થાન માટે અભેચંદનું દિલ તલસી રહ્યું. હતું.

એક દિવસ મોનસ્યોર બીસે સાથે વાત કરતાં જ્યારે પોતાની ખૂબ તારીફ અભેચંદે શેઠના મોઢે સાંભળી ત્યારે

આસ્તે રહીને કહ્યું કે હજી પૂરી તક પોતાને મળી હોય તેમ તેઓ માનતા નહોતા. તેમણે કહ્યું:— "અહીં તો બધું તમને પૂછી પૂછીને કરવું પડે છે. મોટે ભાગે તો તમે કહો તેનો અમલ કરવા સિવાય બીજું કંઇ કામ અમને મળતું નથી. જો કોઇ સ્વતંત્ર કામ તમે મારા હાથમાં મૂકો તો હજુ ઘણું કરવાની મને ઉમેદ છે."

મોનસ્યોર બીસે આ શબ્દો સાંભળીને ઘડીક અભેચંદ સામે જોઇ રહ્યા. તેમને લાગ્યું કે અભેચંદની વાત સાચી હતી. એક માણુસના હાથમાં કોઇ પણ બાબતનું સ્વતંત્ર સુકાન જ્યાં સુધી સોંપવામાં આવે નહિ ત્યાં સુધી તેની શક્તિની પૂરી ખીલવણીની અને તેનામાં રહેલી તાકાતના સંપૂર્ણ પ્રદર્શનની તેને તક મળતી નથી. એમણે એ વખતે તો "દેખા જાયગા" એવો જવાબ આપ્યો.

મોનસ્યોર બીસે હવે અભેચંદને પરાયું માણુસ ગણુતા નહોતા. લાખોનો વહીવટ તેમના હાથમાં આંખો મીંચીને મૂકતાં કશો સંકોચ તેમને થાય તેમ નહોતો. એટલે હવે પ્રશ્ન માત્ર એ હતો કે અભેચંદને કયું કામ સોંપવું ?

દરમિયાન મોનસ્યોર બીસેનો હોદ્દેદા ખાતે આવેલી બ્રાંચનો યુરોપિયન મેનેજર બિમાર હોવાના સમાચાર મળ્યા. તેણે ત્યાંથી લખ્યું હતું કે "જો કોઇને મારા સ્થાને ત્યાંથી મોકલી શકો તો હું તબિયત સુધારવા માટે યુરોપ જવાની ઇચ્છા રાખું છું."

એડન ખાતે પેઢીમાં આ સમાચાર મળ્યા ત્યારે સૌનો એવી ધારણા હતી કે ખાલી પડનારી એ જગ્યા ઉપર કોઇ યુરોપિયનની નિમણુંક થશે.

હોદ્દેદા ખાતેનો યુરોપિયન મેનેજર પણ એમ માનતો હતો કે તેનું સ્થાન લેવા માટે કોઇક યુરોપિયન આવશે. તેણે બે ચાર નામોની સૂચના પણ કરી હતી અને એક જણ માટે તો ખાસ ભારપૂર્વક ભલામણ કરી હતી. આ હકીકતથી એવી માન્યતા વધુ પ્રબળ બની હતી કે હોદ્દેદા બ્રાંચમાં કોઇ યુરોપિયનજ જશે.

કેટલાકો એમ માનતા હતા કે મોં. બીસે પોતે થોડો વખત હોદ્દેદા બ્રાંચમાં જશે. મોં. બીસેની શાખાઓ આખા અરબસ્તાનમાં અને તુર્કસ્તાનમાં પથરાયેલી હતી. હોદ્દેદા તે વખતે ટર્કીશ સરકારના વહીવટ હેઠળ હતું આજે તે યમનના ઇમામના કબજામાં છે. તુર્કસ્તાનમાં હોદ્દેદા ખાતેથી ઘણો માલ જતો. મોનસ્યોર બીસેનાં મહત્વનાં વેપારી મથકોમાંનું આ એક મથક હતું અને લાખોનો વહીવટ આ શાખામાં થતો હતો.

હોદ્દેદાથી કાગળ આવ્યો તેના બીજા દિવસે મોનસ્યોર બીસેએ અભેચંદને પોતાની પાસે બોલાવ્યા.

“તમે સ્વતંત્ર વહીવટની માગણી કરતા હતા તો લ્યો, હોદ્દેદા બ્રાંચમાં જવું છે?” એમણે સીધો સવાલ પૂછયો. “ત્યાં તમારે બ્રાંચ મેનેજર તરીકે કામ કરવાનું છે.”

લક્ષ્મી જ્યારે ચાંલ્લો કરવા આવે ત્યારે મોઢું ધોવા જનારાઓ મૂર્ખ હોય છે એ વાતની અલેચંદને ખબર હતી. કોઈપણ જાતની આનાકાની વિના તેમણે તુરતજ આ નવા સ્થાનને સ્વીકારી લીધું.

કશી ખાસ તૈયારીઓ કરવાની જરૂર નહોતી. અલેચંદે મોનસ્યોર બીસેને પૂછ્યું કે હોદેદા જવા માટે એડનથી ક્યારે ઉપડવાનું છે?

"તમે ક્યારે ઉપડી શકશો?"

"અગર તાકીદથી જવાની જરૂર હોય તો આજે જ." અલેચંદે જવાબ આપ્યો. આ જવાબ સાંભળીને મોનસ્યોર બીસે ઘણા પ્રસન્ન થયા. તેમણે કહ્યું કે ત્યાં જવા માટે પૂરતી તૈયારીઓ કરી લેવી જોઈએ. આ માટે તેમણે એક અઠવાડિયાનો સમય આપ્યો. હોદેદાની બ્રાંચને લગતી જે ફાઈલો એડન ખાતે હતી તે બધી તેમણે જોઈ જવા માટે અલેચંદને સોંપી અને બીજી જરૂરી સૂચનાઓ આપીને તેમણે અલેચંદની હોદેદા જવાની તૈયારીઓને પૂર્ણ બનાવી.

હોદેદા પહોંચ્યા પછી અલેચંદે ત્યાંના યુરોપિયન મેનેજર પાસેથી બધો ચાર્જ સંભાળી લીધો. પોતાને સ્થાને એક હિંદી આવે છે એ જાણીને પેલા ગોરા મેનેજરને આશ્ચર્ય થયું હતું. પણ તેનામાં રંગભેદની સૂગ હતી નહિ. સામાન્ય રીતે ફ્રેન્ચ પ્રજાજનો હોય છે એવો તે મળતાવડો, મોટા દિલનો અને અચ્છો માણસ હતો. થોડા દિવસના પરિ-

ચય પછી એની ખાત્રી થઇ ગઇ કે પોતાના કરતાંયે વધારે બાહોશીથી કામકાજ ચલાવી શકે એવો માણસ પોતાના સ્થાને આવ્યો છે. એને એ વાતથી પરમ સંતોષ થયો. યુરોપ જવા માટે તે એડન આવ્યો ત્યારે તેણે મોનસ્યોર બીસેને એક લાયક માણસને લાયક સ્થાન ઉપર નિમવા માટે ધન્યવાદ આપ્યો. અલ્લેચંદ વિષે થોડા જ સમયમાં તેણે ઘણો ઉંચો અભિપ્રાય બાંધ્યો હતો અને મોનસ્યોર બીસેને મોઢે અલ્લેચંદનાં તેણે જ્યારે ખૂબ ખૂબ વખાણ કર્યાં ત્યારે મો. બીસેને પણ ઘણો આનંદ થયો.

બીજી તરફ હોદ્દેદા ખાતે આવ્યા પછી અલ્લેચંદે ઘણા થોડા વખતમાં ત્યાંની પરિસ્થિતિનું માપ કાઢી લીધું. ત્યાંના વ્યાપારી અને રાજકીય સંયોગોનો તેમણે અભ્યાસ કરી લીધો અને વ્યાપારને વિકસાવવા માટે નવા નવા ઉપાયો યોજ્યા. ઈન્ટીરીયરમાંથી આવતા ગ્રાહકોને કેમ પોતાની તરફ વાળવા તેની અજબ કળા અલ્લેચંદને સાધ્ય હતી. ઉંટોના કાફલાના કાફલાઓ જ્યારે હોદ્દેદા ખાતે માલ ખરીદવા માટે આવતા ત્યારે એ કાફલાઓના મુખીઓ પાસે અલ્લેચંદની મીઠી જીભ અને મજબુત પગ ફરી વળતા. જાણે કે પોતાનાં કોઇ સ્વજન આવ્યાં હોય એમ વ્યાપાર રોજગારને બદલે બીજી સુખ-સગવડો વિષે પોતાને પ્રશ્ન પૂછતા આ હિંદી જુવાન તરફ આરબ લોકો ખૂબ આકર્ષાતા. તેમને જોઇતી સગવડ પહેલી તકે આપવાની કોશિષ અલ્લેચંદ તરફથી થતી. આનું પરિણામ એ આવ્યું કે અલ્લેચંદના આવ્યા પછી હોદ્દેદાની બ્રાંચનો વ્યાપાર ઘણો વધી ગયો. વ્યાપારને લગતો રિપોર્ટ નિયમિત

રીતે અલેચંદ તરફથી મોનસ્યોર બીસેને એડન ખાતે મળતો અને પોતાની હોદેદા બ્રાંચમાં વ્યાપારની જે વૃદ્ધિ થતી હતી તે જોઇને આ ફ્રેન્ચ સજ્જનને ઘણી ખુશાલી ઉપજતી.

હોદ્દેદાની બ્રાંચમાં કામ વધતું જતું હતું એટલે ત્યાં સ્ટાફમાં પણ વધારો કરવાની જરૂર હતી. આ બાબતમાં અલેચંદે મોનસ્યોર બીસેને લખ્યું અને મોનસ્યોર બીસેએ એવો જવાબ મોકલાવ્યો કે "તમારી પસંદગીના માણસો તમે ત્યાં વધારી શકો છો. તમે જે કંઇ પણ કરો તેમાં મારી પૂરી સંમતિ સમજજો."

અલેચંદભાઇએ આ જવાબ મેળવીને પોતાના મુલકના માણસો પર પસંદગી ઉતારી. પોતાના વતનના જ અને પોતાની જ્ઞાતિના જ કામ વિનાના માણસોને ઠેકાણે પાડવાની શક્તિ પોતાનામાં આજે આવી છે એ વિચારે અલેચંદને અનહદ આનંદ થયો. તેમણે પોતાના વતનના માણસોને જ પસંદ કર્યા અને એ રીતે વતન તરફની અને પોતાના જ્ઞાતિબંધુઓ તરફની પોતાની લાગણી પુરવાર કરી.

ત્યાં જુનો સ્ટાફ હતો તેના પગારો અલેચંદે વધારી આપ્યા અને નવા માણસોને પણ સારા પગારો બાંધી આપ્યા. આથી હાથ નીચેના માણસોને પણ તેમના તરફ ઘણી લાગણી ઉદ્‌ભવી અને અલેચંદ બતાવે તે કામ કાળી રાતે કરવાની તત્પરતા તેમણે દાખવી.

બીજા વ્યાપારીઓમાં પણ અલેચંદે ઘણી સરસ છાપ બેસાડી. તે વખતે હોદ્દેદા ખાતે જેટલી પરદેશી પેઢીઓ હતી

તેમાં મેનેજર તરીકે કામ કરનાર અભેચંદ એકલા જ હિંદી હતા. એ એક રેકર્ડ હતો. ઉપરાંત બીજો રેકર્ડ એ હતો કે ત્યાં કામ કરતી પેઢીઓના મેનેજરોમાં સૌથી યુવાન મેનેજર અભેચંદ એકલા જ હતા. તેમણે પોતાની સ્વયં પ્રેરણાથી એક "મેનેજર્સ ક્લબ" કાઢી હતી. હિંદીઓને માટે તેમણે ત્યાં એક મંડળ સ્થાપ્યું હતું અને વ્યાપાર ઉપરાંત બીજાં પરોપકારી કાર્યોમાં ત્યારથી જ ધ્યાન આપવાનું શરૂ કર્યું હતું.

મોનસ્યોર બીસેએ પોતાના એક સંબંધીને હોદ્દેદાના પ્રવાસે મોકલ્યા હતા. તેમણે હોદ્દેદાથી પાછા ફરીને મોનસ્યોર બીસે આગળ પોતાનો અભિપ્રાય ઉચ્ચારતાં જણાવ્યું હતું કે:—"તમારા બ્રાંચ મેનેજર એક અદ્દભૂત કાર્યકુશળ વ્યકિત છે."

# મહાયુદ્ધના ભણકારા

[૧૪]

**હોદ્દા ખાતે બ્રાંચ મેનેજર** તરીકે જે સમયમાં અલેચંદની નિમણુક થઇ હતી તે સમય દુનિયાના ઇતિહાસમાં સંક્રાન્તિકાળ સમો હતો. યુરોપમાં રાજ્યદ્વારી શેત્રંજનાં પ્યાદાં ઘણી ઝડપથી ફરી રહ્યાં હતાં. જર્મનીની સામ્રાજ્યભૂખે માઝા મૂકી હતી અને સમસ્ત જગતને શસ્ત્રબળે તાબે કરી આખી દુનિયા ઉપર ચક્રવર્તીપણું સ્થાપિત કરવાનાં સ્વપ્નાં જર્મન શહેનશાહ કઇસર સેવી રહ્યો હતો.

જર્મનીની આ સત્તાભૂખથી અન્ય રાષ્ટ્રો ચોંકી ઉઠયાં હતાં. ખાસ કરીને ફ્રાન્સ અને બેલ્જીયમ જર્મનીના સૌથી પ્રથમ શિકાર બની જવાની બીકે તૈયારીઓ કરી રહ્યાં હતાં. બ્રિટન અસ્વસ્થ આંખે યુરોપમાંની પરિસ્થિતિનું બારીક અવલોકન કરી રહ્યું હતું. નેપોલિયનના લશ્કરી પરિભ્રમણ વખતે હતી તેના કરતાંયે વધારે અસ્વસ્થતા યુરોપ અનુભવી રહ્યું હતું.

યુરોપમાંની આ પરિસ્થિતિની અસર દુનિયાના બીજા દેશોમાં પણ પહોંચી હતી. ભાવી મહાયુદ્ધની નિશ્ચિતતા વિષે ઝાઝી શંકા હવે દુનિયામાં રહી નહોતી. સૌ કોઇ જોઇ શકતા હતા કે દારૂગોળાના ઢગલાઓ સ્થળે સ્થળે ખડકાઇ ગયા હતા અને જામગરીઓ પણ તૈયાર થઇ રહી હતી.

એકાદી નાની સરખી ચિનગારીની ફક્ત રાહ જોવાઇ રહી હતી.

વિશ્વયુદ્ધની આ શક્યતાએ દુનિયાનાં રાજ્યદ્વારી મંડળોને જેમ એક પગે ઉભાં કરી મૂકયાં હતાં તેમ જગતનાં વ્યાપારી મંડળોને પણ સાવધાન બનાવો મૂક્યાં હતાં. આવનારા મહાયુદ્ધમાં બની શકે તેટલો ભોગ આપવાની તૈયારીઓ જગતનો એક વર્ગ કરી રહ્યો હતો ત્યારે એ વિશ્વયુદ્ધનો લાભ ઉઠાવવાની તૈયારીઓ પણ બીજો વર્ગ કરી રહ્યો હતો.

સામાન્ય રીતે જ આ અવસરમાં વ્યાપારી બજારોમાં સળવળાટ ચાલી રહ્યો હતો. યુરોપની ભાવી જાદવાસ્થળીમાંથી આવતા સમાચારો, પછી તે સાચા હોય, અર્ધા સાચા હોય કે તદ્દન ખોટા હોય, લોક–માનસ ઉપર અને વ્યાપારી બજારો ઉપર ભારે અસર કરી રહ્યા હતા.

દુનિયાના બીજા ભાગોની જેમ હોદેદા અને એડન પણ આ અસરથી મૂક્ત નહોતાં. જે મિનિટે યુદ્ધ શરૂ થવાની ખબર આવશે તેજ પળે ઘણી ખરી વસ્તુઓના ભાવોમાં જબ્બર ઉછાળો આવશે એમ દુનિયા આખી સમજતી હતી. એટલે જેમની પાસે પૂંજી હતી તે બધા લોકો મરજી ફાવે તે પ્રમાણે ગંજાવર પાયા ઉપર માલની ખરીદી કરી રહ્યા હતા. એવા લોકો ઇચ્છતા હતા કે યુદ્ધ જલ્દી શરૂ થઇ જાય અને લાંબો વખત ચાલે તો સારૂં; લાખો માણસોનો વિનાકારણ સંહાર કરનારૂં એ યુદ્ધ એમને આકર્ષક લાગતું હતું; કેમકે એમનો કોઇ બેટો ભત્રીજો એમાં મરવા જવાનો નહોતો

અને ભાંવામાં આવનારો ઉછાળો તેમને માલદાર બનાવી મૂકવાનો હતો.

હોદ્દેદામાં રોજ આવતા સમાચારોએ ત્યાં પણ ભારે ઉહાપોહ મચાવી મૂક્યો હતો. માલની ખરીદીનું પ્રમાણ હદથી જ્યાદા વધી ગયું હતું. નાના નાના વ્યાપારીઓની ખરીદી વધવાને કારણે મોટા વ્યાપારીઓ પણ માલનો મોટો સ્ટોક એકઠો કરવા લાગ્યા હતા.

મોનસ્યોર બીસેના હોદ્દેદા ખાતેના બ્રાંચમેનેજર અભેચંદ પણ બારીક આંખો વડે પરિસ્થિતિ પર લક્ષ્ય રાખી રહ્યા હતા. શહેરના અન્ય વ્યાપારીઓ કરતાં એમણે જુદોજ માર્ગ અખત્યાર કર્યો હતો. બીજા વ્યાપારીઓ જ્યારે માલનો સ્ટોક એકઠો કરીને બેસી રહેતા હતા ત્યારે અભેચંદે માલનું વેચાણ ધમધોકાર કરવા માંડયું હતું. મોનસ્યોર બીસેને તેમણે લખી દીધું હતું કે 'હું અહિં માલ વેચ્યે રાખું છું અને તમે તમારે ખરીદી ખરીદીને મોકલ્યે રાખો."

દિવસો પસાર થયે જતા હતા અને મહાયુદ્ધના ભણકારા વધુને વધુ નજીક આવ્યે જતા હતા. એ ભણકારાનો અવાજ વધુને વધુ ગાઢો ને ભયંકર બનતો જતો હતો.

આવનાર પ્રસંગનો બરાબર ઉપયોગ કરીને મોટો નફો કરી બતાવવાની અને પોતાના શેઠને પોતાની અજબ કાર્યશકિતનો પરચો બતાવવાની અભેચંદને પણ તાલાવેલી લાગી હતી.

દરમિયાન એક નાનું સરખું વિઘ્ન આવીને પસાર થઇ ગયું. એ કૌટુંબીક વિઘ્ન હતું.

મોનસ્યોર બીસેને ત્યાં નોકરી રહ્યા પછી થોડા સમય બાદ અબેચંદે પોતાનાં પત્નિ હેમકુંવરબાઈને એડન બોલાવી લીધેલાં. અને હોદ્દેદા ખાતે બ્રાંચ મેનેજર તરીકે આવ્યા, ત્યારે પત્નિને પણ સાથે લઇ આવ્યા હતા. તેમનો ગૃહ-સંસાર સુખી હતો અને પતિની દિનપ્રતિદિન ચડતી કળા નિરખીને તેઓ ખૂબ રાજી થતાં હતાં.

પણ જ્યારથી મહાયુદ્ધના ભણકારા સંભળાવા લાગ્યા હતા ત્યારથી હેમકુંવરબાઇ અસ્વસ્થ બનતાં જતાં હતાં. લડાઇનો તેમને ડર લાગતો હતો અને એ ડર દિનપ્રતિદિન વધતો જતો હતો.

એક દિવસે વાતમાં ને વાતમાં અબેચંદે કહ્યું:–"લડાઇ તો અહિંથી ઘણે દૂર યુરોપમાં થવાની છે પણ આપણે ત્યાંયે તેના તણખા ઉડે તો નવાઇ નહિ." આ શબ્દો સાંભળીને હેમકુંવરબાઇ તે વખતે તો કંઇ બોલ્યાં નહિ, પણ તેમના અંતરમાં તો લડાઇ વિષેનો ભય ઘણો વધી ગયો.

સામાન્ય રીતે બીજા વ્યાપારીઓ એમ માનતા કે હોદ્દેદામાં તો કંઇ થવાનું નથી; પણ અબેચંદની માન્યતા તેથી ઉલટી હતી. તેમનું માનવું હતું કે હોદ્દેદા ટર્કીશ સરકારના હાથમાં છે અને યુરોપમાં જ્યારે યાદવાસ્થળી ફાટી નિકળશે ત્યારે ટર્કીશ ગવર્નમેન્ટ ઝાઝો વખત તટસ્થ રહી શકશે નહિ.

યુદ્ધમાં કોની તરફેણમાં રહીં ઝંપલાવશે એ એક પ્રશ્નનો નિર્ણય કરી શકવા જેટલા સંયોગો સ્પષ્ટ નહોતા.

આ બધી પરિસ્થિતિની હેમકુંવરબાઇ ઉપર ઘણી અસર થઇ. તેમને લાગ્યું કે લડાઇ જો અહિં આવશે તો, ભારે મુશ્કેલીમાં મૂકાવું પડશે. દુઃખના દહાડા આવે તેનો ડર હેમકુંવરબાઇને ઝાઝો નહોતો લાગતો પણ યુદ્ધને પરિણામે થનારી જીવસટોસટની આસમાની સુલતાનીના ભયંકર ખ્યાલથી તેઓ થરથરી ઉઠતાં હતાં.

તેમણે એક દિવસ અભેચંદભાઇને કહ્યું:—

“બળી આ નોકરી. હાલો, પાછાં પોરબંદર ભેળાં થઇ જઇએ”

પણ અભેચંદ પાસે તો પોલાદની છાતી હતી. લડાઇના ભયથી એમનું રૂંવાડું પણ હાલતું નહોતું. પોતાને આંગણે યુદ્ધ આવીને પડે તોયે તેથી ગભરાય તેવો એ માણસ નહોતો. પત્નિને તેમણે આશ્વાસન આપ્યું. અને, આ સંયોગોમાં હોદ્દો છોડી શકાય નહી તેમ સ્પષ્ટ જણાવી દીધું.

પણ હેમકુંવરબાઇનો દેશમાં ચાલ્યા જવાનો આગ્રહ વધતો ગયો અભેચંદને લાગ્યું કે પોતે તો હોદ્દો છોડી શકે તેમ નથી. પણ પત્નિને પોરબંદર મોકલી દેવી જોઇએ. એમણે એક દિવસ કહ્યું:–

“જો, બીસે શેઠનો રોટલો ખાધો છે તે હલાલ કરી બતાવવાનો આ અવસર આવે છે. આવા વખતે ભાગે તે

ભીરૂ કહેવાય. અને, દુનિયામાં મોં બતાવવાની લાયકાત પછી રહે નહિ. એટલે, મારા માટેનો આગ્રહ તું મૂકી દે. તને દેશમાં મોકલવાનો પ્રબંધ મેં કર્યો છે."

પણ હેમકુંવરબાઈને પોતાના કરતાં વધારે ચિંતા પોતાના પતિ માટે હતી. એ પતિપરાયણ સન્નારી દુઃખના વખતમાં પતિને એકલા મૂકી જવા તૈયાર નહોતી. પણ આખરે એને સમજાવવામાં અભેચંદને સફળતા મળી. અભેચંદે સમજાવ્યું કે "મુશ્કેલીનો પ્રસંગ જો આવે અને હું એકલો હોઉં તો ગમે તે રીતે માર્ગ કાઢી શકાય. તું જો અહિં હોય તો મુશ્કેલી ઉલટી વધી જાય. વળી હું તો કોઇ પણ રીતે હોદ્દેદા છોડી શકું તેમ નથી, એટલે તું એકલી જ દેશમાં જા."

પતિનો અત્યંત આગ્રહ હતો એટલે ન છૂટકે હેમકુંવરબાઇએ દેશમાં જવાનું કબુલ્યું. અને કુતિયાણાવાળા કરસનદાસ જુઠા સાથે અભેચંદે તેમને રવાના કર્યાં. સૌથી પ્રથમ તેઓ ઇટાલિયન લાઇનમાં બેસોવા ગયાં અને ત્યાંથી વતન પહોંચ્યાં.

# ભડકો થયો

## [ ૧૫ ]

**અંતે એ દિવસ** આવી પહોંચ્યો. એક રાજવંશીનું ખૂન થયું. દારૂગોળાના ઢગલામાં ચિનગારી પડી અને ભડકો થયો. યુદ્ધ યુદ્ધ પોકારી રહેલું જર્મન સૈન્ય ઘોડાપૂરની માફક ધસમસ્યું. જર્મનીએ બેલ્જીયમ અને ફ્રાંસ સામે લડાઇ જાહેર કરી. ઇ.સ. ૧૯૧૪ના ઓગસ્ટની ૪થી તારીખે આ યાદવાસ્થળીનાં મંડાણ મંડાયાં.

ભડકો થવાનો છે એ સૌ કોઈ જાણતા હતા; પણ આટલું જલ્દી સળગશે એવી ગણત્રી ફ્રાન્સે કરેલી નહિ. વળી જેવું સળગ્યું એવો જ ફ્રાન્સ ઉપર હલ્લો આવ્યો હોત તો કદાચ ઘડીના છઠ્ઠા ભાગમાં ફ્રાન્સ ખલાસ થઇ ગયું હોત. પણ જર્મની અને ફ્રાન્સની સરહદો વચ્ચે પથરાએલા બેલ્જીયમે અણધારી ટક્કર ઝીલી અને જર્મન સેનાને રોકી રાખી. દરમિયાનમાં ફ્રાન્સ તૈયાર થઇ ગયું. બેલ્જીયમની ભૂમિને રગદોળીને જર્મન સૈન્ય ફ્રાન્સની સરહદમાં દાખલ ન થઇ શક્યું. કઇસરની ગણત્રી હતી કે જર્મન સૈન્ય પેરીસ પહોંચશે ત્યાં સુધી ફ્રાન્સમાં કોઈ આડે આવી શકશે નહિ. પણ બેલ્જીયમે ટક્કર ઝીલી, એ દરમિયાન ફ્રાન્સે અધુરી તૈયારીઓને પૂર્ણ કરી લીધી અને જર્મન સેનાનો ફ્રેન્ચ સૈનિકોએ ફ્રેન્ચ સરહદ ઉપરજ સામનો કર્યો.

આ સમાચાર વાયુવેગે દુનિયાભરમાં પ્રસરાઇ ગયા.

દુનિયાનાં પ્રત્યેક બજારોમાં ગરમી આવી અને જે ધનવાન લોકોએ માલના ગંજાવર સ્ટોક ભરી રાખેલા તેમના ચહેરા પર લાલી આવી. ગરીબ માણસોને પણ એનો લાભ મળ્યા સિવાય રહ્યો નહિ. કેમકે, જ્યારે બજારોમાં તેજી આવે છે ત્યારે તેનો લાભ બધા વર્ગને મળે છે. ખોરાકીની ચીજોના, અને અનાજના, ભાવો વધવા માંડતાં ખેડુતોને પણ લાભ મળે છે. અલબત, એનો મોટો લાભ તો સાધનસંપન્ન માણસો જ ઉઠાવે છે. અને, તે તદ્દન સ્વાભાવિક છે.

હોદેદામાં મોનસ્યોર બીસેના બ્રાન્ચ મેનેજર અલેચંદે આ અરસામાં કમાલ કરવા માંડી. બીજા વ્યાપારીઓ જ્યારે સ્ટોક કર્યે ગયા ત્યારે એમણે માલ વેચ્યે રાખ્યો અને સારો નફો મેળવ્યો. બીજી તરફથી એડન ખાતે મોનસ્યોર બીસેને હોદેદાના વેપારના જે સમાચાર મળતા ગયા તેથી તેમનો ઉત્સાહ ખૂબ વધતો ગયો અને તેમણે ઘણા વિપુલ પ્રમાણમાં માલ ખરીદી ખરીદીને હોદેદાની શાખામાં ધકેલવા માંડયો.

અલેચંદને જ્યારે ખબર પડી કે હોદેદાની બ્રાંચ માટે મોનસ્યોર બીસેએ કેરોસીનની લાખો પેટીઓ ખરીદ કરી છે અને બીજો ઘણો માલ ખરીદ્યો છે ત્યારે ઘડીભર તે વિચારમાં પડી ગયા. એમણે એડન ખાતે તાર કર્યો કે વધુ પ્રમાણમાં માલ મોકલાવશો નહિ.

આવો તાર હોદેદાથી મળવાને કારણે મોનસ્યોર બીસે વિચારમાં પડી ગયા. માલ તો રવાના થઇ ગયો હતો. એટલે

પાછો વાળી શકાય તેમ નહોતું. પણ આવા વખતમાં, જ્યારે સારામાં સારો લાભ ઉઠાવી શકાય તેવો મોકો હતો ત્યારે અભેચંદ વધુ માલ મોકલવાની શા માટે ના પાડે છે એ તેમનાથી સમજી શકાયું નહિ.

બીજી તરફથી અભેચંદની વિરૂદ્ધ કેટલાક રિપોર્ટ્સ હોદ્દેદાના બીજા વ્યાપારીઓ તરફથી મોનસ્યોર બીસેને મળતા હતા. બીજા વ્યાપારીઓ જ્યારે માલનો સ્ટોક વધાર્યે જતા હતા અને વધારે ભાવ ઉપજાવવાની આશાથી વેચાણ અટકાવી બેઠા હતા ત્યારે અભેચંદ માલ વેચ્યે રાખે એ તેમને પોસાતું નહોતું. અને, એ તેમનાથી સહન થતું નહોતું. એટલે અભેચંદ વિરૂદ્ધ એમણે ફરિયાદો એડન તરફ રવાના કરી હતી.

**અભેચંદ ઉપર મોનસ્યોર બીસેને સંપૂર્ણ વિશ્વાસ હતો. અભેચંદની પ્રમાણીકતા અને વફાદારી માટે એક રજમાત્ર શંકા પણ એમના દિલમાં હતી નહિ. પણ અભેચંદના છેલ્લા વર્તનથી એમને પણ આશ્ચર્ય થયું હતું.**

એમણે સામો તારથી જવાબ આપ્યો કે માલ તો રવાના થઈ ગયો છે.

અભેચંદે સામો જવાબ મોકલાવ્યો કે મોકલ્યો તે ભલે મોકલ્યો. એ માલ હું જેમ બનશે તેમ જલ્દી વેચી નાંખીશ. પણ બીજો નવો માલ હવે મોકલાવશો નહિ.

અભેચંદના આવા જવાબથી મોનસ્યોર બીસેને ભારે આશ્ચર્ય થયું. બીજાઓ જ્યારે સારો ભાવ મેળવવાની આશાએ

માલ પકડીને બેસી રહેતા હતા ત્યારે આ યુવાન વાણિયો શા માટે માલ વેચવાની વાતો કરતો હતો ? તેમને કંઇ સમજાયું નહિ.

આ વખતે જે માલ હોદ્દેદા ખાતે રવાના થયો હતો તે કંઇ નાનો સૂનો જથ્થો નહોતો. તે લાખોનો માલ હતો. મોનસ્યોર બીસે એવું ઇચ્છતા હતા કે અલેચંદ એ માલ હમણાં વેચે નહિ. લડાઈ લાંબો વખત ચાલશે તેવી તેમની ગણત્રી હતી. એટલે થોડા વખત જો માલને સંઘરી રાખવામાં આવે તો દોઢાં બમણાં નાણાં થવાનો સંભવ હતો. તેમણે અલેચંદને તારથી કહેવડાવી દીધું કે જે માલ આવે તેમાંથી એક કાંડી પણ વેચશો નહિ. વખારમાં બધો માલ ભરી રાખો.

પણ શું અલેચંદે પોતાના શેઠની સલાહ માની ? આ કંઇ સલાહ નહોતી, આજ્ઞા હતી. અલેચંદે પોતાના શેઠની આજ્ઞા શું પાળી ?

# બીસેને બચાવી લીધો

[૧૬]

**બાહોશ અભેચંદે** ઘણી જ બારીક નજરે રાજકીય પરિસ્થિતિનું અવલોકન કરવા માંડ્યું હતું. મહાયુદ્ધની શરૂઆતમાં ટર્કીશ સરકારે કોઇ પણ પક્ષ તરફ વલણ બતાવ્યું નહોતું. કેટલાક માનતા હતા કે ટર્કીશ સરકારને તેમાં સંડોવાવાની જરૂર પડશે નહિ. કેટલાક માનતા હતા કે ટર્કી કદાચ સંડોવાય તો પણ આપણને કશો વાંધો આવશે નહિ.

પણ અભેચંદની નજર જુદુંજ કામ કરી રહી હતી. એ ચાણાકય બ્રાંચ મેનેજરના કાન સ્થાનિક ટર્કીશ અમલદારોની વચ્ચે ફરી આવ્યા હતા. ટર્કી તેમાં સંડોવાયા વિના રહેશે નહિ એ વાતની તો અભેચંદને ઘણા સમયથી ખબર હતી. પણ હવે અભેચંદને લાગવા માંડ્યું હતું કે ટર્કી બહુજ જલ્દીથી સંડોવાશે.

જે સમય ગયો તેમાં જર્મનીની સામે ફ્રાન્સે અન્ય રાજ્યોની મદદ મેળવી લીધી હતી. શરૂ શરૂમાં મળેલા વિજયોથી ફુલાઇને જર્મનીનો શહેનશાહ કઇસર એટલો તો ભાન ભૂલ્યો બની ગયો હતો કે તેણે દુનિયાની માતબર સત્તાઓને પડકારી હતી. તેણે ઇંગ્લેંડ સામે પણ લડાઇ જાહેર કરી હતી. ઇંગ્લેંડ અને ફ્રાન્સે મિત્ર રાજ્યોની એક મંડળી જમાવી હતી અને જર્મની સામે જબરજસ્ત મોરચા માંડયા હતા.

પણ શરૂ શરૂમાં જર્મની અજીત લાગતુ હતુ. એના સૈન્યની બહાદુરી અને વિજયગાથાઓની પરંપરા દુનિયાના કાને અથડાતી હતી. મિત્રરાજ્યોના માતબર સમુહને જર્મની એકલે હાથે પહોંચી વળશે અને મહાત કરશે એવી માન્યતા પ્રચલિત થતી હતી. અને હકીકત પણ એ છે કે અમેરિકાને મહાયુધ્ધમાં સંડોવવામાં આવ્યું નહોત અને હિંદી લશ્કરની વીરતાભરી મદદ કટોકટીભરી પળોમાં મિત્રરાજ્યોને મળી ના હોત તો સંભવ હતો કે જર્મનીએ સમસ્ત યુરોપમાં પોતાનું ચક્રવર્તિપણું સ્થાપિત કરી દીધું હોત.

પણ જર્મની મદ અને અહંકારથી ઉન્મત બનેલું હતું અને વિધિએ એનું પતન ચોક્કસ નિર્મીત રાખ્યું હતું એ વાત જાણનારાઓ જાણતા હતા. શરૂ શરૂની વિજય પરંપરા પછી જર્મનોની સ્થિતિ પલટાતી જતી હતી અને આક્રમણકારી મટીને પોતાના બચાવ માટે પ્રવૃત્ત બનવાની તેને ફરજ પડતી હતી.

ટર્કીશ સરકાર એમાં પડું પડું થઇ રહી હતી જો થોડો સમય રાહ જોવાની ધીરજ ટર્કી ધારણ કરી શક્યું હોત તો જર્મનીને સાથ આપવાને બદલે તેણે મિત્રરાજ્યો સાથે હાથ મીલાવ્યા હોત. પણ ટર્કી ખૂબ ઉતાવળું બનતું હતું. બંને પક્ષો તરફથી દબાણ પણ એકસરખી રીતે આવ્યા કરતું હતું.

અલેચંદે ખૂબજ વિચારપૂર્વક એક નિર્ણય બાંધ્યો કે ટર્કી તુરતમાંજ ઝંપલાવવાની તૈયારી કરે છે એટલે તે જર્મનીની તરફેણમાંજ ઝંપલાવશે. ઉગતા સૂર્યની પૂજા કરવામાં આવે તેવી રીતે મહાયુદ્ધનો શરૂવાતનો સમય જર્મની માટે

રાયસાહેબના મોટાભાઇ : મહાયુદ્ધ વખતે



શ્રીયુત રણછોડભાઇ ગીરધરભાઈ.

ઉગતા સૂર્ય સમો હોઇ ટર્કી જર્મની સાથે જ હાથ મીલાવશે એવી અચૂક ગણત્રી મુસદ્દી અલેચંદે કરી.

અને જો ટર્કી જર્મની સાથે હાથ મિલાવે તો ટર્કીશ હકુમત તળે રહેતાં બ્રિટિશ અને ફ્રેંચ પ્રજાજનોની તથા તેમની માલમિલ્કતની શું દશા થાય એનો ખ્યાલ અલેચંદને તુરતજ આવ્યો. અત્યંત વખાણવાલાયક દીર્ઘદ્રષ્ટિપૂર્વક એ યુવાન મેનેજરે વિચારી લીધું કે મિત્રરાજ્યોની જે પ્રજા ટર્કીશ સરહદમાં રહેતી હતી તેના જાનમાલની સલામતી નહોતી.

આટલી સ્પષ્ટ વિચારણા પછી અલેચંદની જગ્યાએ બીજો કોઇ માણસ હોત તો તેણે શું રસ્તો લીધો હોત ? પોતાના જાનથી વિશેષ પ્યારી કોઇ વસ્તુ માનવીને નથી અને જીંદગી બચાવવા માટે ગમે તેવું કામ કરતાં માણસ અચકાતો નથી.

અલેચંદની જગ્યાએ બીજો કોઇ માણસ હોત તો બધા વ્યાપારને ત્યાંને ત્યાં સલામ કરીને જાન બચાવવા માટે હોદ્દાથી તે નાસી છુટયો હોત. પણ અલેચંદ એવો કા'પુરૂષ નહોતો. એ જવાંમર્દના દિલમાં એકજ ખ્યાલ રમતો હતો કે પોતાના શેઠને આવનારી ક્રાઇસીસમાંથી ગમે તેમ કરીને બચાવી લેવો જોઇએ. અલેચંદની બરાબર ધ્યાનમાં હતું કે જે પળે ટર્કી જર્મની સાથે જોડાશે તેજ મિનિટે મિત્રરાજ્યોનાં પ્રજાજનોની માલમિલ્કત જપ્ત કરવામાં આવશે અને લોકોને કાંતો ગીરફતાર કરવામાં આવશે અથવા તો ગોળીએ દેવામાં આવશે.

જોવા જેવી વાત છે કે આ વખતે અભેચંદને પોતાના જાનની દરકાર નહોતી. કેદ પકડાવું પડે કે મોતને ભેટવું પડે એના કરતાં પોતાના માલીકને પાયમાલ થતો અટકાવવાની પોતાની ફરજ વધારે પવિત્ર છે એમ અભેચંદ સમજતા હતા. પોતાના સર્વસ્વનો ભોગ આપવો પડે તો તે આપીને પણ મોનરયોર બીસેને બચાવી લેવાનો તેમણે નિશ્ચય કર્યો હતો. ધન્ય આ વફાદારી! ધન્ય આ આત્મબલિદાનની વૃત્તિ અને ધન્ય એ દીર્ઘદ્રષ્ટિ!

એટલા માટે સ્ટોકમાં જે કંઇ માલ હતો તે અભેચંદે વેચવા માંડયો હતો. માલ વેચીને તેનાં નાણાં કરી લેવાની અભેચંદે ઉતાવળ કરવા માંડી હતી. અને નવો માલ નહિ મોકલવાની તેમણે એડન ખાતે સૂચના મોકલાવી હતી.

પણ એડનથી લાખ્ખો રૂપીઆનો માલ હોદેદા તરફ રવાના થઇ ગયો હતો. એ માલને તુરતજ વેચી નાંખવાની તજવીજમાં પડેલા અભેચંદને પોતાના શેઠ તરફથી એવી આજ્ઞા મળી હતી કે એ માલ વેચવાને બદલે વખારમાં ભરી રાખવો.

આ એક મોટું ધર્મસંકટ હતું. એક તરફ ગમે તે પળે ટર્કી મિત્રરાજ્યો સામે જર્મનીની તરફેણમાં લડાઇ જાહેર કરે તે ભય નજીક આવતો જતો હતો. અને એ બનાવ બને તે પહેલાં મોનસ્યોર બીસેનો માલ વેચીને તેનાં નાણાં બનતી ઉતાવળે કરી લેવાની અભેચંદ તજવીજ કરી રહ્યા હતા. ત્યાં અણધાર્યો, અને ના કહેવડાવવા છતાં, લાખોનો નવો માલ આવીને પડતો હતો; અને પાછો તે સાથે એ માલ

વેચવાની મનાઇ કરતો પોતાના શેઠનો હુકમ પણ આવી પડયો હતો.

આ સ્થિતિમાં શું કરવું ? શેઠની આજ્ઞા મુજબ વર્તવું ? કે પોતાની બુદ્ધિ પ્રમાણે સુઝે તે મુજબ કરવું ? પોતાને તો બધો માલ વેચી નાંખવાનું સૂઝતું હતું. જો એ પ્રમાણે માલ વેચી નાંખે તો શેઠની આજ્ઞાનો અનાદર થતો હતો.

અહિં અભેચંદની ખરેખરી કસોટી હતી. શેઠની ચોકખી સૂચના હતી કે માલ વેચવાનો નથી પણ વખારોમાં ભરી રાખવાનો છે. જો શેઠની આજ્ઞા મુજબ ચાલે અને પછી શેઠને નુકશાન થાય તો તેની બધી જવાબદારી શેઠની પોતાની હતી. અભેચંદને એમાં કશું નહાવા જવું પડે તેમ નહોતું. એથી ઉલટું જો શેઠની આજ્ઞાનો અનાદર કરીને માલ વેચી નાંખે અને તેનાથી જો કંઈક લાભ થાય તો તો જાણે કે ઠીક; શેઠને સમજાવી શકાય કે અહિંની પરિસ્થિતિ વિષે બરાબર વિચાર કરીને માલ વેચી નાંખ્યો હતો અને તેનાથી તમને લાભજ થયો છે. જો આમ થાય તો તો ઠીક. પણ જો તેથી ઉલટું થાય તો શેઠનો ઠપકો સાંભળવો પડે અને તે ઉપરાંત પોતાની આખીયે કારકીર્દિ ખરાબ થઇ જવાનો સંભવ હતો.

શેઠની આજ્ઞા માની લેવામાં અભેચંદને પોતાને કશું નુકશાન નહોતું. શેઠની આજ્ઞા વિરૂદ્ધ કામ કરવામાં અભેચંદ માટે મોટું જોખમ હતું. અભેચંદની જગ્યાએ બીજો કોઈ

વ્યવહાર–ડાહ્યો માણસ હોત તો શેઠની આજ્ઞા મુજબ માલ બધો વખારમાં ભરી દેત. પણ અલેચંદે એમ ના કર્યું.

એક વ્યાપારી બચ્ચામાં હોવી જોઇએ તેવી સાહસવૃત્તિ અને જોખમો ખેડવાની તત્પરતા અલેચંદમાં હતાં. શેઠની સૂચનાથી વિરૂદ્ધ જઇને નવા આવી પડનારા માલનું વેચાણ કરવાની એમણે તજવીજ કરવા માંડી અને માલ આવ્યો કે તરત વેચવા માંડયો.

હોદ્દેદાની બજારમાં હાહાકાર મચી રહ્યો. આ વાણિયો બીસેને ડુબાડવા બેઠો છે એવી ટીકા છડેચોક થવા લાગી. ઘણા વ્યાપારીઓ આવીને અલેચંદને કહી પણ ગયા કે 'ભલા માણસ, શું કામ માલ વેચી નાંખો છો ? પકડી રાખો, બમણાં નાણાં જોશો."

પણ અલેચંદે કોઈની સલાહ માની નહિ. એમણે માલ વેચ્યેજ રાખ્યો. ઈનિટીરીયરમાંથી આવતા કાફલાઓને કેરોસીનની પેટીઓ એમણે વેચવા જ માંડી. બીજા લોકો જ્યારે વેચવાની ના પાડતા હતા અને વધારે ભાવ માગતા હતા ત્યારે અલેચંદે માલ વેચવા જ માંડયો હતો. પરિણામે ઘરાકી પણ સારી મળી ગઈ હતી. માલ રોકડે નાણે વેચવાનું અલેચંદે ધમધોકાર ચાલુ રાખ્યું હતું.

એ બધો વખત દરમિયાન યુરોપની પરિસ્થિતિ ઉપર અને ટર્કીશ સરકારની હીલચાલ ઉપર અલેચંદે બારીક દ્રષ્ટિ ઠેરવી રાખી હતી. એ જોઈ શકતા હતા કે હવે ઘડીઓ

ગણાઈ રહી છે અને ટર્કી સંડોવાયું એવી ખબર તુરતમાંજ આવવાની છે.

છેલ્લે છેલ્લે તો અલેચંદે ગજબ કરી નાંખ્યો. જે થોડો ઘણો માલ બાકી રહી ગયો હતો તે મુદ્દલ ભાવે વેચવા માંડયો અને વેચી પણ નાંખ્યો.

"રોકડાં નાણાં મૂકી જાઓ અને માલ ઉપાડી જાઓ." આ એક વાત અલેચંદે પકડી રાખી હતી.

બજારના બીજા વ્યાપારીઓ અલેચંદનો આ વેચવાલીને બેવકુફાઇ સમજતા હતા અને "બીસેને નવડાવવાનો ધંધો અલેચંદે આદર્યો છે" એમ ઉઘાડે છોગે કહેતા હતા.

પણ એક રાતનો ઉંઘ લીધા પછી બીજી સવારે જ્યારે હોદ્દેદાના લોકો ઉંઘમાંથી જાગૃત થયા ત્યારે તેમની સમક્ષ એક મોટું આશ્ચર્ય નજરે પડયું.

એક રાતમાં સ્થિતિ પલટાઈ ગઈ હતી. મોટો નફો કરવાનાં સ્વપ્નો સેવતાં સેવતાં નિરાંતે ઉંઘનારા ઘણાયે માણસો સવારે હીબકી પડયા હતા. "મરી ગયા" એ એક બુમ તેઓ પાડવા મંડી પડયા હતા.

એ વખતે એક અલેચંદનું મોઢું હસતું હતું. અને જે લોકો ગઈ કાલે રાત સુધી અલેચંદનો નિંદા કરતા હતા તેમના મોઢામાંથી આજે સહસા એ ઉદ્દગારો નીકળી પડતા હતા કે:—"અલેચંદે કમાલ કરી, બીસેને બચાવી લીધો."

——:•:——

# ટર્કી સંડોવાયું.

[૧૭]

**મિત્ર રાજ્યોના** સમૂહને જર્મની જમીનદોસ્ત કરી શકશે એવી ગણત્રી કરવામાં અને એ માન્યતાના મદાર ઉપર જર્મનીની તરફેણમાં મિત્રરાજ્યો સામે બાંયો ચડાવવામાં ટર્કીએ ભૂલ કરી હતી એ તો હવે ઇતિહાસ પ્રસિદ્ધ વાત છે. હકીકત એ હતી કે ટર્કી ઉપર બંને બાજુથી દબાણ આવ્યા કરતું હતું અને વધુ વખત તટસ્થ રહેવા માટે જોઇતાં બાનાં ટર્કીને જડતાં નહોતાં. ઉપરાંત મૂળમાંથી જ તુર્ક પ્રજા એ લડાયક કોમ છે; જ્યારે લડાઇનાં દુંદુભી વાગી રહ્યાં હોય ત્યારે તુર્ક પ્રજાનું લોહી ઠંડુ રહે તે શક્ય નહોતું. વળી પાડોશમાં જ જ્યારે યુદ્ધ જામેલું હોય ત્યારે વધુ વખત સુધી એક પ્રેક્ષક તરીકે દૂર રહેવાનું ટર્કી માટે અશક્ય હતું. તુર્ક પ્રજા માટે એ તદ્દન અસંભવિત હતું. ઇસ્તંબુલમાં એવા કેટલાક ઠરેલા માણસો હતા ખરા જેઓ થોડો વધુ સમય માગતા હતા અને પાસું કઇ તરફ વળે છે તેનું બારીક નિરિક્ષણ કર્યા પહેલાં ટર્કીને સંડોવવાથી વિરૂદ્ધ હતા. પણ લશ્કરી માનસ ધરાવનારાઓને કાબુમાં રાખવાનું મુશ્કેલ બન્યું અને અંતે, દેખીતી રીતે શરૂ શરૂમાં વિજય મેળવતા જર્મનીની તરફેણમાં તુર્ક સરકારે તલવાર ઉઠાવી. આપણા ચરિત્રનાયક અલ્લેચંદની ધારણા હતી તે ખરી પડી અને ઘણી જલ્દીથી ટર્કી મહાયુદ્ધમાં સંડોવાયું.

દેખીતી રીતે જ, ટર્કી જ્યારે મિત્રરાજ્યોની સામે લડતું હોય ત્યારે તેની હદમાં અને તેની હકુમતમાં વસતાં મિત્રરાજ્યોનાં પ્રજાજનો સલામત રહી શકે નહિ. ઉપરાંત રાજ્યદ્વારી કારણોસર મજકૂર પ્રજાજનોને સલામત રાખવાનું ટર્કીને પોસાય પણ નહિ.

એટલે, જે દિવસના પ્રભાતની ગયા પ્રકરણમાં વાત કરવામાં આવી છે તે દિવસે સવારે હોદેદામાં સમાચાર આવી ગયા કે ટર્કીએ મિત્રરાજ્યોની સામે લડાઇ જાહેર કરી છે. તે ને તેજ દિવસે બીજા કંઇ સમાચાર આવ્યા નહિ, પણ અફવા તો ઉડી જ ગઇ કે મિત્રરાજ્યોનાં જે જે પ્રજાજનો હોદેદામાં વસે છે તેમની માલમિલ્કત જપ્ત કરવાના અને તેમને ગીરફ્તાર કરવાના હુકમો ઇસ્તંબુલથી છૂટી ગયા છે. આ સમાચારે હોદેદામાં સનસનાટી અને ગભરાટ ફેલાવી મૂક્યાં. જેમની પાસે ચલણી નાણાં અને દરદાગીનો હતાં તે લોકો તો કદાચ જમીનમાં પણ દાટી દે અને એમ કરીને એટલું બચાવી લે; પણ જેમની વખારો ચિકાર માલથી ખડકાએલી પડી હોય તે લોકો શું કરે? એમનાથી બીજું કશું થઇ શકે તેમ હતું જ નહિ અને એ બધું ટર્કીશ સરકારના કબજે જવાનું હતું એ ઉઘાડી વાત હતી. વળી લડાઈના વખતમાં કોઇ જાતનો કાયદો કે સામાન્ય સભ્યતા કામ લાગતાં નથી. ગમે તે રીતે ગમે તેવી લૂંટ ચલાવવામાં આવે તો તેની દાદફરિયાદ કોઈ સાંભળતું નથી અને ક્યાંય થઇ શકતી પણ નથી.

એટલે, મોટો નફો કરવાની આશામાં જે લોકોએ માલને વેચવાને બદલે વખારોમાં ખડકી રાખ્યો હતો તે બધાએ રાતે પાણીએ રડવા લાગ્યા. અને તે દિવસે બધાંને થયું કે અલેચંદે ખરેખર અકકલ વાપરીને તેના શેઠને બચાવી લીધો છે.

આ સમાચાર એડન પહોંચ્યા ત્યારે મોનસ્યોર બીસે. પણ ગભરાટમાં પડી ગયા. તેમને લાગ્યું કે અલેચંદે માલ નહિ મોકલવાની જે સૂચના મોકલી હતી તેનો અમલ કર્યો હોત તો લાખોની નુકશાનીમાંથી બચી જાત. અલેચંદ ખરેખર દૂરઅંદેશી ધરાવનાર માણુસ છે અને દીર્ઘદૃષ્ટિ ધરાવે છે એની પ્રતિતિ તેમને અત્યારે થઇ. પણ હવે શું થાય? પોતે તો અલેચંદને કડક રીતે લખી નાખ્યું હતું કે વેચાણ બીલકુલ બંધ કરી દેવું અને માલ બધો વખારમાં ભરી રાખવો. મોં બીસેને મનમાં ને મનમાં એમ થવા લાગ્યું કે પોતાની ઉપરવટ જઇને અલેચંદે માલ વેચી નાંખ્યો હોય તો ઘણું સારૂં થાય.

એ ગભરાટમાં, ચિંતામાં અને વિચારમાં મોં. મોં. બીસે ઓફીસમાં બેઠા હતા અને હોદ્દેદા બ્રાંચ તરફથી આવેલો કાગળ તેમના મુખ્ય મુનીમે તેમના હાથમાં મૂકયો.

શેઠની સૂચનાથી ઉલટી રીતે માલનું વેચાણ અલેચંદે કરવા માંડયું હતું એ સમાચાર તેમાં હતા. અલેચંદે તે કાગળ લંબાણપૂર્વક લખ્યો હતો અને હોદ્દેદાની બધી પરિ-

સ્થિતિને તેમાં ચિતાર આપવામાં આવ્યો હતો. અલેચંદે તેમાં લખ્યું હતું:—

"પરિસ્થિતિમાં એટલા બધા ઝડપી ફેરફારો થવાનો સંભવ છે કે કદાચ તમે જ્યારે આ કાગળ વાંચતા હશો ત્યારે મહાયુદ્ધમાં ટર્કી સંડોવાઈ ગયાંના સમાચાર જાહેર થઇ ગયા હશે. તમે એ બાબતની બીલકુલ ચિંતા કરશો નહિં. માલનું વેચાણ મેં ઘણીજ ઝડપથી કરવા માંડયું છે; બીજા વ્યાપારીઓ માલ વેચતા નથી, ઓછો વેચે છે અથવા વધારે ભાવ માગે છે. એટલે મારી ઉમેદ છે કે એ અમંગળ ઘડી આવી પહોંચે તે પહેલાં આપણે બધો માલ વેચીને હાથ ખંખેરી નાંખ્યો હશે.'

વધારામાં એ કાગળમાં લખ્યું હતું કે "બધા માલનું વેચાણ હું અહિં રોકડેથી જ કરૂં છું અને જે નાણાં અહિં મારી પાસે આવતાં રહેશે તે બધાં હું એડન મોકલાવતો રહીશ. જ્યારે એડન સાથેનો હોદ્દેદાનો સંબંધ ખોરવાઇ જશે અને પૈસા મોકલાવવાનાં સાધનો અટકી જશે ત્યારે એ નાણાં હું આપણી ઓફીસના અને મારા રહેવાના સ્થળોની નીચે જમીનમાં દાટી દઇશ. જે જે ઠેકાણે એ પૈસા દાટેલા હશે તે જગ્યાઓનો નકશો આ સાથે મોકલાવું છું; કેમકે લડાઇનો મામલો છે; કાલે શું થશે એ કહી શકાય એવું નથી; અને ન કરે નારાયણ ને મારા જાનને કંઇ નુકશાન પહોંચે તો જમીનમાં દાટેલાં નાણાં જમીનમાં જ ના રહી જાય એટલા ખાતર એનો નકશો દોરીને આ સાથે મોકલાવું છું."

અને, પોતાની અંગત બાબતમાં માત્ર એટલું જ અલેચંદે લખેલું હતું કે:-

"કોઇ સંયોગોમાં મારે જીંદગીથી હાથ ધોઈ નાંખવા પડે અને તમને એ સમાચાર મળે તો કૃપા કરીને મારે વતન પોરબંદરમાં મારાં સંબંધીઓને એ વર્તમાન મોકલાવશો."

કાગળ વાંચીને મોનસ્યોર બીસે સાનંદ વિચારમાં પડી ગયા. અલેચંદની છેલ્લી વર્તણુંકથી પોતાના મનમાં જે અંદેશાઓ આવ્યા હતા તે બદલ તેમને પશ્ચાતાપ થયો. અલેચંદે પોતાની જાતને જોખમમાં નાંખીને પોતાના શેઠને બચાવી લીધો હતો એ હકીકતે મોનસ્યોર બીસે ઉપર ઘણી અસર કરી.

વળી પોતાની બાબતમાં માત્ર સમાચાર પહોંચાડવા ઉપરાંત બીજું કશું જ નહિ લખવાના અલેચંદના કાર્ય બદલ મોનસ્યોર બીસેને સાનંદાશ્ચર્ય થયું. બીજું કંઇ નહિ તો "મેં તમને બચાવી લીધા છે તો તમે મારા કુટુંબને પાળજો" એટલું તો અલેચંદ સહેલાઇથી અને અધિકાર-પૂર્વક લખી શકયા હોત. પણ એમાંનું કશું એમણે લખ્યું નહોતું. મોનસ્યોર બીસે ગદ્‌ગદ્ કંઠે બોલી ઉઠયા કે :–

"મેં ધાર્યું હતું એના કરતાં હજાર ઘણી વધારે લાયકાત, વધારે સજ્જનતા અને વધારે ખાનદાની અલેચંદમાં છે. એના મારા પરના આ ઉપકારનો હું તો શું બદલો વાળી શકું? ઈશ્વર તરફથી એને પુરતો બદલો મળી રહેશે."

અલેચંદના કાગળમાં બીજી એક મહત્વની વાત એ હતી કેઃ–

"ટર્કી યુદ્ધમાં સંડોવાશે કે તુરતજ બ્રિટિશ અને ફ્રેંચ પ્રજાજનો મૂશ્કેલીમાં મૂકાશે. ઘણા માણસો ઉપર જાસુસ હોવાની શંકા સત્તાવાળાઓને આવશે. અને સંભવ છે કે લુંટફાટ, મારફાડ અને પકડાપકડી પણ થશે. અહિંના સત્તાવાળાઓ સાથે શરૂવાતથી જ મેં મીઠો સંબંધ રાખ્યો છે એટલે મારા જાનને તો બનતાં સુધી નુકશાન નહિ થાય. પણ કદાચ યુદ્ધકેદી તરીકે મને પકડે તો તે નહિ બનવા જોગ નથી."

અલેચંદની માન્યતાઓ અને ગણત્રીઓ કેટલી અચૂક હોય છે એનો પરચો મોનસ્યોર બીસેને મળી ગયો હતો; એટલે પોતાની ગીરફતારીની જે શકયતા અલેચંદે કાગળમાં લખી હતી તેને લઇને મોનસ્યોર બીસે કંઇક ચિંતાતુર બન્યા. અલેચંદને ભયસ્થાનમાંથી ખસેડવો જોઇએ અને સલામત સ્થળે તેને લાવવો જોઇએ એવો વિચાર તેમને આવ્યો. તેમણે અલેચંદ ઉપર એક સંદેશો મોકલાવ્યો કે:—પૈસા ટકા તમે જ્યાં રાખ્યા હોય ત્યાં એ ભલે પડયા; પણ તમે બનતી ત્વરાએ ત્યાંથી એડન આવતા રહો." પણ અફસોસ, મોનસ્યોર બીસેનો એ સંદેશો ઘણો મોડો પડયો હતો.

# ગીરફતાર

..............

(૧૮)

**શહેરમાં સનસની** મચી રહી હતી. ચિત્રવિચિત્ર લાગણીઓ હાદેદાનાં શહેરીઓનાં મુખમંડળ ઉપર દ્રષ્ટિગોચર થઇ રહી હતી. શંકા, આશંકા, ભય અને અનિશ્ચિતતાનું વાતાવરણ જામ્યું હતું. કાયરો શું થશે એ ડરના માર્યા કંપી રહ્યા હતા. મર્દો પણ ભાવીની અનિશ્ચિતતાને કારણે ચિંતાતુર બન્યા હતા. શહેરમાંના બ્રિટિશ અને ફ્રેન્ચ પ્રજાજનોના તો મોતિયા મરી ગયા હતા. બીજી તરફથી તુર્ક અધિકારીઓ પ્રવૃત્તિઓમાં રત બની ગયા હતા. શહેરની કીલ્લેબંદી ચાલતી હતી અને બંદર ઉપર મજબુત મોરચાઓ ગોઠવાઇ રહ્યા હતા. તુર્ક સિપાઇઓ ઉત્સાહિત બની હુકમોની રાહ જોઇ રહ્યા હતા.

આ ગંભીર અને કટોકટીભરી સ્થિતિમાં પણ આપણા ચરિત્રનાયક અલીચંદનું રૂંવાડુંયે ફરકતું નહોતું. આવનારા સંયોગોને પહોંચી વળવા માટે પૂરતી તૈયારીઓ એમણે કરી લીધી હતી. રોકડ નાણું એડન મોકલાવી શકાયું તેટલું તેમણે મોકલાવી દીધું હતું અને બાકી જે ગંજાવર રકમો રહી ગઇ હતી તે સુરક્ષિત સ્થળે જમીનમાં તેમણે દાટી દીધી હતી. એ સ્થળોનો નકશો એડન ખાતે મોકલાવી દીધો હતો. એવાં સુંદર અને ગેબી સ્થળોની પસંદગી કરવામાં આવી હતી કે શત્રુઓના ગમે તેટલા પ્રયાસો છતાંયે

એ રકમ સલામત રહે. ગોદામમાં માલ હવે નહિ જેવો જ રહ્યો હતો. મોટી ગોદામો ખાલી થઇ ગઇ હતી અને તેનાં ભાડાં પણ ઉતારી નાંખ્યાં હતાં. દેખાવને ખાતર એક નાની સરખી ગોદામ રાખવામાં આવી હતી અને જે માલનાં નાણાં થઇ શકે એવું નહોતું તેવો બદલા સદલાનો માલ તે ગોદામમાં ભરી રાખ્યો હતો.

ટર્કીએ લડાઇ જાહેર કર્યાના સમાચાર આવ્યા, પછી તો અભેચંદે અતીશય ઝડપથી બધી તૈયારીઓ સંપૂર્ણ કરી લીધી અને આવી પડનારી આફતનો બહાદુરીપૂર્વક સામનો કરવાની તેઓ રાહ જોઇ રહ્યા.

પોતાના હાથ નીચેના માણસોને અભેચંદે અગાઉથી પરિસ્થિતિથી વાકેફ કરી દીધા હતા. તેમાંથી જેઓ ડરના માર્યા હોદ્દા છોડીને ચાલ્યા જવા માગતા હતા તેમને અભેચંદે ચાલ્યા જવાની બધી સગવડ કરી આપી હતી. જેઓ ગમે તે સંજોગોમાં અભેચંદની સાથે રહેવા તૈયાર હતા તેમને માટે પણ યોગ્ય બંદોબસ્ત આ બાહોશ બ્રાંચ-મેનેજરે કર્યો હતો.

ટર્કીએ લડાઈ જાહેર કર્યાના સમાચાર જે દિવસે આવ્યા તેના બીજા દિવસે સવારે અભેચંદ દાતણ પાણી કરતા હતા. એક માણસે દોડતા આવીને તે વખતે ખબર આપ્યા :–

"મિત્ર રાજયોનાં પ્રજાજનોની માલમિલકત જપ્ત કરવાના અને તેમને ગીરફતાર કરવાના હુકમો છૂટી ગયા છે અને જેઓ સામનો કરે તેમને ગોળીથી વીંધી નાખવાની સૂચનાઓ અપાઇ

ગઈ છે" ખબર આપનાર માણસ ભયથી કાંપી રહયો હતો. પણ આ ખબરથી અભેચંદને કંઇ નવાઈ લાગી નહિ. શાંતિથી એમણે એટલા શબ્દો ઉચ્ચાર્યા :– "ત્યારે એ ઘડી" આવી ખરી! ચાલો પડશે તેવા દેવાશે."

થોડી વારમાં તો હોદ્દેદામાં હાહાકાર મચી રહ્યો. પરદેશીઓની માલમિલ્કત જપ્ત કરી તેમને ગીરફતાર કરવાના હુકમોનો અમલ કરવાની દોડધામમાં તુર્ક સિપાઇઓ અને અફસરો પડયા હતા. સામાન્ય રીતે લશ્કરી સિપાઇઓમાં સંસ્કારિતા ઓછી હોય છે. વાતવાતમાં તેમનું લોહી ગરમ થઇ જાય છે અને ઘણી વાર તેઓ બેફામ બને છે. હોદ્દેદામાંના તુર્ક સિપાઇઓ પણ કંઇ આ નિયમમાં અપવાદ નહોતા. તેમણે કાળો કેર વરતાવી મૂકયો. જરા સરખી ચૂંચાં કરવાની હિંમત કરી અથવા ભૂલેચૂકે પણ ચંચાં થઇ ગઈ તેમની છાતી સોંસરી તુર્ક સિપાઇઓની ગોળીઓ નીકળી જવા મંડી. અમસ્તા અમસ્તા, કંઇ વાંક વિના બેયોનેટના ગોદા તો ઘણાને સહન કરવા પડયા.

આ બધું મુંગે મોઢે અને સખ્ત હૈયે આપણા ચરિત્રનાયક નિરખી રહ્યા હતા. કંઈ થઇ શકે તેમ નહોતું. પોતાનું પણ શું થશે એની ખબર નહોતી. જીંદગીની એ ભયંકર પળો હતી.

કલાકેક એ સ્થિતિમાં રાહ જોયા પછી અભેચંદે પોતાના લત્તામાં પણ કોલાહલ થતો સાંભળ્યો. એમના સાથીદારોએ બારણાં બંધ કરી અંદર ભરાઈ બેસવાની સલાહ આપી. પણ અભેચંદ સમજતા હતા કે એ નરી મૂર્ખતા હતી. એમ કરવાથી તુર્ક અફસરોનો અને સૈનિકોનો રોષ

ઉલટો વધે તેમ હતું, અને એનું પરિણામ ઉલટું ભયંકર. આવે એવી વકી હતી. આથી દરવાજા બંધ કરીને અંદર ભરાઇ બેસવાને બદલે તેમણે દરવાજા ખુલ્લા રાખ્યા અને કોઇ મહેમાનને સત્કારવા માટે યજમાન જેમ બારણા બહાર હાજર રહે તેમ ઉલટા તેઓ બહાર ઉભા રહ્યા. છૂટા છવાયા ગોળીબારના અવાજો સંભળાતા હતા અને નજર સામેથી પસાર થતી ગોળીઓના ઝંઝાવાતો ભયંકર સુસવાટા કરી રહ્યા હતા. અલેચંદના સાથીદારો જોઇ રહ્યા હતા કે તેમનો ઉપરી એક સાચો મર્દ માણસ હતો.

થોડી વારમાં તુર્ક સિપાઇઓનું એક ધાડું અલેચંદના નિવાસસ્થાન આગળ આવી પહોંચ્યું. એ ટોળામાં એક ઉંચો અને પાતળો માણસ અફસર હોય તેવો લાગતો હતો.

અલેચંદને આંગણામાં જ ઉભેલા જોઇને આવનારું ટોળું જરાક અચકાયું. આંગણામાં ઉભેલા માણસના મોઢા ઉપર ગભરાટને બદલે સ્મિત પથરાયેલું હતું. એ જોઇને પેલા અફસરને આશ્ચર્ય થયું. તે આગળ આવ્યો. એ કંઇ પણ બોલે તે પહેલાં અલેચંદે કહ્યું :–

"હું તમારી જ રાહ જોઈ રહયો હતો. બોલો, શું હુકમ છે?" હિંમતથી વાત કરતા આ માણસને જોઇને પેલો અફસર જરાક આશ્ચર્ય પામ્યો. મર્દ માણસોના દિલમાં હમેશાં મર્દ માણસો માટે મહોબ્બત જાગે છે. આપણો દુશ્મન પણ દિલેર અને મર્દ હોય તો આપણું અતંઃકરણ તેનાં છુપાં વખાણ કરે છે. એમ અલેચંદનું આ વીરતાભર્યું વર્તન જોઈને પેલા તુર્ક અમલદારના ચહેરા પરની કડકાઇ ચાલી ગઈ,

"તમારી જે કંઇ માલમિલ્કત હોય તે અમને સોંપી દો." પેલા અમલદારે શાંતિથી કહ્યું.

અલેચંદે ખીસ્સામાંથી ચાવીઓનું એક ઝુમખું કાઢયું અને પેલા અફસરના હાથમાં મૂકયું. "આ ગોદામની ચાવી છે. આ બીજી લાંબી અને જરાક પાતળી ચાવી છે તે ઓફીસની છે અને આ ત્રીજી ચાવી મારા રહેવાના સ્થળની છે. તમે એ ત્રણે સ્થળોનો કબજો ઘણી ખુશીથી લઇ શકો છો." અલેચંદે ઝૂમખામાંની ત્રણે ચાવીઓની માહિતિ આપી દીધી. પેલા અમલદારે ઝુમખું લઇ લીધું. પછી એ કંઈ પણ બોલે તે પહેલાં પાછું અલેચંદે કહ્યું :- "અને જો તમે મારી સાથે આવો તો તમને ઓફીસ તથા ગોદામ બતાવી દઉં."

"મોનસ્યોર બીસેની ઓફીસ અને ગોદામ અમારાથી અજાણ્યાં હોય નહિ." પેલા અફસરે કહ્યું. "પણ તમારે માટે તો અમારી પાસે એક ખાસ હુકમ આવ્યો છે. તમારા શેઠ ફ્રેન્ચ રૈયત છે અને તમે બ્રિટીશ રૈયત છો. ફ્રાન્સ અને બ્રિટન બંને આજે ટર્કીનાં દુશ્મન છે. એટલે, તમારે માટે અમારી પાસે સખ્તાઈભર્યા હુકમો છે." અફસરે કહેવાનું પુરૂં કર્યું.

"તમને મળેલા હુકમોનું તમે પાલન કરો તેમાં હું આડે નહિ આવું. તમને ઉલટી સરળતા પડે એવું વર્તન મારી તરફથી તમને મળશે. "અલેચંદે પેલા અફસરને ખાત્રી આપી. અને પછી સસ્મિત પૂછયું :-

તુર્ક સરકારે આ બધાને નજરકેદ રાખ્યાં હતાં.



" શું અમને ગરદન મારવાના હુકમો આવ્યા છે ? " સવાલ પૂછીને અલેચંદે ધીમું હાસ્ય કર્યું. એ હાસ્ય ઝીલીને જાણે કે જીતાઈ ગયો હોય તેમ પેલો ટર્ક અમલદાર હસી પડયો.

ના રે ના, તમને તમારા બધા સાથીદારો સાથે ગીરફ્તાર કરવાનો અને યુદ્ધના કેદી તરીકે નજરકેદ રાખવાનો હુકમ મને મળ્યો છે. "

" જેમ કહેશો એમ. આપણે તૈયાર છીએ. "

અને તેજ મિનિટે અલેચંદને તેમના સઘળા સાથીદારો સાથે ગીરફ્તાર કરવામાં આવ્યા.

બધા મળીને લગભગ ત્રણસો જેટલા પરદેશીઓને હોદ્દેદા ખાતે ગીરફ્તાર કરવામાં આવ્યા અને એ બધાની દેખરેખ રાખવા માટે પેલા જ અફસરની, જેણે અલેચંદને ગીરફ્તાર કર્યા હતા તેની, નિમણુંક થઇ.

આ ત્રણસો કેદીઓ ઉપરાંત તેમાંના જેમનાં બૈરાં છોકરાં હોદ્દેદા ખાતે હતાં તેમને પણ સખ્ત ચોકી પહેરા હેઠળ મૂકવામાં આવ્યાં. પુરૂષો પર આવેલી આફતને તો તેઓ બરદાસ્ત કરી રહ્યા હતા પણ બૈરાં છોકરાંને પણ આ રીતે શત્રુદળના હાથમાં પડેલાં જોઇને આ કેદીઓ બિચારા ત્રાસી ઉઠયા.

———:o:———

# છોડાવ્યાં

...............

(૧૯)

જે પરદેશીઓને ગીરફ્તાર કરવામાં આવ્યા હતા તેમની માલમિલ્કત જપ્ત કરવામાં આવી હતી તે આપણે જોઇ ગયા. રોકડ નાણું આ લૂંટમાંથી ટર્ક લશ્કરને ઘણું ઓછું મળ્યું હતું. કેમકે આડું અવળું તે છૂપાવી દેવા જેટલો વખત લોકોને મળ્યો હતો. દરદાગીના કંઈક મળ્યા હતા પણ સૌથી વિશેષ તો માલ તેમના હાથમાં આવ્યો હતો. લશ્કરને ઉપયોગમાં આવે એવી ઘણી સામગ્રી વિપુલ પ્રમાણમાં તેમને હાથ લાગી હતી.

કબજે કરેલી ગોદામોમાંથી મોટી મોટી અને સગવડભરી ગોદામોને લશ્કરી બરાકોમાં ફેરવી નાંખવામાં આવી હતી અને નાની નાની ગોદામોમાંથી હાથ લાગેલો માલ આ મોટી ગોદામોમાં લાવીને ભરવામાં આવ્યો હતો. આખા શહેર ફરતી લશ્કરી દિવાલ ઉભી કરવામાં આવી હતી અને મહત્વનાં મથકો પર મજબુત મોરચાબંધી કરવામાં આવી હતી.

માલ જપ્ત કરી લીધો તે હકીકત તો જાણે કે બનવાનીજ હતી અને જાન સલામત રહે તો માલમિલ્કતના નામનું સ્નાન કરી નાંખવાનું ગીરફ્તાર થએલા લોકોએ વ્યાજબી માન્યું હતું. અલબત, આ તો બળતાં ઘરને કૃષ્ણાર્પણ કરી દેવા જેવો ઘાટ હતો. સામાન્ય રીતે આવતી આફતથી ગભરાતા માણસો પણ આફતો આવી ને પડયા પછી સંયોગોને

અનુકૂળ બની જવાની કોશીષ કરે છે. એ રીતે ગીરફતાર થએલા ત્રણસો માણસો પણ પોતાના મનને દિલાસો આપી રહ્યા હતા. અત્યારે જાન તો બચી ગઇ એ વિચાર તેમને માટે આશ્વાસનરૂપ હતો. અલબત, તેમનામાંના લગભગ બધા જાણતા હતા કે અત્યારે જાન બચી ગઇ એનો અર્થ ગંગા નહાયા એવો થતો નથી. કેમકે લડાઇ ચાલુ રહે તે દરમિયાન ગમે તે પળે માથાં અને ધડ વચ્ચેની ભાઇબંધી તૂટી જવાનો ભય તો ઉભો જ હતો.

પણ બધાને એક વાત ખટકતી હતી. બરાં છોકરાંની ચિંતાથી સૌ વ્યાકુળ બની રહ્યા હતા. તુર્ક લશ્કરે બૈરાં છોકરાં પર હાથ નાંખ્યો એ તેમને એક મોટો અને અક્ષમ્ય અત્યાચાર લાગતો હતો.

અભેચંદે પેલા તુર્ક અફસર પાસેથી બધી વિગતો મેળવી લીધી અને પોતાના સાથીઓને કહ્યું કે "ચિંતા કરવા જેવું નથી."

દુશ્મનના હાથમાં બૈરાં છોકરાં કેદ પડેલાં હોય અને "ચિંતા કરવા જેવું નથી" એવું કોઇ કહે તે રોષજનક અને આશ્ચર્યભરપૂર વાત હતી. પણ અભેચંદે સૌને શાંત પાડયા. તેમણે સમજાવ્યું:—

"બૈરાં છોકરાંને છૂટાં રાખ્યાં હોત તો છટા છવાયા અત્યાચારોનો તેઓ ભોગ બનત. જ્યારે તેમને જાપ્તા હેઠળ મૂકવામાં આવ્યાં હોઇ ઉલટાં તેઓ વધારે સલામત છે એમ

આપણે માનવું જોઈએ.” અલેચંદની આ વાત બીજાઓને ગળે તો ઉતરી પણ બૈરાં છોકરાંઓ માટે કંઇક કરવું તો જોઇએ એમ સૌને લાગ્યું. અલેચંદે એ કામ માથે લીધું અને કેદી તરીકેના જીવનની શરૂવાતમાં જ એમને આગેવાની લાધી ગઇ. સૌ કેદીઓએ તેમને પોતાના આગેવાન તરીકે સ્વીકાર્યા અને નાની મોટી બાબતોમાં તેમની દોરવણી મુજબ ચાલવાનું મંજુર રાખ્યું. પાછળથી તુર્ક સત્તાવાળાઓએ પણ અલેચંદને બધા કેદીઓના આગેવાન તરીકે માન્ય રાખ્યા. તેમને કેદીઓના સત્તાવાર મુકાદમ બનાવ્યા. આથી બધા કેદીઓને ઘણી રાહત મળી.

બૈરાં છોકરાંઓની બાબતમાં પેલા તુર્ક અફસર સાથે અલેચંદે ફરીવાર વાતચીત કરી. હવે તો એ અફસર અલેચંદને પોતાનો દોસ્ત માનવા લાગ્યો હતો. અલેચંદે પણ તેને કહી દીધું હતું કે “ લડાઇ અને દુશ્મનાવટ તો આજ છે; કાલે બધું શમી જશે ત્યારે આપણો સંબંધ ઘણો કામમાં આવશે.”

અલેચંદનું એમ કહેવું હતું કે જે કેદીઓ હોદ્દા છોડીને ચાલ્યા જવા માગતા હોય અને જેઓ નિર્દોષ શહેરીઓ તરીકે પોતાનાં વતનમાં જીવન ગુજારવા માગતા હોય તેમને છોડી દેવા જોઇએ અને તેમને બધી જાતની સગવડ તુર્ક સત્તાવાળાઓએ કરી આપવી જોઈએ. બૈરાં છોકરાંઓની બાબતમાં તો અલેચંદની મક્કમ માગણી હતી કે તેમને પોતપોતાને વતન સલામત રીતે પહોંચાડવાની જવાબદારી

તુર્ક સત્તાવાળાઓની છે અને તેમણે એ જવાબદારી એક પવિત્ર ફરજ સમજીને અદા કરવી જોઇએ.

પેલા તુર્ક અફસરે અલેચંદને જવાબ આપ્યો કે :-

" મારાથી એ બાબતમાં કંઇ પણ થઇ શકે તેમ નથી. પણ હોદ્દેદા ખાતેના મુખ્ય સિપહસાલાર ( કમાન્ડર ઇન ચીફ ) એ ત્રણ દિવસમાં નિરિક્ષણ ( ઇન્સ્પેકશન ) માટે આવવાના છે ત્યારે તેમની સાથે હું તમારી મુલાકાત ગોઠવી આપીશ."

એ અફસરે પોતાનું વચન પાળ્યું. મુખ્ય સિપહસાલાર સાથે અલેચંદની મુલાકાત તેણે ગોઠવી આપી.

અલેચંદને શુદ્ધ અરબ્બી ભાષામાં પોતાની સાથે વાત કરતા સાંભળીને હોદ્દેદાના લશ્કરી વડાને પ્રથમ મિલનમાં જ અલેચંદ તરફ માન ઉત્પન્ન થયું.

અલેચંદે પોતાની બંને માગણીઓ ખૂબજ સ્પષ્ટ રીતે અને નિડરપણે પણ નમ્રતાપૂર્વક રજુ કરી. સિપહસાલારે પહેલી માગણી સંબંધમાં જવાબ આપ્યો કે:-

" જે ત્રણસો પુરૂષોને કેદ રાખવામાં આવ્યા છે તેમને કોઇ પણ સંયોગોમાં, જ્યાં સુધી યુદ્ધ ચાલુ છે ત્યાં સુધી, છોડી શકાય તેમ નથી. તમને અમે યુદ્ધકેદી ગણીએ છીએ અને એક પ્રકારના બાના તરીકે તમે અહિં છો. જેમ તમને અમે કેદ પકડયા છે તેમ અમારાં જે પ્રજાજનો અમારા દુશ્મનોની હદમાં હતાં તે પણ કેદ પકડાએલાં છે. એટલે જ્યાં સુધી એમને છોડવામાં આવે નહિ અથવા અદલાબદલી

કરવાની ઓફર કરવામાં આવે નહિ ત્યાં સુધી તમને છોડવાની અથવા તમારામાંથી અમુકને છોડવાની બાબત શક્ય નથી.

બીજી માગણી બાબતમાં સ્થાનિક મુખ્ય સીપહસાલારે જણાવ્યું કે આ બાબત તે ઇસ્તંબુલ ખાતેથી સૂચનાઓ મેળવશે અને ઇસ્તંબુલના સત્તાવાળાઓ જો મંજુરી આપશે તો ઓરતોને અને બચ્ચાંઓને તેમને વતન પહોંચાડવાની વ્યવસ્થા કરવામાં આવશે.

વધારામાં મુખ્ય સિપહસાલારે અભેચંદને એવી સલાહ આપી કે બધા નજરકેદીઓ જો સારૂં વર્તન રાખશે અને લશ્કરી સત્તાવાળાઓ તરફથી મળતા હુકમોનું બરાબર પાલન કરવામાં આવશે તો તેમને ઝાઝી હેરાનગતી નહિ ભોગવવી પડે.

જવાબમાં અભેચંદે કહ્યું.:– "એ તો અમારા પોતાના સ્વાર્થની વાત છે એટલે એ બાબતમાં આપ બેફીકર રહેશો." જતાં જતાં અભેચંદે તુર્ક અમલદારનો આભાર માન્યો અને પેલા અમલદારે જવાબમાં અભેચંદની સજ્જનતાનાં વખાણ કર્યાં.

બૈરાં છોકરાંઓની બાબતમાં પોતાને મળેલો જવાબ આશાસ્પદ હતો એટલે, તેથી અભેચંદને આનંદ થયો હતો. બીજા કેદીઓમાં પણ આશા ઉપજી હતી. તેઓ બધા ઇસ્તંબુલથી આવનારા જવાબની કાગને ડોળે રાહ જોઇ રહ્યા હતા.

આખરે ઇસ્તંબુલથી જવાબ આવી ગયો. બાળકોને અને સ્ત્રીઓને પોતપોતાને વતન પહોંચાડી દેવાની પોતાની જવાબદારી તુર્ક સરકારે સ્વીકારી નહોતી પણ એક ખાસ કીસ્સા તરીકે સ્પેશિયલ પરવાનગી આપવામાં આવી હતી. એ મુજબની ગોઠવણ સ્થાનિક તુર્ક અધિકારીઓએ કરી આપી.

અભેચંદની માગણીને મંજુર રાખીને કેદીઓને તેમનાં બાલબચ્ચાં સાથે છેલ્લો મેળાપ કરવાની ગોઠવણ પણ યોજવામાં આવી. એ બધા કેદીઓ મનમાં ને મનમાં અભેચંદને આશિર્વાદ આપી રહ્યા હતા. તુર્ક સત્તાવાળાઓના હાથમાંથી સ્ત્રીઓને અને બાળકોને અભેચંદે છોડાવ્યાં તે એ બધાને મન નાની સૂની વાત નહોતી. એ પ્રસંગની વાત ક્યારેક નિકળે છે ત્યારે રાયસાહેબ અભેચંદભાઇ નમ્રભાવે કહે છે, “એ તો બધું દૈવાધીન હતું. એમનાં નસીબેજ એ બધાંને છોડાવ્યાં; હું તો માત્ર નિમિત્ત રૂપજ હતો.” તેમના આ શબ્દો કેટલું બધું નિરભિમાનીપણું સૂચવે છે?

——:o:——

# યુદ્ધ જામ્યું અને લંબાયું

(૨૦)

કોઇ બે વ્યકિત વચ્ચે અથવા બે પક્ષ વચ્ચે જ્યારે કંઇ તકરારી મુદ્દાઓ ઉભા થાય છે ત્યારે પ્રાથમિક તબકકામાં સમાધાન માટે સ્થાન હોય છે. પણ એક વાર જયારે લડાઇ શરૂ થાય છે ત્યારે બધી વાત વટ ઉપર અને એંટ ઉપર આવી જાય છે. "ઇસ પાર કે ઉસ પાર" ની મનોદશા કેળવાય છે. જ્યાં સુધી બેમાંથી એક પક્ષ અથવા બંને પક્ષો થાકે નહિ ત્યાં સુધી સમાધાનની વાતો શરૂ થતી નથી અને એ લડાઇ અટકતી નથી.

૧૯૧૪ માં શરૂ થએલા મહાયુદ્ધ વિષે પણ એવું જ બન્યું. અનેક પ્રયત્નો છતાં જર્મન કઇસરની સામ્રાજ્ય ભૂખ સંતોષાઇ નહિ. તેની મહત્વાકાંક્ષાએ માઝા મૂકી, ત્યારે યુધ્ધ શરૂ થયું. એ યુદ્ધને પુરેપુરૂં લડી નાંખવાનો મિત્ર રાજ્યોએ મકકમ નિશ્ચય કર્યો. અને, મિત્રરાજ્યોને કચરી નાંખીને જર્મનીના અતુલ બળનો જગતભરને પરચો બતાવી દેવાની કઇસરે હામ ભીડી.

ધીમેધીમે યુદ્ધ વધુ ભયાનક બનતું ગયું. અને વધુ વિસ્તારમાં ફેલાતું ગયુ, દરિયામાં નૌકા સૈન્યો બાખડી રહ્યાં હતાં અને જમીન પર તોપોની ગર્જનાઓ વાતાવરણને ભયંકર બનાવી રહી હતી. દરરોજ હજારો માનવીઓનો બેઉ પક્ષે સંહાર થઇ રહ્યો હતો.

અભેચંદના ગીરફ્તાર થવાના સમાચાર એડન પહોંચી ગયા હતા અને પોરબંદર ખાતે તેમના કુટુંબીઓને પણ એ વર્તમાન પહોંચાડવામાં આવ્યા હતા. હેમકુંવરબાઇ તો પતિની ધરપકડના સમાચાર મળ્યા ત્યારથી ચોધાર આંસુએ રોઇ રહ્યાં હતાં. પતિની ચિંતામાં તેઓ આકુળ વ્યાકુળ બની ગયાં હતાં. ખાવા પીવાનું તેમણે છોડી દીધું હતું. પતિની ચિંતામાં ને ચિંતામાં દેહનું તેઓ દમન કરી રહ્યાં હતાં. સંબંધીઓએ તેમને ખૂબ દિલાસો આપ્યો હતો પણ તેમનું મન શાંત થતું નહોતું. ખૂબ મહેનત અને સમજાવટ પછી થોડો થોડો ખોરાક લેવાનું તેમણે શરૂ કર્યું હતું; પણ ચિંતામાં ને ચિંતામાં તેમનું મન નિરંતર ઉદાસ રહેતું હોઇ તેમનું શરીર દિનપ્રતિદિન ક્ષીણ અને કૃષ બનતું જતું હતું.

દેશમાં આવ્યાં ત્યારે હેમકુંવરબાઈ ગર્ભવતી હતાં અને થોડા સમય બાદ એક પુત્રને તેમણે જન્મ આપ્યો હતો. પતિની ચિંતામાં નિરંતર શરીરને સૂકવી નાંખતાં હેમકુંવરબાઇ પોતાના પુત્રને પુરતું પોષણ આપી શકે નહિ એ સ્વાભાવિક હતું. એનું પરિણામ એ આવ્યું કે એક વરસનું થઇને તે બાળક અવસાન પામ્યું.

અભેચંદની ગીરફ્તારીથી તેમનાં માતા પિતા પણ એટલાંજ ચિંતાતુર રહેતાં હતાં. અન્ય સ્વજનો પણ અભેચંદ વિષે ચિંતા કરતાં હતાં. મોન્સ્યોર બીસેને મોટી નુકશાનીમાંથી બચાવી લેવા માટે અભેચંદે પોતાની જાતને જોખમમાં

નાંખી હતી એ ખબર દેશમાં પણ આવી ગયા હતા અને એ એ બદલ સો છૂટે મોઢે અભેચંદનાં વખાણ પણ કરતાં હતાં.

મોનસ્યોર બીસેએ પણ એડનથી દિલાસાનો એક કાગળ પોરબંદર ખાતે લખાવી મોકલ્યો હતો. તેમાં લખ્યું હતું:-

"અભેચંદની ગીરફતારીથી તમેં સો દુઃખમાં આવી પડયાં હશો અને અહિં મને પણ એક વિશ્વાસુ સાથીની ગીરફતારીથી અત્યંત દુઃખ થયું છે. હોદ્દેદા છોડીને એડન આવી જવાનો સંદેશો મેં મોકલાવ્યો હતો પણ એ પહેલાં તો જે બનવાકાળ હતું તે બની ગયું હતું. તમે સૌ ત્યાં ચિંતા કરતાં હશો. તમારાં દુઃખ અને ચિંતામાં મને પણ ભાગીદાર સમજજો.

"અભેચંદ વિષે બીજી કોઈ ખાસ ચિંતા કરવાનું કારણ નથી. અહિં એવું સાંભળવામાં આવ્યું છે કે ત્યાંના ટર્કીશ અમલદારો સાથે તેમને ઘણો સારો સંબંધ બંધાયો છે અને અભેચંદના પ્રયાસોથી જે બૈરાં છોકરાંઓ ત્યાં હતાં તેમને વતન પહોંચાડવાની તુર્ક સરકારે મંજુરી આપી છે. એટલે અભેચંદના જાનને કશું નુકશાન પહોંચશે નહિ."

વધારામાં મોનસ્યોર બીસેએ લખ્યું હતું:- "અભેચંદ ખરેખર તમારા કુટુંબનું એક અમુલ્ય રત્ન છે અને ભવિષ્યમાં તેને હાથે મહાન કાર્યો થવાનાં છે. ઈશ્વરનો આભાર માનજો કે અભેચંદ જેવું રત્ન તમારે ત્યાં મોકલીને તમને સૌને ઉજ્વળ બનવાનો અને તમારા કુટુંબને અમર બનાવવાનો એ પરમકૃપાળુએ મોકો આપ્યો છે."

મોનસ્યોર બીસેએ એવી આશા પોતાના પત્રમાં વ્યકત કરી હતી કે "મિત્ર રાજ્યોનો બળવાન સમૂહ જર્મની સામે એકત્ર થયો હોઇ ઘણું જ જલ્દીથી જર્મની હારી જશે અને અભેચંદનો સત્વર છૂટકારો થશે."

પણ મોનસ્યોર બીસેની આશા કંઇ ફળી નહિ. મિત્ર રાજ્યોનો બળવાન સમૂહ પણ જર્મનીને તાબડતોબ કચડી દેવામાં નિષ્ફળ નિવડયો અને યુધ્ધ લંબાતું ચાલ્યું. યુધ્ધની ભયંકરતાઓ વધતી ચાલી અને બંને પક્ષો વચ્ચે મહા ભયંકર અને પ્રલયકારી યુધ્ધ મચી રહ્યું. રશિયા પણ તેમાં સંડોવાયું અને જેણે એ યુધ્ધમાં નહિં જોડાવાનો મક્કમ નિરધાર કરી રાખ્યો હતો તે અમેરિકાને (યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરિકાને) પણ એ યુદ્ધમાં સંડોવાવું પડયું. દેખીતો બનાવ એ હતો કે જર્મનીએ અમેરિકાની એક મનવારને ડૂબાવી દીધી હતી. પડદા પાછળ ચર્ચાતી વાત એવી હતી કે અમેરિકાની સક્રીય મદદ મેળવવા માટે મિત્રરાજ્યોએ કાવત્રું કર્યું હતું, અમેરિકાના એક જહાજને એટલાન્ટીક મહાસાગરમાં ડૂબાડી દઇને એનો દોષ જર્મનીને શીરે ઓઢાડી અમેરિકાના પ્રજામતને ગરમ કરવામાં તેમણે સફળતા મેળવી હતી.

યુધ્ધ તો આમ લંબાતું ચાલ્યું. માતબર શત્રુઓના સમૂહ સામે પણ જર્મની દાદ દેતું નહોતું અને આખા સમૂહને હંફાવી રહ્યું હતું.

---

# મૃત્યુના મુખમાં—ચાર વર્ષ

[ ૨૧ ]

હોદ્દા ખાતે યુદ્ધકેદી તરીકેનું જીવન અલેચંદને માટે સાદું અને સરળ જીવન નહોતું. સામાન્ય રીતે જ્યારે યુદ્ધ ચાલતું હોય છે અથવા એવાજ પ્રાણઘાતક ટંટાઓ ચાલતા હોય છે ત્યારે ઘરના ખૂણા કરતાં જેલજીવન વધારે સલામત હોય છે. મેદાનમાં રહી લડનારાઓને માથે મોતનો ભય ઝઝુમતો હોય છે; જ્યારે કેદ પકડાએલાઓને માથે મોતનો ભય હોતો નથી. ચોકીદારો સતત ચોકી કરીને કેદી નાસભાગ ના કરે તેની સંભાળ રાખતા હોય છે અને યુદ્ધના પ્રસંગોમાં આસપાસ ફરતા ચોકીદારોની કિલ્લેબંધી વચ્ચે કેદીની જીંદગી સલામત હોય છે.

પણ અલેચંદને માટે તેમ નહોતું. જીવનનો એ કપરામાં કપરો કાળ હતો. કેદીઓને ભાગે સામાન્ય રીતે જે સલામતી નિશ્ચિત હોય છે તે આપણા ચરિત્રનાયકને લબ્ધ નહોતી.

ટર્કીએ મિત્રરાજ્યોની સામે જ્યારે તલવાર ઉઠાવી હોય ત્યારે તુર્ક પ્રદેશો સલામત રહે એ કંઇ બનવાજોગ નહોતું. તુર્ક લશ્કર દુશ્મનોનાં મથકો ઉપર હુમલાઓ કરે અને દુશ્મનો સુંગા સુંગા બેસી રહે તે અસંભવિત હતું.

ટર્કીએ હાથ ઉઠાવ્યો તે પછી પ્રતિકાર રૂપે મિત્રરાજ્યોનાં લશ્કરોએ ટર્કીની પણ ખબર લેવા માંડી. રાતા સમુદ્રમાંનાં અને ભૂમધ્ય સમુદ્રમાંનાં ટર્કીનાં બધાં બંદરો

ઉપર બ્રિટિશ મનવારો આવીને ક્યારેક આગ વરસાવી જતી. જળમાર્ગે અને જમીનમાર્ગે ટર્કીની ઉપર છૂટાંછવાયાં પણ ભયાનક આક્રમણો થતાં. એ આક્રમણો ભારે ખૂવારી પહોંચાડી જતાં.

હોદ્દેદા પણ આવા હુમલાઓથી મૂક્ત નહોતું. બ્રિટિશ મનવારો આવી આવીને તોપના ગોળાઓનો વરસાદ વરસાવી જતી. કંઈક ઠેકાણે આગ લગાડી જતી અને કેટલીયે ઇમારતોને જમીનદોસ્ત કરી જતી. અસંખ્ય માણસો તેથી ઘાયલ થતાં અને કેટલાંયે માર્યાં જતાં.

તુર્ક સૈનિકોએ બ્રિટનના આ હુમલા સામે મજબુત ટક્કર ઝીલી. હોદ્દેદાના કિનારા પર પગ મૂકવાની તક બ્રિટિશ સૈનિકોને તેમણે આપી જ નહિ, પણ દરિયામાંથી ફેંકાતા ગોળાઓ શહેરને અને જાનમાલને નુકશાન કરી જતા તે રોકવાની તાકાત તેમનામાં હતી નહિ.

યુદ્ધ કેદીઓ તરીકે જેમને નજરકેદ રાખવામાં આવ્યા હતા એ લોકો પણ આ હુમલા સામે સલામત નહોતા. કઈ પળે બોમ્બનો એકાદો ગોળો તેમની વચ્ચે આવીને પડશે એ નિશ્ચિત નહોતું. અને કઈ પળે જીંદગીથી હાથ ધોઈ નાંખવા પડશે તે પણ એટલું જ અનિશ્ચિત હતું.

ઘણીવાર મશીનગનની ગોળીઓનો વરસાદ વરસી રહેતો અને સહેજમાં બચી જવાતું. ઘણી વાર થોડેક છેટે તોપનો ગોળો આવીને પડતો અને ફાટતો પણ ઈશ્વરેચ્છાથી બચી જવાતું. આ બચી જવાતું ખરૂં પણ બચીજ જવાશે એવી કોઈ ખાત્રી નહોતી. કઈ મિનિટે મોત આવીને ઉપાડી જશે એ કોઈ જાણતું નહોતું. હથેલીમાં જાન લઇને તુર્ક સૈનિકો નચાવે તેમ નાચવું પડતું.

હોદેદા ઉપર બ્રિટિશ મનવારોનાં આક્રમણો, પછી તો, રોજની વાત બન્યાં. લગભગ બે વર્ષ સુધી અવિરતપણે હોદેદા ઉપર બ્રિટિશ તોપો આગ વરસાવતી રહી અને એ બધો વખત દરમિયાન અલેચંદ તથા તેમના સાથી કેદીઓ મૃત્યુના મુખમાં ભયની દાઢો વચ્ચે ચવાતા હોય તેમ ચવાતા રહ્યા. રાત પડતાં જેઓ ઉંઘે તે જીવતા અને સવારે જેઓ જીવતા ઉઠે તે જીવતા, બાકી બધા મરેલા એવી વાત હતી.

બ્રિટિશ તોપોનાં આક્રમણો દિવસે દિવસે વધુ પ્રબળ બનતાં જતાં હતાં અને ટક્કર ઝીલવાની ટર્કીશ સૈન્યની તાકાત ખૂટતી જતી હતી. કેદીઓના મનમાં આથી વળી એક નવો ભય ઉભો થયો. હતો એક બાજુથી બ્રિટિશ તોપમારો આંખો સામે ધૂમાડા ભરી રહ્યો હતો. બીજી બાજુ ટર્કીશ સિપાઈઓની કનડગત પણ વધતી જતી હતી. આ સંજો-ગોમાં, જો બ્રિટિશ મનવારો હોદેદા ખાતેના ટર્કીશ સૈન્યને મહાત કરીને હોદેદાનો કબજો મેળવી લે તો યુદ્ધ કેદી-ઓના છૂટકારાની આશા હતી ખરી; પણ એ આશા મૃગજળ સમી હતી. એના કરતાં ઘોર નિરાશાનું અને વિકટ ભાવીનું પ્રમાણ વધારે મોટું હતું. એ બનવાજોગ હતું કે છેક છેલ્લી ઘડીએ, જો તુર્ક સૈનિકોને નાસવું જ પડે તો, જતાં જતાં તેઓ બની શકે એટલો નાશ કરતા જાય. યુધ્ધના કેદીઓને તેઓ કદાચ પોતાની સાથે લઇ જાય. પણ તેના કરતાં વધારે સંભવ એ હતો કે કેદીઓને સાથે લઇ જવાની ધમાલમાં અને તેમને સં-ભાળવાની પંચાતમાં પડવાને બદલે તુર્ક સૈનિકો કેદીઓને ખતમ કરતા જાય. તલવારથી બધા કેદીઓનાં મસ્તક અલગ કરતા જાય.

ગોળીઓથી બધાને વીંધી નાંખતા જાય અને પોતાના વેરને ઝનુનભર્યાં કર્મથી સંતોષતા જાય.

આ કલ્પના ભયંકર હતી. પણ એમ બનવું અશક્ય નહોતું. કઈ પળે તુર્ક સિપાઈઓ આવીને કતલ કરી નાંખશે એ એક નવો ભય હવે ઉભો થયો હતો.

એટલે, એક તરફ બ્રિટિશ મનવારોમાંથી ફેંકાતા તોપગોળા, બીજી તરફ તુર્ક સૈનિકોની ધાકધમકી તથા કનડગત અને ત્રીજી તરફ ટર્કીશ સિપાઈઓને હાથે કતલ થવાનો ભય એમ ત્રિવિધ તાપથી અભેચંદ અને એમના સાથીઓ બળી રહ્યા હતા. બે ચાર જણે તો આ સ્થિતિમાંથી બચવા માટે આપઘાત કરીને જીવનનો અંત આણ્યો હતો. આમ, દુઃખની દારૂણતાએ માઝા મૂકી હતી. તેમાંયે, આપણા ચરિત્રનાયક અભેચંદને માથે તો, એક નવો ભય ઉભો થયો હતો; એક નવી કનડગત તેમને પજવી રહી હતી.

કેટલાક ટર્કીશ અફસરોને કાને એવી વાત આવી હતી કે હોદ્દેદામાં અભેચંદે લાખો રૂપીયાની રકમ ગમે તે ઠેકાણે છૂપાવી રાખી છે. એમને કાને એ વાત નાંખનારાઓએ એટલે સુધીની માહિતિ તેમને આપી હતી કે કોઈક સ્થળે જમીનમાં એ દલ્લો દટાએલો પડયો છે.

આ ખબર મળ્યા પછી તેઓ અભેચંદને ખૂબ પજવવા લાગ્યા હતા. તુર્ક સત્તાવાળાઓને કાને જો આ વાત આવે તો અભેચંદ પાસેથી એ નાણું મેળવવા માટે તેઓ ગમે તેવાં ભયાનક પગલાં લે તે બનવાજોગ હતું. પણ જે અફસરોના કાને આ વાત આવી હતી તેમણે સત્તાધીશોને કાને આ વાત નાંખવાનું પસંદ નહોતું કર્યું. તેઓ એમ ઈચ્છતા

હતા કે એ નાણું ટર્કીશ સરકાર પાસે જાય તેના કરતાં તેમના પોતાના ઉપયોગમાં આવે તો સારું. આથી તેમણે એ વાત છૂપી રાખી હતી અને અભેચંદને છૂપી રીતે કનડવાનું તેમણે શરૂ કર્યું હતું.

**પણ અભેચંદ કંઈ ગાંજ્યા જાય તેવા નહોતા. જેના વિના રાજા રાવણનું રાજ્ય ગયું એ વણીક કોમમાં તેમણે જન્મ લીધો હતો. માણસના પગ ઉપરથી તેનું કાળજું વાંચી લેવાની આવડત અનુભવે તેમણે કેળવી હતી.**

અભેચંદે જોયું કે આ લોકો ટર્કીશ સરકારથી છાની રીતે પોતાની પાસેથી નાણાં કઢાવવા માગે છે. આથી, ખુલ્લી રીતે કનડગત કરવાની હિંમત તેઓ કરતા નહોતા. ઉપરાંત તેઓ આ જાતની મહેનત કરે છે તે હકીકત સત્તાવાળાઓથી છૂપાવવા પણ તેઓ આતુર હતા. કેમકે, તેથી તેમને પોતાને થનારો વ્યક્તિગત લાભ ખોઇ બેસવાનો ભય હતો.

ચતુર અભેચંદની સમજમાં આવી ગયું કે આ લોકોથી ખુલ્લી રીતે કંઇ થઇ શકે તેમ નથી. એટલે, એમ નક્કી કરી નાંખ્યું કે તેમને કંઇ દાદ દેવી નહિ.

પણ પેલા લોકોની કનડગત દિનપ્રતિદિન વધતી જતી હતી. તેઓ કતલ કરી નાંખવાની ધમકી આપતા હતા અને ભયંકર વાતો કરી અભેચંદને ભડકાવવાની અને ગભરાવવાની કોશિષો કરતા હતા. પણ અભેચંદ પાસે તો એકજ વાત હતીઃ—

"તમે નાહક કનડગત કરો છો. મોનસ્યોર બીસેની કોઇ રકમ હોદ્દેદા ખાતે છે જ નહિ. જે કંઇ નાણું આવ્યાં હતાં તે બધાં તુરત એડન મોકલી દેવામાં આવ્યાં હતાં અને નાણું હોદ્દેદામાં રહી ગયાં છે અથવા છૂપાવી રાખવામાં આવ્યાં છે એ વાત તદ્દન ખોટી છે."

આમ છતાં પેલા લોકો અભેચંદને ભયંકર ત્રાસ આપી રહ્યા હતા. ચિત્રવિચિત્ર ધમકીઓ આપવાનું અને નાની મોટી બાબતોમાં કનડગત કરવાનું તેમણે ચાલુ રાખ્યું હતું. પણ અભેચંદે અજબ સહનશક્તિ દાખવી અને નાણાં વિષે કશી માહિતિ ના આપી તે ના જ આપી.

દરમિયાન એક મોટો ફેરફાર થયો. બ્રિટિશ આક્રમણ હોદ્દેદા ખાતેના તુર્ક સત્તાવાળાઓને તંગ કરી રહ્યું હતું. દિન-પ્રતિદિન ટર્કીશ સૈન્યની સ્થિતિ નબળી બનતી જતી હતી. તેઓ કંઇક ફેરફાર કરવાનું વિચારી રહ્યા હતા. નજર કેદીઓ પાછળ દેખરેખ રાખવા માટે રોકેલા સૈનિકોને છૂટા કરીને તેમને યુદ્ધમાં તેઓ જોડવા માગતા હતા. એ માટેનો એક માત્ર ઉપાય કેદીઓને હોદ્દેદા ખાતેથી ખસેડીને બીજા કોઇ સ્થાને લઇ જવાનો હતો.

દરમિયાનમાં કેદીઓનું મહત્વ વધારી મૂકે એવો એક બનાવ બની ગયો.

એડન ખાતે મોનસ્યોર બીસે પોતાના અતી વિશ્વાસુ સાથી અભેચંદની ગીરફ્તારીને મુંગા મુંગા જોઇ શકતા નહોતા. અભેચંદને છોડાવવા માટે તેમણે અથાગ પરિશ્રમ

ઉઠાવવા માંડયો હતો, એમણે કરેલી ખટપટને પરિણામે બ્રિટિશ સત્તાવાળાઓ તરફથી હોદ્દેદા ખાતેના તુર્ક સત્તા-વાળા પાસે અબ્દેચંદ અને તેમના સાથીદારોના છૂટકારા માટે માગણી કરવામાં આવી હતી. બદલામાં બ્રિટિશ કબજામાંના તુર્ક કેદીઓમાંથી અમુકને છોડવાની તત્પરતા દાખવવામાં આવો હતી.

પણ તુર્ક સત્તાવાળાઓએ બ્રિટિશ રેસીડેન્ટની આ માગણી સ્વીકારી નહિ. તેમને લાગ્યું કે જેમના બદલામાં બીજા કેદીઓને છોડી દેવાની તત્પરતા બ્રિટિશ સત્તા-વાળાઓ દાખવે તે અબ્દેચંદ કોઇ મામુલી માણુસ હોય નહિં. એટલે એવા એક મહત્વના માણુસને કેદીઓની ફેરબ-દલીમાં જતો કરવાનું તેમને ડહાપણુભર્યું લાગતું નહોતું. તેઓ માનતા હતા કે એવો એક મહત્વનો કેદી જો આપણે જાળવી રાખીએ તો ભવિષ્યમાં વધારે સારો બદલો મેળવી શકાશે. આથી અબ્દેચંદને છોડવાનો તેમણે જો કે ઇન્કાર કર્યો હતો; પણ અબ્દેચંદનું મહત્વ તો તેથી, તેમને મન, ઘણું વધી ગયું હતું.

પલટાતા સંયોગોમાં તેમણે બધા કેદીઓને હોદ્દેદાથી ખસેડવાનો નીર્ણય કર્યો અને ખૂબ વિચારપૂર્વક ઠરાવ્યું કે કેદીઓને મનાખા ખાતે ખસેડવા. આ નિર્ણયનો તેમણે અમલ પણ તુરતજ કરી નાંખ્યો.

મનાખા એક પહાડ ઉપર આવેલું સ્થળ છે. અને દરિયાની સપાટીથી તે આઠ હજાર ફુટ ઉંચું છે.

હોદેદામાં બધાં મળીને બે વરસ વરસતી આગ વચ્ચે અભેચંદે અને બીજા કેદીઓને પસાર કર્યાં હતાં. હોદેદાથી જ્યારે તેમને ખસેડવામાં આવ્યા ત્યારે ક્યાં જવાનું છે તે તેમને કોઈને કહેવામાં આવ્યું નહોતું. આથી ઘણાના પેટમાં ધ્રાસ્કો પડયો હતો કે ક્યાંક લઈ જઈને મારી તો નથી નાંખવાના ને! પણ એવું કંઈ બન્યું નહિ. કેદીઓને મનાખા લઇ જવામાં આવ્યા. મનાખામાં લગભગ દોઢ વરસ જેટલો સમય ગુજારવો પડયો. ત્યાંથી વળી લોહાયા અને સન્ના વિગેરે સ્થળોએ રખડપટ્ટી કરાવી. એ બધો વખત તુર્ક સૈનિકોએ કેદીઓ ઉપર કઠીનાઇ વરસાવવામાં કંઈ બાકી રાખી નહિ. કોઇના જાનને ખતરામાં નહિ નાંખાવના સખ્ત હુકમો હતા એટલે બીજું તો કંઇ થઈ શકતું નહિ. પણ તુર્ક સૈનિકો એક યા બીજા પ્રકારે ત્રાસ ગુજારવાનું ચૂકતા નહિ.

અંગ્રેજીમાં જેને Period of Suspense કહે છે તેવો આ વખત હતો. ભયંકરતાથી ભરપૂર, અનિશ્ચિત તે કાળ હતો. દર મિનિટે કાળજાં અધ્ધર ને અધ્ધર રહેતાં. કંઇક નવી હિલચાલ દેખાવા માંડે કે પેટમાં ધ્રાસ્કો પડતો. "શું છે વળી? બધા કેદીઓને સાફ કરી નાંખવાની તજવીજ તો નથી થતી ને!" એવો ભય લાગતો. તેમાંયે વળી જાતજાતનાં ને ભાતભાતનાં ગપ્પાં પણ ફેલાવવામાં આવતાં હતાં. રોજ ઉઠીને કંઈક નવી બૂમ આવતી. 'આજે તો ગોળીથી બધાને વીંધી નાંખવાના છે ને આજે બધાને તલવારથી કાપી નાંખવાના છે' એવાં એવાં છકકા છોડી નાંખે તેવાં ગપ્પાં રોજને રોજ આવ્યા કરતાં અને સૌને અસ્વસ્થ બનાવી મૂકતાં હતાં.

ખૂનના આરોપસર એક માણસ પર કેસ ચાલતો હોય ત્યારે તેને માટે તે ભયંકરમાં ભયંકર સમય છે. એનો જાન કળીએ કળીએ તે વખત દરમિયાન કપાતો હોય છે. એને મોતની સજા ફરમાવવામાં આવે એ વખત હજુ સારો છે. કેમકે, તેને ચોકકસ ખબર પડી જાય છે કે તેને ફાંસીની સજા કરવામાં આવી છે અને હવે તેનું મોત થવાનું છે. પછી તેણે મરવા માટેની તૈયારીઓ માત્ર કરવાની હોય છે. કોઇ ઢીલો માણસ હોય તો મરતાં મરતાં રડી પડે છે ને મોતને બગાડી નાંખે છે. કોઈ મર્દ માણસ હસતો હસતો ઈશ્વરના નામનું રટણ કરતો ફાંસીને સ્વીકારી લે છે અને મોતને સુધારી લે છે. પણ જ્યાં સુધી તેને ચોકકસ સજા ફરમાવવામાં ના આવી હોય ત્યાં સુધી એ બિચારો અનિશ્ચિત દશામાં ભયંકર ભાવીની કલ્પનાથી ધ્રુજી ઉઠે છે. એને રાત્રે ઉંઘ આવતી નથી અને દિવસે ખાવાનું ભાવતું નથી. ભાવીના ગર્ભમાં પોતાને માટે શું નિર્માયેલું છે તે એ જાણતો નથી. એટલે કોઈ જાતની નિરાંત તે અનુભવી શકતો નથી.

આપણા ચરિત્રનાયક એલેચંદની અને બીજા યુધ્ધકેદીઓની હાલત ઉપર વર્ણવી તેવી ભયંકર હતી. આ સ્થિતિમાં બે પાંચ દિવસો કે પછી બે પાંચ મહિના ગાળવાના હોત તો તો જાણે કે ઠીક; પણ અહિં તો વર્ષોની વાત હતી. આવતી કાલે મોત થવાનું છે કે નહિ એ જેમ તેઓ જાણતા નહોતા તેમ આવી સ્થિતિમાં કેટલો કાળ નિર્ગમન કરવાનો છે એની પણ તેમને ખબર નહોતી. યુદ્ધ ક્યાં સુધી ચાલશે તે કોઇ કહી શકે તેમ નહોતું. જુના જમાનામાં બાર બાર વર્ષ સુધી એક કિલ્લા ફરતો ઘેરો નંખાયાની અને ત્યાં સુધી યુદ્ધ ચાલુ રહ્યાની ઘટનાઓ બની છે એમ ઈતિહાસ આપણને કહે છે. એટલે આ મહાયુદ્ધ ક્યાં સુધી ચાલશે તે કેમ કહી શકાય ?

યુદ્ધકેદીઓમાંના ઘણા માણસો તો જીંદગીથી હાથ ધોઇને બેઠા હતા. તેઓ એમ સમજીને બેઠા હતા કે હવે જીવતા પાછા સગાં સંબંધીઓને મળી શકાય તે વાત અશક્ય હતી. કેટલાક પ્રભુભજનમાં મનને રોકી રાખતા. પણ મન તો મર્કટ છે. એક ખીલે બાંધેલું તે કદી રહેતું નથી; એટલે, ઇશ્વરનું સ્મરણ પણ ત્યાં ભાગ્યેજ શાંતિ પહોંચાડી શકતું.

આ રીતે યમરાજની ગુફામાં મોતના દાંત વચ્ચે ચવાતાં ચવાતાં પૂરાં ચાર વર્ષો અભેચંદે અને બીજાઓએ કાઢયા. એ વખત દરમિયાન ત્રાસથી કંટાળીને કેટલાકોએ આપઘાત કર્યા અને કેટલાક બિચારા વિચારવાયુનો ભોગ બની દિવાના બની ગયા.

પણ અભેચંદ જુદી માટીનું પૂતળું હતું. મૃત્યુના મુખમાં વસવા છતાં કોઈ દિવસ એની આંખોમાંથી આંસુ નીકળ્યું નહોતું. કોઈ દિવસ એણે અજંપો અનુભવ્યો નહોતો. એ નરવીરનું હસતું મોઢું ઘણાઓને આશ્વાસન રૂપ થઇ પડયું હતું. પોતાના દુઃખી સાથીઓને અભેચંદ કહેતા:–

“અફસોસ કરવાથી કશું વળતું નથી. ઇશ્વર જે સમયે જે સ્થિતિમાં રાખે તે સ્થિતિમાં આનંદ માનવો.” અને પોતાને પ્રિય એવા એક કાવ્યની પંક્તિઓ તેઓ ઘણીવાર લલકારી અન્ય કેદીઓમાં ઉત્સાહ પૂરતા. સ્વામી રામતીર્થ વિષે એક વાર એમના કોઇ મિત્રે વાત કર્યા પછી સ્વામીજીનાં લખેલાં પુસ્તકો તેમણે ખાસ વાંચ્યાં હતાં. તેમાં સ્વામી રામતીર્થે લખેલું એક સુંદર કાવ્ય તેમને ઘણું ગમી ગયું

હતું. એ કાવ્યની મુખ્ય લીટી, કે જે દરેક કડીને છેડે આવતી, તે આ છે:–

"પૂરે હય વોહી મર્દ
જો હર હાલમેં ખુશ હય."

અબ્દેચંદ કહેતા હતા કે ગમે તેવી હાલત હોવા છતાં જે માણસ ખુશ રહે એ પૂરો મર્દ છે. પોતાની બાબતમાં અબ્દેચંદે એ પૂરવાર કરી બતાવ્યું હતું. સ્વામી રામતીર્થનું એ કાવ્ય માત્ર જીહવાગ્રે કરીનેજ તેઓ અટકયા ન્હોતા. સ્વામીજીના ઉપદેશને એમણે જીવનના વ્યવહારમાં ઉતારીને મૂર્તિમંત બનાવ્યો હતો.

ગમે તેટલાં દુઃખો પડયાં પણ અબ્દેચંદનું હૈયું સદાયે મક્કમ અને પ્રફુલ્લ રહેતું. ગમે તેટલી કનડગતો આવતી તે બધી તેમણે હસતે મોઢે વેઠી લીધી હતી. કેદી અવસ્થામાં પોતાનું શું થશે" એવો વિચાર એમને કદિ સ્ફુર્યો જ નહોતો. એક વાર એક સાથીદારે તેમને પૂછયું:—

"અબ્દેચંદ, આશ્ચર્યની વાત છે, આટઆટલો ત્રાસ છે પણ તમારૂં રૂંવાડૂંયે ફરકતું નથી. તમારૂં શું થશે એની ફિકર તમને નથી થતી? બાળ બચ્ચાં કદી યાદ નથી આવતાં?"

અબ્દેચંદે આનો સચોટ જવાબ આપેલો.

"ગાંડો છે. આપણે વળી વિચાર કરવાવાળા કોણ? એક નાનું બાળક પોતાનો વિચાર કદીયે કરે છે? એનાં માત-

પિતા એને માટે વિચાર કરતાં જ હોય છે. આપણી સ્થિતિ અહિં બાળક જેવી છે. બાળક વિચાર કરી શકતું નથી જયારે આપણે કદાચ વિચારો કરી શકીએ તો તે કંઇ કામમાં આવે તેમ નથી. હજાર હાથવાળો ઇશ્વર ઉપર બેઠો છે, આપણી ચિંતા કરવાવાળો. આપણે શા માટે નાહકની ચિંતા કરવી જોઇએ? જે કાળે જે બનવાનું હશે તે બનશે જ. એને કોઇ મિથ્યા કરી શકવાનું નથી."

અભેચંદના આ આશ્વાસનની પેલા માણુસ પર ભારે અસર થઇ. આ એક માણુસને નહિ પણ પ્રસંગ નીકળતાં ઘણાં માણુસોને અભેચંદ આશ્વાસન આપ્યા કરતા.

હાદ્દેદાથી લોહાયા, મનાખા, સન્ના વિગેરે સ્થળોમાં તુર્ક સૈનિકોએ ખૂબ રખડપટ્ટી કરાવી અને ભયંકર ત્રાસ ગુજાર્યો. પણ એ બધા ત્રાસ, જુલમ, દુઃખ અને વેદનાઓની વચ્ચે આપણો આ ચરિત્રનાયક એક જવાંમર્દની જેમ મક્કમ ઉભો હતો. ભયંકર વાવાઝોડાની વચ્ચે એક પહાડ જેમ ઉન્નત મસ્તકે મક્કમ ઉભો રહે તેમ અભેચંદે ચિરઃ-સ્મરણીય જવાંમર્દી દાખવીને એ ભયંકર કાળને પસાર કર્યો. એક આદર્શ અને બેનમુન માનવતાનું અનુપમ ઉદાહરણ આ નથી તો બીજું શું છે?

———:o:———

# મૂકિત

............

## [ ૨૨ ]

ચાર ચાર વર્ષ સુધી અવિરતપણે લડી લડીને જર્મની થાકી ગયું હતું. એનાં સાધનો ખૂટી ગયાં હતાં. સામાન્ય પ્રજાને ભૂખમરો સંતાપી રહ્યો હતો અને સૈનિકોને એક વખત પુરૂં ખાવાનું પણ આપી શકાતું નહોતું.

જર્મનીની પડખે ચડેલાં નાનાં નાનાં, ટર્કી સમાં, રાષ્ટ્રોની પણ એવી જ દશા થઇ હતી. બીજી તરફથી મિત્ર રાજ્યોની ખુવારી પણ કંઇ જેવી તેવી નહોતી થઇ. લડી લડીને તેમની પણ આંખે અંધારાં આવ્યાં હતાં. પણ તેમને લલાટે વિજય નિર્માએલો હતો, એટલે અણીની પળે તેમને મદદ મળ્યા કરતી હતી અને તેમનું તૂટતું બળ પાછું સંધાતું હતું. લાંબા વખત સુધી તટસ્થ રહેલા અમેરિકાએ આખરે યુરોપની યુધ્ધભૂમિ પર પોતાના સૈનિકો અને સાધનો મિત્રરાજ્યોની કુમકે ઠાલવ્યાં હતાં. અને હિંદી સૈન્યની અભૂતપૂર્વ વીરતાએ યુદ્ધનાં પાસાં બદલવા માંડયાં હતાં. મજબુત ખડકની માફક હિંદી સૈનિકો યુધ્ધના મેદાનમાં ઉભા રહેતા હતા અને મોતના વરસાદની સામે પ્રચંડ વીરત્વ દાખવી રહ્યા હતા. હિંદી સૈનિકોનું આ શૌર્ય જોઈને યુરોપિયન અફસરો દાંતમાં આંગળાં નાંખી ગયા હતા અને તેમનો ઉત્સાહ વધી ગયો હતો. હિંદમાંથી પોતપોતાનાં લશ્કરો સાથે આવેલા હિંદી રાજવીઓ અથવા રાજાઓના પ્રતિનિધિઓ બળવાન સેના-

નજર કેદમાંથી છૂટયા પછી બેઠેલાઓમાં જમણી તરફથી
બીજા શ્રી. અભેચંદભાઇ છે.



પતીઓ પુરવાર થયા હતા અને તેમની દોરવણીની ચોમેર પ્રશંસા થતી હતી. ગોરૂં સૈન્ય જ્યારે નાસવાની અણી ઉપર હોય ત્યારે અજબ ધીરજ, સાહસ અને વીરતાથી હિંદી સનિકો યાહોમ આગે ધસતા અને શત્રુ પક્ષના સૈનિકોની વચમાં ઘૂસી જઇ તલવારોની રમઝટ મચાવી મૂકતા. બસો સૈની-કોની આગળ ધસતી હિંદી ટુકડીમાંથી ભાગ્યે જ પચીસ પચાસ સૈનિકો દુશ્મનો સુધી પહોંચી શકતા; કેમકે ઘણા સૈનિકો દુશ્મનોની મશીનગનોમાંથી છૂટતી ગોળીઓના અને તોપગોળાના ભોગ બનતા. કોઇ પણ યુરોપિયન સેના-પતી જે સ્થિતિમાં પોતાના સન્યને પાછળ હઠવાનો હુકમ આપે અને પોતાની ખુવારી ઓછી કરવાની કોશીષ કરે તે સંયોગોમાં હિંદી સૈનિકો બેફામ બનીને અદભૂત હિંમત દાખવતા અને મોતના મોઢામાં સામી છાતીએ દોડતા. તેમનામાંનો મોટો ભાગ રસ્તામાં ખલાસ થઇ જતો; પણ જે થોડા બહાદુરો મોતને હડસેલીને આગળ વધી શકતા તેઓ દુશ્નનોના સૈન્યમાં કાળો કેર વર્તાવી મૂકતા. તોપમાંથી ગોળા ફેંકનારા તોપચીઓની કતલ કરી નાંખીને તોપોને તેઓ નકકામી બનાવી મૂકતા. મશીનગનો ચલાવનારાઓને રહેંસી નાંખીને તેઓ મોતના વરસાદને થંભાવી દેતા. અને એક વાર સામેથી ચાલતો મારો બંધ થતો, અથવા હળવો બનતો, કે પછી બીજા સૈનિકોની ટુકડીઓ ચીલ ઝડપથી હિંદી સૈનિકોએ મારેલા મેદાનનો કબજો લેવા આવી પહોંચતી. બંદુકબાજીની અને દારૂગોળાની લડાઇ હાથોહાથની લડાઇ જેવી નથી. શત્રુઓને મારવા માટે શત્રુઓના લશ્કરથી થોડેક

દૂર પોતાનાં સાધનો રાખવાં પડે છે. શત્રુના સૈનિકો આગળ વધીને જ્યારે હાથોહાથની લડાઇ શરૂ કરી દે છે ત્યારે તલવારો અને બેયોનેટો સિવાય બીજું કંઇ કામ લાગતું નથી. તોપો અને મશીનગનોને ત્યાંથી પાછળ હઠાવીને થોડે દૂર લઇ ગયા પછી જ તેનો મારો ચાલુ કરી શકાય છે. એ દરમિયાન શત્રુદળનાં સાધનો કબ્જે કરવામાં આવેલા મયદાનમાં જો આવી જાય તો વળી પાછી ભયંકર લડાઇ જામે છે.

**આમ હિંદી સૈનિકોની જવાંમર્દી, હિંમત, બહાદુરી અને વીરત્વભરી લડાઈઓએ મિત્રરાજ્યોને ભયંકર પરાજયમાંથી બચાવી લીધાં એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી. મિત્રરાજ્યોના જનરલ સ્ટાફે અને તે વખતના ઈંગ્લેન્ડના વડા પ્રધાન ખુદ લોઈડ જયોર્જે પણ હિંદીઓની બહાદુરી પર મુગ્ધ બનીને ભારે પ્રશંસાભરી અંજલી હિંદીઓને આપી છે.**

આમ એક તરફથી અમેરિકાની મદદ મળી અને બીજી તરફથી હિંદી સૈન્યે તક મળતાં સર્વશ્રેષ્ઠ યોધ્ધાઓ તરીકેની પોતાની પ્રાચીન કીર્તિને સત્ય કરી બતાવી. એને પરિણામે જર્મની ખલાસ થઇ ગયું. ચારે તરફથી સુલેહ સુલેહના પોકારો ઉઠવા લાગ્યા અને આખરે, થાકેલા, હારેલા, સફાચટ થઇ ગએલા અને સંપૂર્ણ પરાજય માટેની ઘડીઓ ગણતા જર્મનીએ સફેદ વાવટો ઉંચો કર્યો. સમાધાન માટેની વાટાઘાટો શરૂ થઇ અને મનફાવતી શરતો જર્મની પાસે કબુલ કરાવીને મિત્રરાજયોના સુસદ્દોઓએ હથીઆરો મ્યાન કરવાના હુકમો બહાર પાડયા.

ઈ. સ. ૧૯૧૯ ના નવેમ્બરની ૧૧ મી તારીખે યુદ્ધ મોકુફીના હુકમો છૂટયા અને બંને પક્ષે હથીઆરો મ્યાન કર્યા. જર્મનીમાં લડવાની તાકાત રહી નહોતી અને લડવાની ઇચ્છા પણ જર્મન પ્રજા પાસેથી નાસી ગઇ હતી. એટલે, વર્સેલ્સ મુકામે આખરી તહનામું થયું, તેમાં જર્મનીએ મિત્રરાજ્યો તરફથી રજુ કરવામાં આવેલી તમામ શરતો સ્વીકારી લીધી. એ સ્વીકારનામાની ઉપર જર્મનીએ સહી કરી અને યુદ્ધમોકુફી કામચલાઉ હતી તે કાયમી બની.

બંને પક્ષો વચ્ચે જે કરારો થયા તે તો ઘણા લાંબા અને ઘણી બાબતોથી ભરપૂર હતા. એ બધા સાથે આપણી કથાને કશી નિસ્બત નથી. આપણે તો નિસ્બત છે એ કરારોમાંની એક શરત સાથે. એ શરત મુજબ તમામ યુદ્ધકેદીઓને છોડી દેવાનું બંને પક્ષે કબુલ્યું હતું. અને જુદાં જુદાં સ્થળોમાં નજરકેદ રાખવામાં આવેલા તમામ કેદીઓને છોડી દેવાના હુકમો એ શરત અનુસાર બહાર પાડવામાં આવ્યા હતા.

સુલેહ થઇ ત્યારે આપણા ચરિત્રનાયક અભેચંદ તથા તેમની સાથેના બીજા કેદીઓ સન્ના ખાતે હતા. એ બધાને મૂકત કરવામાં આવ્યા અને વર્ષો વીત્યાં પછી એક સ્વતંત્ર માનવી તરીકેની હવા તેમને મળી.

સન્નાથી અભેચંદ હોદેદા આવ્યા અને ત્યાંથી એડન આવ્યા. મહાયુદ્ધની શરૂવાતમાં હોદેદાની જમીનમાં જે ધન

તેમણે દાટયું હતું તે બધું ત્યાં સલામત પડયું હતું. એ બધું તેમણે પોતાના શેઠ મોનસ્યોર બીસેને સોંપી દીધું. વર્ષોના ગાળા પછી અભેચંદને હેમખેમ પાછા આવેલા જોઇને મોનસ્યોર બીસે તેમને ભેટી પડયા. આનંદ અને હર્ષની લાગણીઓ વડે તેમનું હૈયું ભરાઇ ગયું.

એડનમાંના અભેચંદના મિત્રો અને સંબંધીઓ પણ અભેચંદને મળીને ખૂબ રાજી થયા. એડનમાં અભેચંદના માનમાં મોનસ્યોર બીસેએ એક જાહેર સમારંભ યોજ્યો અને મૂક્તકંઠે અભેચંદનાં વખાણ કરતાં તેમણે કહ્યું:—

**“ લાખો રૂપીઆની નુકશાનીમાંથી પોતાના માલિકને બચાવી લેવા ખાતર પોતાની જીંદગીને જોખમમાં નાખનાર અભેચંદની વફાદારી, તેની દિલેરી અને તેની અદ્દભૂત જવાંમર્દી ઈતિહાસમાં અમર રહેશે.”**

બીજે દિવસે અભેચંદે મોનસ્યોર બીસેને મળીને જ્યારે પૂછયું:-“ હવે શું આજ્ઞા છે ? ” ત્યારે મોનસ્યોર બીસેએ ખૂબ પ્રેમપૂર્વક પોતાની બાજુમાં અભેચંદને બેસાડીને તેમના હાથમાં એક કાગળીયું મૂકયું. મોનસ્યોર બીસેએ એ કાગળમાં પોતાને બચાવી લેવા માટે અભેચંદનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો હતો. અભેચંદની નજરકેદી તરીકેની આખી મુદતનો પૂરો પગાર આપવાની તેમાં જાહેરાત કરવામાં આવી હતી. અને, તે ઉપરાંત એક સારી રકમ કદરદાની તરીકે આપવાનું તેમાં જણાવવામાં આવ્યું હતું.

એ કાગળ વંચાવ્યા પછી મો. બીસેએ અત્યંત પ્રેમપૂર્વક અભેચંદને કહ્યું:– "દેશમાં જાઓ અને કુટુંબીઓને મળી આવો. તમારી પત્નિ ત્યાં તમારા વિના ઝૂરે છે અને તમારાં માતાપિતા તમારી ઝંખનામાં દેહને કરમાવી રહ્યાં છે."

શેઠની રજા મળી જતાં તુરતજ અભેચંદે દેશમાં જવાની તૈયારીઓ કરવા માંડી. નજરકેદ દરમિયાનનો પૂરો પગાર અને બક્ષીસની રકમ મળીને હવે અભેચંદની પાસે એક સારી રકમ જમા થઇ હતી.

# મોટાભાઈ

......................

( ૨૩ )

અભેચંદના મોટાભાઈ રણછોડભાઈ અભેચંદ કરતાં પાંચ વર્ષે મોટા હતા. અભેચંદે તો અંગ્રેજીની પૂરી બે ચોપડીનો અભ્યાસ પણ નહોતો કર્યો; જ્યારે રણછોડભાઈએ પાંચ અંગ્રેજીનો અભ્યાસ કર્યો હતો. સંવત ૧૯૬૦ ની સાલમાં તેમનાં લગ્ન થયાં તે પછી, એ જ અરસામાં ગીરધરભાઈએ સ્વતંત્ર દુકાન બંધ કરી નાંખી હોવાથી, તેઓ પણ નોકરીમાં લાગી ગયા હતા. 'સોશીયેટા કોલોનિયલ ઇટાલીના' નામની એક ઇટાલિયન ફર્મમાં તેઓ નોકરીમાં જોડાયા હતા અને તેમનો પગાર આસ્તે આસ્તે વધીને માસીક સો રૂપીઆ સુધીનો થયો હતો. પણ એ ફર્મમાં બીજા ઈટાલિયન સાથીદારો સાથે એમનો મેળ જામતો નહોતો; એટલે એ નોકરી છોડીને નેશનલ બેંકની નોકરી તેમણે સ્વીકારી હતી. એકાઉન્ટ ખાતામાં તેઓ કામ કરતા હતા અને માસીક સો રૂપીઆનો પગાર તેમને ત્યાં મળતો.

મહાયુદ્ધ શરૂ થયું ત્યારે તેઓ એડન ખાતે હતા. નાનાભાઈ અભેચંદના ગીરફતાર થવાના ખબર આવ્યા તે વખતે તેઓ એડનમાં હતા. એ ખબર પોરબંદર પહોંચ્યા પછી તેમના પિતાએ તેમને પોરબંદર પાછા આવી જવા માટે લખ્યું હતું. પોતાનો એક પુત્ર કેદ પકડાયા પછી બીજા

પુત્રને લડાઇના વાતાવરણમાં રહેવા દેવાની ગીરધરભાઇની ઇચ્છા નહોતી. અભેચંદ જીવતો પાછો આવશે કે કેમ તેની તેમને કંઇ ખાત્રી નહોતી. એટલે અભેચંદની રક્ષા માટે તેઓ ઇશ્વરની પ્રાર્થના કર્યા કરતા. તેમને લાગ્યું કે રણછોડભાઇને પાછા બોલાવી લેવા જોઇએ. કેમકે, કદાચ એડનનું પતન થાય તો બીજા પુત્રને પણ ગુમાવવો પડે.

નાનાભાઇની ગીરફ્તારીથી રણછોડભાઈનું મન ખીન્ન રહેતું હતું. પિતાજીનો પોરબંદર પાછા ફરવા માટેનો પત્ર તેમને મળ્યો ત્યારે તેમને લાગ્યું કે પોરબંદર ખાતે તેમની હાજરીની જરૂર હતી. કેમકે તેથી તેઓ વૃધ્ધ માતાપિતાને કંઇક દિલાસો આપી શકશે.

આથી તેમણે બેંકમાંની પોતાની નોકરીનું રાજીનામું આપ્યું અને માતાપિતાની સેવામાં પોરબંદર ખાતે ઉપસ્થિત થયા.

રણછોડભાઇ સ્વભાવે ભગવાનનું માણસ છે. તેઓ શાંતિપ્રિય છે. અત્યંત સરળ અને બીજાનું બની શકે તેટલું ભલું કરવાની ધગશ તેઓ ધરાવે છે. અભેચંદના સ્વભાવમાં સાહસીકતા છે તે રણછોડભાઇમાં નથી. પણ તેઓ તદ્દન નિઃસ્વાર્થી અને શાંતિ ચાહનારા છે.

અભેચંદને પોતાના મોટાભાઇ તરફ ઘણો પૂજ્યભાવ છે. મોટાભાઈની આમન્યા તેમણે કદી ઉથાપી નથી. પોતાના સરળ સ્વભાવી વડીલબંધુ માટે અભેચંદભાઇ મગરૂબી ધરાવે છે.

સંતાનમાં મોટાભાઇને ત્રણ પુત્રો અને બે પુત્રીઓ છે. તેમને યોગ્ય કેળવણી તેમણે આપી છે અને પુત્રોને સારા કામ-ધંધે પણ તેમણે ચડાવ્યા છે. આજે તેઓ પોરબંદરમાં રહે છે અને ભગવદ્ ભજનમાં જીવન ગુજારે છે.

મહાયુદ્ધ વખતે પોતે એડનથી પાછા પોરબંદર આવ્યા પછી માતાપિતાને તેઓ ખુબ આશ્વાસનરૂપ થઈ પડયા હતા. અભેચંદની મૂક્તિ માટે તેઓ ખૂબ આતુર હતા. અને પોરબં-દર બેઠે બેઠે તેમણે તે માટે કોશીષો પણ કરી હતી. પોરબંદરના રાણા સાહેબની મારફતે હિંદી સરકાર સુધી તેમણે લાગવગ પહોંચાડી હતી. પણ મોનસ્યોર બીસેને એ બાબતમાં તુર્ક સત્તાવાળાઓ તરફથી મળેલા જવાબથી હિંદી સરકાર માહિત-ગાર હતી; એટલે એ સંબંધમાં કશું કરી શકવા વિષે તેણે લાચારી દર્શાવી હતી.

પછી તો તેઓ યુદ્ધ ક્યારે બંધ થાય અને અભેચંદ ક્યારે છુટે એની રાહ જોઇ રહ્યા હતા.

# નિવૃત્ત માતાપિતા

(૨૪)

સંવત ૧૯૬૦માં રણછોડભાઈનાં લગ્ન થયાં ત્યારે એડન ખાતેના વ્યાપારની સ્થિતિ કફોડી હતી એ હકીકત આગળ જણાવાઈ ગઈ છે. તે પછી અભેચંદ નોકરીમાં રહી ગયા અને તેમના મોટાભાઈ રણછોડભાઈ પણ નોકરીએ લાગી ગયા હતા. એડનમાંની દુકાન ગીરધરભાઈએ બંધ કરી હતી. બંને ભાઈઓ ધંધે લાગી ગયા પછી તેમણે પોતાનાં માતાપિતાને એવો આગ્રહ કર્યો હતો કે હવે તમે તમારે દેશમાં જઈને સુખેથી રહો અને ભગવદ્‌ભજન કરો. બંને પુત્રો નોકરી પર લાગી ગયા હતા એટલે તેમણે એ સુચના સ્વીકારી. અન્ય સંબંધીઓએ પણ ગીરધરભાઈને એવી સલાહ આપી હતી કે:–"છોકરાઓ હવે થઈ આવ્યા છે તો તમે તમારે દેશમાં જઈને ભગવદ્‌–ભજન કરો."

એટલે અભેચંદનાં માતપિતા તે પછી તુરતજ પોરબંદર આવ્યાં હતાં અને ત્યાં નિવૃત્ત જીવન ગાળતાં હતાં. મહાયુધ્ધના ભણકારા તો આખી દુનિયા ઉપર ફરી વળ્યા હતા. એટલે એમને અભેચંદ વિષે ચિંતા તો પ્રથમથી જ થવા માંડી હતી. તેમાંયે જ્યારે અભેચંદનાં પત્નિ હેમકુંવરબાઈ દેશમાં આવ્યાં અને લડાઇનાં ઝઝૂમી રહેલા ભયની તેમણે વાત કરી ત્યારે તો તેમની ચિંતા બેવડી થઇ ગઇ હતી. તેમણે તુરતજ અભેચંદને કાગળ લખ્યો હતો કે "નોકરી છોડીને દેશમાં ચાલ્યા આવો."

પણ અલેચંદ તો એક સાચો કર્મયોગી હતો. મુશ્કેલીના સમયમાં પીઠ ફેરવીને નાસવાની તેને આદત નહોતી. યુવાનીનું થનગનતું લોહી કોઇ પણ સાહસ ખેડવા તૈયાર હતું. તેમણે પોતાનાં માતા પિતાને સવિનય લખી જણાવ્યું હતું કે દેશમાં પાછા આવવાનું બની શકે તેમ નહોતું. એ કાગળમાં અલેચંદે લખ્યું હતુંઃ—"જીવનમાં ઉત્કર્ષ સાધવાની તક માણસને જવલ્લે જ મળે છે. આગળ વધવાના માર્ગો તો હંમેશાં જોખમભર્યા હોય છે. મહાયુદ્ધ ફાટી નીકળે તો તેને હું મારા જીવનમાં ઉત્કર્ષ સાધવાની એક અમૂલી તક માનું છું. એ તક ગુમાવી દઈ જીંદગીભરને માટે પસ્તાવા હું તૈયાર નથી અલબત, એમાં જોખમ તો રહેલું જ છે; પણ સુંવાળી ગાદીઓ ઉપર આળોટવાથી કોઇ માણસ આગળ વધી શકતો નથી. હું જાણું છું કે હું જોખમ ખેડી રહ્યો છું. ભયની કીકીઆરીઓ તથા દુઃખનાં જંગલો વચ્ચેથી મારે મારો માર્ગ કાઢવાનો છે. કદાચ એ સફરમાં હું ખપી પણ જાઉં. પણ મોત તો કોઇને છોડતું નથી. નિર્માએલા દિવસની અગાઉ તે કદી આવતું નથી અને નક્કી થએલો દિવસ આવી જતાં તે રાહ જોવા થોભતું પણ નથી. એટલે, એની મને ચિંતા નથી. મારી ઉમેદ છે કે ગમે તેવાં સંકટોમાંથી હુ માર્ગ કરી શકીશ અને આપણા કુળને ઉજ્વળ બનાવી શકીશ."

અલેચંદનો આ કાગળ વાંચીને તેમનાં માતાપિતા પોતાના પુત્ર માટે મગરૂબી જરૂર અનુભવે; અને આવા

બહાદુર પુત્રનાં માતાપિતા હોવા વિષે તેમની છાતી જરૂર ગજગજ ઉછળે.

એટલે શરૂઆતમાં તો અભેચંદ વિષે ચિંતા કરવાનું તેમણે છોડી દીધું હતું. પણ, જ્યારે અભેચંદની નજરકેદના વર્તમાન આવ્યા ત્યારે તેમના હોશકોશ ઉડી ગયા. પોતાના વહાલા પુત્રનું મુખ ફરીવાર જોવા મળશે કે કેમ એ પણ જ્યાં શંકાની વાત હોય અને પોતાનો પુત્ર લગભગ મૃત્યુના મુખમાં ધકેલાઇ ગયો હોય ત્યારે ક્યાં માતપિતાનું હૈયું આંસુઓથી ના છલકાય ? આંખોનાં આંસુ તો વહી ગયા પછી શાંતિ આપે છે; પણ દિલનાં આંસુનું ઓસડ નથી.

લાડકુંવરબાઇને પણ આ બનાવથી ઘણો આઘાત લાગ્યો હતો. વળી પોતાની નિરાધાર પુત્રવધુ હેમકુંવરબાઈને જોઇને તેમનું દિલ રડી ઉઠતું. પણ તેઓ હિંમતવાન હતાં અને સૌને હિમત આપ્યા કરતાં.તેઓ કહેતાં,–"મારો અભેચંદ જરૂર પાછો આવશે. એનો કોઇ વાળ પણ વાંકો નહિ કરી શકે." અને પછી અનન્ય ભકિતભાવપૂર્વક ઈશ્વરને યાદ કરી તેઓ પ્રાર્થતાં :– "હે દીનદયાળ, હે પ્રભુ, મારા અભેચંદને હું તારે આશરે સોંપું છું. એની રક્ષા કરજે અને પાછો હેમખેમ અહિં પુગાડી અમારી વૃધ્ધ માતાપિતાની આંખલડીને ને આંતરડીને ઠારજે."

આખરે લાડકુંવરબાઇની આશા ફળી અને તેમની પ્રાર્થના ઇશ્વરે માન્ય રાખી. દુ:ખના ડુંગરા ઉગી ગયા છતાં અભેચંદે હસતે મોઢે બધું સહન કર્યું હતું અને તેમને કશી

આંચ આવી નહોતી. પૈસા કઢાવવાની દાનતથી આવતા તુર્ક અફસરો ક્યારેક ગુસ્સે થઇને મ્યાનમાંથી તલવાર પણ કાઢતા પણ કોઇ અદીઠ હાથ એમને રોકતો અને અભેચંદનું મસ્તક સલામત રહી જતું. માતુશ્રી લાડકુંવરબાઇની પ્રાર્થના સાંભળીને જાણે કે ખુદ ઇશ્વર અભેચંદની આસપાસ ભમી તેનું રક્ષણ કરતો હોય એવું અનેકવાર બની ગયું હતું. અણધારી રીતે અભેચંદની જીંદગી જોખમાતાં જોખમાતાં બચી ગઇ હતી.

**એક પવિત્ર માતાની સાચા અંતઃકરણપૂર્વકની માગણીને નકારવાની ક્રૂરતા, અલબત, ઇશ્વર પણ કરી શકતો નથી.**

આખરે શુભ સમાચાર આવ્યા, કે લડાઇ બંધ થઇ છે અને બધા કેદીઓને છોડી મૂકવાના હુકમો અપાઈ ગયા છે. આ સમાચારે સૌને હર્ષિત કર્યા. પછી અભેચંદના છૂટકારાના સમાચાર પણ મળ્યા અને એડન આવી પહોંચવાના ખબર પણ આવ્યા. આ ખબરથી અભેચંદનાં માતાપિતાને અપાર આનંદ થયો. આ આનંદમાં પરમ કૃપાળુ ઇશ્વરને તેઓ વીસર્યાં નહોતાં. ખબર મળ્યા કે તુરતજ ઈશ્વરનું એકાગ્રચિ-તે સ્મરણ કરવામાં તેઓ તલ્લીન બની ગયાં હતાં અને તેમના ચહેરાપર કોઇ અવર્ણનીય આનંદ છવાઇ રહ્યો હતો.

હવે એડનથી પોરબંદર આવવા માટે અભેચંદ તુરતજ ઉપડશે એ વાત તેઓ જાણતાં હતાં. એટલે; કાગને ડોળે અભેચંદની તેઓ રાહ જોઇ રહ્યાં હતાં.

——:o:——

# હતાશ હેમકુંવર

## (૨૫)

પતિને હોદ્દેદા ખાતે લડાયક વાતાવરણ વચ્ચે એકલા છોડીને વતન પાછા ફરવાનું હેમકુંવરબાઇને દિલ જ નહોતું થતું. યુધ્ધનો ભય તેમને લાગતો હતો ખરો; પણ પતિને એ ભયની વચ્ચે રહેવા દઈને એકલાં વતન આવવાનું તેમને ગમતું નહોતું.

" જ્યાં તમે ત્યાં હું " એવા જવાબ ઉપર તેઓ મક્કમ હતાં. પણ અભેચંદની સમજાવટથી આખરે વતનમાં જવા તેઓ તૈયાર થયાં હતાં. પરદેશમાંથી જ્યારે દેશમાં આવ્યાં ત્યારે તેઓ ગર્ભવતી હતાં અને એ એક ખાસ કારણને અંગે જ દેશમાં આવવાનું તેમણે કબુલ્યું હતું. પોતાના બાળકને ખાતર તેમણે પતિની આજ્ઞા ન છૂટકે સ્વીકારી હતી. અને દેશમાં આવ્યાં હતાં.

પણ દેશમાં આવ્યા પછી તેઓ સદાયે વ્યગ્ર અને ખીન્ન રહેતાં હતાં. પતિની ચિંતાથી તેઓ મૂક્ત રહી શકતાં નહિ. તેમાંયે જ્યારે અભેચંદની નજરકેદના ખબર આવ્યા ત્યારે તો તેમની વ્યગ્રતા અનહદ વધી ગઇ હતી તે આગળ જણાવાઇ ગયું છે.

વધારામાં, દેશમાં આવ્યા પછી જન્મેલો પુત્ર પણ એક વરસનો થઇને ગુજરી ગયો હતો એ બીજું દુઃખ તેમને

માથે આવી પડયું હતું. મહિનાઓ વીત્યા છતાં યુધ્ધનો અંત ના આવ્યો અને તે ઉલટું વધારે ભયંકર બનતું ગયું ત્યારે તો હેમકુંવરબાઇના મનની સ્થિતિ અત્યંત દુઃખદ થઇ પડી.

સામાન્ય સંયોગોમાં પણ વર્ષો સુધી પતિનો વિયોગ કોઇ યુવાન પત્નિઓ સહન કરી શકતી નથી. તેમાંયે જ્યારે પોતાનો પતિ જંગલી જાનવરો જેવા સિપાઇઓના હાથમાં કેદ પકડાયો છે એવા ખબર મળે ત્યારે કઇ પતિપરાયણ સ્ત્રીનું હૈયું હાથમાં રહે ?

હેમકુંવરની આ સ્થિતિ તેમનાં સાસુ લાડકુંવરબાઇ સમજતાં હતાં અને પોતાની પુત્રવધૂના દુઃખે તે બિચારાં ખૂબ દુઃખી થતાં હતાં. પણ તેઓ હેમકુંવરને ખૂબ આશ્વાસન આપતાં. સગી દિકરી કરતાં વિશેષ પ્રેમ તેમણે હેમકુંવર ઉપર ઢોળ્યો હતો અને પુત્રવિયોગે દુઃખી થતા પોતાના હૃદયને કઠણ બનાવીને પોતાની પુત્રવધૂને દિલાસો આપતાં તેઓ એક માત્ર આધાર સમાં બની રહ્યાં હતાં. ઘણી વાર તેમના ખોળામાં માથું નાંખીને હેમકુંવરબાઇ ધ્રુસ્કે ને ધ્રુસ્કે રડી પડતાં. તે વખતે પોતાનાં આંસુ ખાળવાનું લાડકુંવરબાઇને માટે અશક્ય બની જતું અને તેઓ પણ રડી પડતાં. આમ છતાં તેઓ હેમકુંવરનું માથું પસવારી તેને આશ્વાસન આપતાં. હિંદુ સંસારમાં સામાન્ય રીતે સાસુ વહુને બનતું નથી. પણ અહિં તો આ સાસુ વહુ વચ્ચે અદ્દભુત મેળ જામ્યો હતો. શરૂઆતથી જ હેમકુંવરબાઇએ પોતાનાં સાસુ

ઉપર સારી છાપ પાડી હતી. અને પછી તો બંને લગભગ એકજ પ્રકારનું દુઃખ અનુભવતાં હતાં. એકને પોતાના પુત્ર-વિયોગનું દુઃખ હતું અને બીજીનું કાળજું પતિવિયોગ કોરી રહ્યો હતો.

સાસુ–વહુ જ્યારે રડતાં હોય ત્યારે ઘરમાં પણ કંઇ એ વાત છાની રહે નહિ. ગીરધરભાઈની આંખો પણ એ દ્રષ્ય જોઇને ભીની થતી અને તેઓ કરૂણુતાની પરિસીમા સમા આ દ્રષ્યને જોઇ અતીશય દુઃખી થતા. પણ તેઓ તો આખરે પુરૂષ હતા અને પોતાના દુઃખને દાબી દઇને દિલાસો દેતા.

વર્ષ ઉપર વર્ષ પસાર થયે જતું હતું અને યુધ્ધ બંધ રહેવાના કોઇ સંયોગો દેખાતા નહોતા. એ પરિસ્થિતિમાં, જ્યારે પોતાના પતિ હયાત છે કે કેમ અને તેમને ક્યાં સુધી જીવતા રાખી મૂકશે એ પ્રશ્નોજ શંકા આશંકામાં અટવાતા હોય ત્યારે હેમકુંવર કેમ સ્થીર રહી શકે ? એ બિચારી દિવસે દિવસે હતાશ બનતી જતી હતી. શરૂવાતની માફક વારે ઘડીએ રડવાનું હવે બનતું નહોતું પણ તેમના દિલમાં અહોનિશ એ દુઃખની આગ સળગી રહી હતી. પળેપળે હવે જીવન તેમને અકારૂં લાગતું હતું. ક્યારેક, આત્મહત્યા કરીને જીવનનો અંત આણવાનું મન થઇ જાય એવી ઘોર નિરાશા તેમની આસપાસ ફરી વળતી હતી. લાડકુંવરબાઇનો સહારો જો તેમને ના હોત તો કદાચ આત્મહત્યા પણ તેમણે જરૂર કરી હોત.

વળી જાતજાતનાં ને ભાતભાતનાં ગપ્પાં અહિં પણ ચાલ્યાં આવતાં. તુર્ક લોકો કેદીઓની કતલ કરવાના છે એવા સમાચાર તો કેટલીયે વાર હવા બગાડી ગયા હતા.

જ્યારે કોઈ કેદી આપઘાત કરે અથવા કોઇ કેદી દુઃખથી પાગલ બની જાય ત્યારે તેવા ખબર બહાર આવતા. એ ખબર પોરબંદર આવતા ત્યારે હેમકુંવરના દિલમાં ભયંકર વાવાઝોડાનો ઉલ્કાપાત મચાવી મૂકતા અને "ઓ ભગવાન, ઓ નાથ, ઓ પ્રભુ" એવા, "નિર્બળકે બળ રામ" સમા, અંતરમાં ઉઠતા સીસકારા, હેમકુંવરને છેલ્લે પાટલે જતાં અટકાવી દેતા.

મહાપ્રભુજીની છબી આગળ ઘીનો દિવો કરીને રાતોની રાતો ઉજાગરા કરવાનું તો હેમકુંવરને માટે સામાન્ય નિયમ સમું બન્યું હતું. લાડકુંવરબાઈ જોતાં હતાં કે આમ કરીને વહુ કાયાને ઘસી નાંખે છે. પણ એ બિચારાં શું કરે ? "વહુ બેટા, ઉઠો હવે, હજાર હાથવાળો અખંડ જાગે છે ને એ દુનિયા આખીનું ધ્યાન રાખે છે" એવા શબ્દો પ્રેમપૂર્વક કહીને હતાશ હેમકુંવરને ઉંઘી જવાનું તેઓ ઘણી વખત સમજાવતાં. પણ એનું પરિણામ એ આવતું કે હેમકુંવરબાઇ રડી પડતાં ને લાડકુંવરબાઈનું હૈયું પણ હાથમાં રહેતું નહિ.

ઉંઘ તો ખરેખર વેરણ થઇને બેઠી હતી અને હેમ-કુંવરબાઇની કાયા ઘસાતી જતી હતી. આ ને આ સ્થિતિ જો લાંબો વખત ચાલશે તો હેમકુંવર ખપી જશે એ વાત

મહાયુદ્ધના વિયોગે જેને ગાળી નાંખી



રાયસાહેબનાં પ્રથમપત્નિ સ્વ૦ હેમકુંવર

લાડકુંવરબાઇ જાણતાં હતાં; પણ એ બિચારાં લાચાર હતાં. આમ છતાં તેમનાથી બની શકે તેટલી મહેનત તેઓ કરતાં અને હેમકુંવરનું દુ:ખ ઓછું કરવા તેઓ મથતાં.

ભગવદ્‌ભજનમાં ચિત્ત પરોવવાથી હેમકુંવરને કંઇક શાંતિ મળતી ખરી; પણ પતિનો વિયોગ અને તેમાંયે પતિની આસ-પાસ કાળા નાગોની માફક ઘૂમતાં આફતોનાં વાદળાંઓની કલ્પના હેમકુંવરબાઇને બ્હાવરાં બનાવી મૂકતી. ઈશ્વર પણ એ વખતે તેમને શાંતિ આપી શકતો નહિ.

હેમકુંવરબાઇની માનસિક ચિંતાએ આખરે શારીરિક રોગનું રૂપ પકડયું અને માંદગીના બિછાને તેઓ પટકાઇ પડયાં. કોઇ દવા તેમને અસર કરી શકતી નહોતી. દવા કરા-વનારાં તથા દવા કરનાર સૌ જાણતાં હતાં કે એની સાચી દવા અભેચંદના હાથમાં હતી અને એ તો હજારો માઇલ દૂર કાળો ત્રાસ ભોગવી રહ્યો હતો.

“હે ભગવાન હવે તો આ લડાઇ બંધ કર ને મારા અભેચંદને અહિં પાછો લાવ.” એવી કાકલુદીભરી પ્રાર્થના લાડકુંવરબાઇએ કરવા માંડી હતી.

હેમકુંવરનું શરીર ફીક્કું પડી ગયું હતું. એના શરીરમાં લોહી દેખાતું નહોતું અને એક વખતનું રૃષ્ટપુષ્ટ અને રૂપાળું શરીર સૂકા સાંઠા જેવું બની ગયું હતું.

આમ ને આમ થોડા મહિના જો વધારે ચાલ્યું હોત તો હેમકુવર પતિવિયોગની અને પતિ–ચિંતાની આગમાં

બળીને ભસ્મીભૂત બની જાત. પણ ઈશ્વર કૃપાળુ છે. દયાનો તે સાગર છે.

વાયુવેગે સમાચાર આવ્યા કે યુધ્ધ બંધ રહ્યું છે અને બધા કેદીઓને છોડી મૂકવાના છે. પછી તો અલેચંદના છૂટકારાના ખબર પણ આવ્યા.

હેમકુંવરબાઈએ આ સમાચાર સાંભળ્યા અને આનંદની ઝણઝણાટી તેમના દુર્બળ દેહમાં ફરી વળી. તેમના હૈયામાંથી અંધકાર નાસી ગયો અને પ્રકાશ ફેલાયો. નિરાશાના સ્થાને આશા ઝબકી અને હૈયામાં છૂપા આનંદની હેલી મચી રહી.

સમાચાર આવ્યા તે રાત્રે વર્ષો પછી હેમકુંવરને મીઠી અને ગુલાબી નિંદર આવી. સ્વપ્નમાં હેમકુંવરે વિમાનમાં બેસીને દોડી આવતા પોતાના પતિનાં દર્શન કર્યાં. આખી રાત સુખસ્વપ્નમાં તેણે ગાળી અને બીજે દિવસે પણ વર્ષોથી વેરણ બનેલી નિંદરે હેમકુંવરને પોતાનો માયાળુ હુંફ આપી.

આ શુભ સમાચારની અસર હેમકુંવરના શરીર ઉપર પણ થયા વિના કેમ રહે? વર્ષોથી ઘસી નાંખેલી કાયા એકદમ પાછી પ્રફુલ્લ બને તે કંઇ સંભવિત નહોતું. પણ હેમકુંવરનો આત્મા પ્રફુલ્લ થયો અને શરીરની વધુ ખુવારી થતી અટકી. ધીમે ધીમે તેમની સ્વસ્થતા પાછી આવવા લાગી અને હવે પતિ સત્વર પાછા આવે એની તાલાવેલી તેમને લાગી. ઈશ્વરનો મનમાં ને મનમાં એ દુઃખી તરૂણી આભાર

માનવા લાગી. એનું હતાશ થઈ ગએલું મન પાછું થનગનવા લાગ્યું. વર્ષોનો વિયોગ હવે થોડા વખતમાં દૂર થશે તથા પોતાના પતિ સાજાતાજા હેમખેમ પોતાની પાસે આવી પહોંચશે એ વિચારે તેને આનંદિત બનાવી મૂકી.

સમાચાર આવ્યા કે પોરબંદર આવવા માટે એડનથી અભેચંદ રવાના થઇ ગયા છે. આ સમાચારે આ દુઃખી કુટુંબમાં આનંદ આનંદ વરતાવી મૂકયો. હેમકુંવર શરીરે અશક્ત હોવા છતાં અને બધાંની મનાઇ હોવા છતાં મંદિરમાં ગઇ. મહાપ્રભુજી સમક્ષ દંડવત પ્રણામ કરીને હર્ષાશ્રુભર્યાં નેત્રે તે એટલુંજ બોલી:—

"ઓ મારા પ્રભુ!"

# સ્વદેશાગમન.

[ ૨૬ ]

વતનમાં જઈને કુટુંબીઓને મળવા-ભેટવાની મોન-સ્યોર બીસે પાસેથી રજા મળી ગયા પછી અભે-ચંદે ઝડપથી કરવી જોઇતી તમામ તૈયારીઓ કરી લીધી. યુદ્ધ શરૂ થયું ત્યારે અભેચંદનું જે શરીર હતું તેમાં કંઇક ફેરફાર થયો હતો. પૌષ્ટિક ખોરાકનો અભાવ અને માનસિક ચિંતા, એવાં એવાં કારણોને લઇને શરીર દુબળું પડી ગયું હતું. શરીર સુધારવા માટે હવાફેરની તથા માનસિક આરા-મની પણ જરૂરિયાત હતી. પોરબંદર પહોંચતાં જ એ બધું મળી રહે તેમ હતું. પ્રેમાળ માતા, વ્હાલસોઇ પત્નિ અને માયાળુ પિતાની હૂંફમાં શરીર પાછું હતું એવું થઇ જાય તેમાં કંઇ નવાઇ જેવું નહોતું. અભેચંદને પણ એ બધાં પાસે જલ્દી પહોંચી જવાની હવે તાલાવેલી લાગી હતી.

પોરબંદરમાં જેમ સૌ કાગને ડોળે અભેચંદની રાહ જોઇ રહ્યાં હતાં તેમ અભેચંદ પોતે પણ, પોતાનું ચાલે તો ઉડીને, ત્યાં પહોંચી જવા તલપાપડ થઇ રહ્યા હતા. વર્ષોના ગાળા પછી કુટુંબીઓને મળવાને અને પોતાના વ્હાલા વતનમાં પગ મૂકવાને કોણ અધીરૂં ના બને ?

પોરબંદર આવવા માટે વહેલામાં વહેલી સ્ટીમર અભે-ચંદે પકડી. બંદર ઉપર તેમને અત્યંત ભાવભરી વિદાય

આપવા મિત્રો અને સંબંધીઓની મોટી મેદની એકત્ર થઇ હતી. સ્ટીમર ઉપડી અને સૌએ અભેચંદની 'સફળ સફર' ઇચ્છી. સ્ટીમર દેખાઇ ત્યાં સુધી ઘણા ખરા મિત્રો તો કિનારા પરજ ઉભા રહ્યા. એડનનો કિનારો દેખાયો ત્યાં સુધી તૂતક (ડેક) ઉપર ઉભા ઉભા અભેચંદે તે તરફ નજર ઠેરવી રાખી. અંતે કિનારો દેખાતો બંધ થયો અને ચારે બાજુ જળજળબંબાકાર છવાઇ રહ્યું

અભેચંદનું મન હવે વિચારે ચડયું. સ્ટીમરની ગતિ ધીમે ધીમે વધી રહી હતી. મંદ મંદ સમોર વાઇ રહ્યો હતો. દરિયાનાં પાણી સાધારણ રીતે શાંત હતાં. અભેચંદ એ શાંત પાણીમાં ધીમે ધીમે ઉછળતાં મોજાંઓ તરફ અનિમિષ નેત્રે નિરખી રહ્યા હતા અને તેમના મનમાં પણ ધીમાં ધીમાં વિચાર મોજાં ઉછળી રહ્યાં હતાં.

છેલ્લાં પાંચ વર્ષના બનાવો સીનેમાના ચિત્રપટની જેમ અભેચંદના મનરૂપી પડદા ઉપર આવી આવીને પસાર થઇ રહ્યા હતા. એ લાંબા કાળ દરમિયાન આ જીવ ઉપર શું શું વીત્યું હતું ? કેટલો ત્રાસ અને કેટલી ભયંકર અનિશ્ચિતતા ? અભેચંદે જે બધું એક મર્દની જેમ વેઠી લીધું હતું તે સઘળું આજે તાજું થતાં તેમના મન વિષે આશ્ચર્ય થતું હતું. આ બધું પોતે શી રીતે સહન કરી લીધું ? એ બધું વેઠવાની શકિત પોતાનામાં કયાંથી આવી ? ઘડીક તો અભેચંદને પોતાને સમજાયું નહિ કે આ બધી પરિસ્થિતિમાં કેમ જીવી શકાયું ?

આ વિચાર ચાલતો હતો અને દરિયામાં એક દૃષ્ય નજરે પડયું. એક મોટી જંગી માછલી એક નાના માછલાની પાછળ પડી તેને પોતાનો શિકાર બનાવવા મથી રહી હતી. નાની માછલી પોતાનો જીવ બચાવવા નાસી રહી હતી. હમણાં એ પકડાઇ જશે એમ લાગતું હતું. પણ એકાએક મોટી માછલી પાછી ફરી ગઇ અને જીવ લઇને નાસવા લાગી. જેના નામની અભેચંદને ખબર નહોતી તેવું એક મોટું ભયંકર જળચર પ્રાણી સામી બાજુથી આવતું દેખાયું. 'પેલી મોટી માછલી પેલા પ્રાણીને જોઇને નાસી ગઇ' એવું અનુમાન અભેચંદે કર્યું. પેલી નાની માછલી બચી ગઇ હતી.

અભેચંદને થયું કે આ બધી ઈશ્વરની માયા છે. એ જેને ઉગારવા ધારે છે એનો વાળ વાંકો કોઇથી થઇ શકતો નથી. પછી તુરતજ અભેચંદને થયું કે પોતાને આ મહા કપરા કાળમાંથી અને મૃત્યુના મુખમાંથી ઉગારનાર પણ એ પરમકૃપાળુ પરમાત્માજ છે. શ્રધ્ધા અને ભકિતભાવથી અભેચંદની આંખો બંધ થઈ. નજર સામે ઇશ્વરની એક કાલ્પનિક મૂર્તિ ખડી થઇ અને અભેચંદે મસ્તક નમાવ્યું.

પાંચ વર્ષના બનાવોનું ચિત્ર મનઃપ્રદેશમાં સંપૂર્ણ થયા પછી અભેચંદને વતન યાદ આવ્યું. વ્હાલસોઇ પત્નિ યાદ આવી અને માતા, પિતા, મોટાભાઇ, તથા અન્ય સ્નેહીઓ નજર સમક્ષ ખડાં થયાં. વતનમાં હવે ઝડપથી પહોંચવાની તાલાવેલી લાગી. વર્ષોનાં વ્હાણાં વીત્યાં ત્યાં સુધી જેમની યાદ હૃદયને હલાવી શકી નહોતી તેમનું સ્મરણ હવે ચિત્તને વિહ્વળ બનાવી રહ્યું.

'કવેટા' સ્ટીમર તો તેની નિયત કરેલી ગતિ મુજબ ચાલી રહી હતી. એડનના કાંઠેથી સ્ટીમર ધાર્યા કરતાં કંઇક મોડી ઉપડી હતી, એટલે એટલો વખત પાછો મેળવી લેવા કપ્તાને સ્ટીમરની ગતિને કંઇક વધારી મૂકી હતી. પણ અભેચંદને લાગતું હતું કે સ્ટીમર ઘણી ધીમે ચાલે છે. કપ્તાન ઉપર ઘડીક તેમને ગુસ્સો આવ્યો. સ્ટીમર તેમને ગોઝારી લાગવા માંડી. શા માટે સ્ટીમર ઝડપ વધારતી નથી? સ્ટીમર પાણીમાં તરવાને બદલે હવામાં ઉડતી શા માટે નથી?

પણ અભેચંદનો ગુસ્સો વ્યર્થ હતો. સ્ટીમર કંઇ ઉડવાની પણ નહોતી અને એની ઝડપ એના ગજા ઉપરાંત વધવાની પણ નહોતી. નકકી કરેલા દિવસે પોરબંદરની જળભાગોળમાં સ્ટીમર લંઘર નાંખવાની હતી એ પણ એટલુંજ ચોકકસ હતું.

પોતાને મળવા માટે પોતાનાં કુટુંબીજનો પણ એટલાંજ આતુર હશે એની કલ્પના અભેચંદને આવતી હતી. જેમ જેમ કુટુંબીઓ વધુને વધુ યાદ આવતાં હતાં, તેમ તેમ વતનના કિનારે ઉતરવાની અભેચંદની ઈંતેજારી પણ વધતી જતી હતી.

નજરકેદ દરમિયાન જે હૈયાને સિંહ જેવું કઠણ રાખવામાં અભેચંદને સફળતા મળી હતી તે હૈયુ હવે કુટુંબવત્સલતાના સ્પર્શથી કોમળ બનતું જતું હતું. હિમાલય તૂટી પડયો છતાં જે આંખમાંથી આંસુનું ટીપું નહોતું પડયું તે

આંખો હૈયું ગળગળું થઇ જતાં આંસુનો ધોધ વહાવવા મંડી પડે તેવી મૃદુ બની ગઇ હતી.

આખરે દૂરથી જમીન દેખાવા લાગી. પ્રથમ તો એક ધાબા જેવું દેખાતું હતું. પછી જમીન અને ઝાડવાં સ્પષ્ટ દેખાવા લાગ્યાં. કિનારા પરનાં મકાનો પણ દ્રષ્ટિગોચર થવા લાગ્યાં. અભેચંદનું હૈયું આનંદથી નાચી ઉઠયું. ઘણા વર્ષો પછી વતનનાં દર્શન કરીને આંખો આનંદી ઉઠી.

પોરબંદરનો દરિયો ઘણો તોફાની છે અને કિનારા પર છીછરો છે. મોટાં મછવા અને મોટાં વહાણો ભરતી હોય ત્યારે કિનારે આવે છે ખરાં; પણ સ્ટીમરો કાંઠે આવતી નથી. થોડે દૂર દરિયામાં સ્ટીમર લંઘર નાંખે છે અને ઉતારૂઓ તથા સામાન મછવામાં ભરાઇને કિનારે આવે છે.

કિનારે લઇ જવા મછવાઓ આવી પહોંચ્યા. ડેક ઉપરથી અભેચંદે નજર કરી તો કિનારા ઉપર માણસોનાં ટોળાં જામ્યાં હતાં. પોરબંદરના ઉતારૂઓ કંઇ ઝાઝા નહોતા, છતાં કિનારે આટલી બધી ગર્દી શા માટે ? એવો વિચાર અભેચંદને આવ્યો. પણ કિનારે પહોંચતાં જ ખબર પડી કે પોતાને લેવા માટે એ બધા લોકો આવ્યા હતા. એમાં સ્વજનો હતાં, સંબંધીઓ હતાં, મિત્રો હતા અને ઓળખીતાઓ હતા. ઓળખાણ વિનાના પણ ઘણા અભેચંદને જોવા આવ્યા હતા. જે જવાંમર્દે પાંચ પાંચ વર્ષ સુધી લડાઈના કેદી તરીકે યાતનાઓ સહન કરી હતી અને જે જુવાન વર્ષોની એ કાળી વેદનાઓને પાર ઉતારીને હેમખેમ વતન પાછો

આધુનીક રોનક

મેળવતું જતું

સુદામાપુરી

પોરબંદર

પોરબંદરના રાજમાર્ગનું એક મનોહર દ્રષ્ય.



પોરબંદરની બજારનું એક દ્રશ્ય





સુદામાજીના મંદિરનું પ્રવેશદ્વાર

પોરબંદરનો રાજમહેલ : જેની બે પાંખો રાયસાહેબ અભેચંદભાઈએ વધારી આપી.



પોરબંદરના દરિયાકાંઠે રાયસાહેબ હસ્તક બંધાએલો રાણાસાહેબનો એક બંગલો



સાગરતીરે રાણાસાહેબે શ્રી. અભેચંદભાઈ હસ્તક બંધાવેલું એક વિહારસ્થાન



રાયલી બ્રધર્સને ભાડે આપેલું રાયસાહેબની માલીકીનું સમુદ્રકાંઠા પરનું આલીશાન ગોદામ



રાણાસાહેબ તરફથી ભેટ મળેલી જમીનમાં



રાયસાહેબે બંધાવેલા બંગલાઓનાં ભવ્ય દ્રશ્યો.

ફરતો હતો, એને જોવા માટે શા માટે લોકોનાં ટોળાં ના ઉમટે ? લગભગ આખું પોરબંદર ઉલટયું હતું એમ કહીએ તો ચાલે.

મછવામાંથી જમીન ઉપર પગ મૂકીને અલેચંદે સૌથી પ્રથમ પોતાનાં માતાપિતાને પ્રણામ કર્યા. માતાએ દુઃખણાં લીધાં અને પુત્રને કુશળ જોઇને માતાની આંખો હર્ષનાં આંસુથી ઉભરાઈ રહી. પિતાએ પણ સહર્ષ પુત્રને આવકાર આપ્યો. મોટાભાઇ અલેચંદને ભેટી પડયા. અન્ય સ્નેહીઓ અને મિત્રોને અલેચંદે પ્રણામ કર્યાં અને પછી ત્યાંથી માતાપિતા સાથે અલેચંદ પોતાને ઘેર આવ્યા.

બંદર ઉપર આટલું મોટું ટોળું આવ્યું હતું પણ અલેચંદને એ અધુરૂં લાગ્યું હતું. એનની આંખો પોતાની પત્નિને શોધતી હતી. પણ એ જમાનામાં પતિને આવકાર આપવા બંદર પર કે સ્ટેશને જવાનો અધિકાર પત્નિઓને સમાજે આપ્યો નહોતો; અથવા પત્નિઓએ સમાજ પાસેથી તે અધિકાર ઝૂંટવી લીધો નહોતો. એટલે બંદર ઉપર હેમકુંવર હાજર નહોતી. અલેચંદ એ કારણે જ જલ્દીથી ઘેર પહોંચી જવા આતુર હતા.

ઘેર પહોંચીને તુરતજ પત્નિનું મુખ જોવા અલેચંદ ઈંતેજાર હતા. તેમણે જોયું કે બારણામાં જ રાહ જોઇને હેમકુંવર ઉભી હતી. એનું દુબળું ને ફીકુ મોઢું હસું હસું થઇ રહ્યું હતું. પતિનાં ઘણાં વર્ષે દર્શન કરીને હેમકુંવરનો આત્મા જાણે કે આભના હિંડોળે ઝુલવા લાગી ગયો.

પણ પતિની સાથે પોતાનાં સાસુ સસરા પણ હતાં. એટલે, હેમકુંવર ઘરમાં ચાલી ગઈ.

ઘરમાં પગ મૂકયા પછી અભેચંદે જોયું કે હેમકુંવર મેડી પર ચડી ગઇ હતી. અભેચંદે પોતાની માતાની સામે જોયું. લાડકુંવરબાઈ પુત્રનો મનોભાવ સમજી ગયાં.

"જા બેટા ઉપર," એમણે કહ્યું અને કપડાં પણ કાઢયા વિના અભેચંદ મેડી પર ચઢી ગયા.

"આવ્યા !"

બે અક્ષરના આ એક નાનકડા શબ્દમાં કેટકેટલું ગાંભીર્ય ભર્યું હતું અને કેટકેટલો પ્રેમ છલકાતો હતો એનું વર્ણન કાલીદાસ સમો કોઇ મહાકવી જ કરી શકે.

# સ્વતંત્ર ધંધાની સ્થાપના

[ ૨૭ ]

અભેચંદ પોરબંદરમાં આવી ગયા અને કુટું-બાઓને તથા સ્નેહીસંબંધીઓને મળીને ખૂબ આનંદ થયો. હેમકુંવરબાઇના માનસિક દુઃખનો અંત આવી ગયો; પણ તેમની બગડી ચૂકેલી તબિયત સુધરી શકી નહિ. વર્ષો-ના પતિ વિયોગથી જે કાયા ઘસાઇ ગઇ હોય તે એકદમ કેમ સુધરે ?

અભેચંદે પત્નિની તબિયત સુધારવા માટે તનતોડ પ્રયાસો કર્યા. પાણીની જેમ નાણાં વેડફવા માંડયાં. દાકત-રોએ સલાહ આપી કે હવાફેર કરવાથી કદાચ તબિયત સુધરે ખરી; એટલે, અભેચંદે સ્થળાંતર કરવાનો વિચાર કર્યો.

પણ અભેચંદ એક કુશળ વ્યાપારી હતા અને પાઇએ પાઇનો હિસાબ હવે તે ગણતાં શીખ્યા હતા. જમા તથા ઉધાર પાસાં મેળવવાની આવશ્યકતા તેમને સમજાઇ હતી. એટલે પત્નિની માંદગી પાછળ પુષ્કળ પૈસા ખરચવા છતાં કમાણીનું કંઇક સાધન ઉભું કરવાની ચિંતાથી તેઓ મૂકત નહોતા. હવે તો તેમનામાં ખૂબ હિંમત આવી ગઇ હતી. કોઇ પણ જાતનું સાહસ ખેડવામાં હવે તેઓ પાછા પડે તેમ નહોતા.

હોદ્દેદા ખાતે જ્યારે નજરકેદી તરીકે રહેવાનું થયું તે અગાઉ અભેચંદના અમુક સાથીઓ ચાલ્યા ગયા હતા અને

કેટલાક સાથીઓએ ગમે તે સંયોગોમાં અલેચંદની પડખે રહેવાનો નિશ્ચય કર્યો હોવાથી અલેચંદની સાથે તેઓ પણ ગીરફતારી ભોગવી ચૂક્યા હતા.

અલેચંદ જ્યારે દેશમાં આવ્યા ત્યારે પોતાના એ જુના સાથીઓ સાથેની તેમની મહોબ્બત ઘણી ગાડી થઇ ચૂકી હતી. એ લોકો પણ પોતાનાં સ્નેહી સંબંધીઓને મળવાને દેશમાં આવ્યા હતા. અલેચંદ પાસે એ બધાનાં ઠેકાણાં હતાં.

અલેચંદે એમાંના કેટલાક સાથીઓને તેડાવ્યા અને ભવિષ્ય માટે વાટાઘાટ ચલાવી. એ બધા અલેચંદ કહે તેમ કરવા ખુશી હતા. એટલે એમાંથી સૌથી વધુ વિશ્વાસપાત્ર લાગ્યા તેવા સાથીદારોની અલેચંદે પોતાના ભાગીદાર તરીકે પસંદગી કરી નવો ધંધો શરૂ કરવાનો વિચાર કર્યો.

પત્નિની માંદગીમાં તેઓ પોતે પાછા ધંધાર્થે જઇ શકે તેમ નહોતું; એટલે ભાગીદારો મારફતે ધંધો શરૂ કરવાનો તેમણે વિચાર કર્યો અને એડન ખાતે શુભ મુહુર્ત કરવાનું નક્કી કર્યું.

મોનસ્યોર બીસે પાસેથી જે રકમ મળી હતી તે મોટો ધંધો કરવા માટે પૂરતી નહોતી; પણ અલેચંદના નામની આબરૂ ઘણી સારી જામી હતી અને થોડી મુડીમાં કેમ મોટો ધંધો કરવો તેની આવડત અલેચંદમાં હતી.

એટલે, અલેચંદે પોતાના એક વખતના વિશ્વાસુ સાથીદારો સાથે ભાગીદારીના કરારો કર્યા અને પોતાની મુડી તેમને સોંપી એડન ખાતે એક પેઢી ખોલાવરાવી. સંવત ૧૯૭૬ માં આ ભાગીદારોએ કાપડ કરિયાણું વિગેરે ચીજોનો વ્યાપાર શરૂ કર્યો અને અલેચંદ ગીરધર એન્ડ કંપનીના નામથી વહીવટ શરૂ કર્યો.

આમ અલેચંદે મહાયુધ્ધની આંધીમાંધી છૂટયા પછી પોતાનું નસીબ અજમાવવા માટે સ્વતંત્ર ધંધાની સ્થાપના કરાવી. પણ આ કંઇ નાનું સૂનું સાહસ નહોતું. સામાન્ય રીતે ઓછી મુડીમાં નવો ધંધો શરૂ કરવાનું તે વખતે સલાહભર્યું નહોતું; કેમકે મહાયુધ્ધમાં દુનિયાની લગભગ મોટા ભાગની દોલત હોમાઈ ગયા પછી મોટે ભાગે લોકોની સ્થિતિ ખરાબ થઇ ગઇ હતી. અને જેમણે લાભ ઉઠાવ્યો હતો તે તો ગણ્યા ગાંઠયા માણસો હતા. એટલે, ધંધાની શરૂઆત કરવી તે મૂળમાંથી સાહસ તો હતું જ, તેમાં વળી અલેચંદે તો મોટું સાહસ કર્યું હતું. નવેસરથી ધંધાની શરૂઆત કરવી હોય ત્યારે માણસે જાતે શરૂઆત કરવી જોઇએ. બીજાઓ ઉપર આધાર રાખીને, બીજાઓને પોતાની મુડી સોંપીને, પરદેશમાં ધંધો શરૂ કરાવવો તે ઘણું મોટું અને જોખમભર્યું સાહસ ગણાય. વિશ્વાસે તો વહાણ ચાલે છે એ વાત સાચી છે; પણ નવો નવો ધંધો ખોલવો અને તેમાં પણ ભાગીદારોને મુડી સોંપીને હજારો માઇલ દૂર મોકલવા તે કંઇ નાની સૂની વાત નહોતી. એને માટે ભારે વિશ્વાસુપણાની, દિલની મોટાઇની અને ઇશ્વર ઉપર અજબ આસ્થા-

ની જરૂર છે. આપણા ચરિત્રનાયક શ્રી. અલેચદભાઈમાં એ બધા ગુણો વિદ્યમાન હતા. જેમ જેમ એમને તક મળતી ગઈ તેમ તેમ એ બધા ગુણો વિકાસ પામ્યા હતા.

ભાગીદારોને એડન મોકલતાં પહેલાં અને ધંધાની શરૂવાત કરતાં અગાઉ અલેચંદે જરૂરી બધી સૂચનાઓ આપી હતી. બારીકમાં બારીક વિગતો વિષે પણ તેમણે ચોકકસ સૂચનાઓ આપી હતી અને એમના સદ્‌ભાગ્યે એમને એવા વિશ્વાસુ અને પ્રમાણીક ભાગીદારો મળી ગયા કે એમનો ધંધો સારી રીતે ખીલી શકયો.

આ બનાવમાં એક બીજી મહત્વની બાબતનો સમાવેશ થાય છે; અને તે માણુસની પરીક્ષા કરવાનો. સામાન્ય રીતે માણુસની પરીક્ષા કરવી તે ઘણું કઠણુ કામ છે. સો ટકા સજ્જન ધારતા હોઈએ તેવા માણુસો સો ટકા લબાડ નીકળે છે અને જેમને વિષે આપણા મન પર પ્રથમથી જ ખરાબ છાપ પડી હોય તેવા માણુસો ઘણા સજ્જન પુરવાર થાય છે.

અલેચંદે પોતાના ભાગીદારોની જે પસંદગી કરી તે લાયક અને યોગ્ય પસંદગી પૂરવાર થઈ. એ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે માણુસની પરીક્ષા કરવાની શકિત અલેચંદમાં ઘણા ઉંચા પ્રકારની હતી.

એ વિષે અલેચંદભાઈ કયારેક કહે છે કે સુખમાં અને સામાન્ય સંયોગોમાં હરતા ફરતા માણુસોની પરીક્ષા કરવાનું કામ મુશ્કેલ છે. પણ મુશીબતોમાં અને દુઃખમાં માણુસ

જ્યારે મૂકાય છે ત્યારે એનું સાચું સ્વરૂપ પ્રકાશી નાકળે છે. સારી આવકવાળો માણસ પ્રમાણીકપણે ધંધો કરે તે કંઇ નવી વાત નથી. પણ એજ માણસ જ્યારે ખરાબ સંજોગોમાં મૂકાઇ જાય ત્યારે તે પોતાના પ્રમાણીકપણાને વળગી રહે તો તે સાચું પ્રમાણીકપણું ગણાય; અને ત્યારેજ તેની સાચી પરીક્ષા થઇ શકે.

અભેચંદે જેમની પોતાના ભાગીદારો તરીકે પસંદગી કરી હતી તેઓ મહાયુધ્ધની નજરકેદ દરમિયાન અભેચંદની સાથે હતા. લાંબાં અને કંટાળાભર્યાં એ દુઃખનાં વર્ષોમાં અભે-ચંદે એ માણુસોને સેવ્યા હતા અને એમની સાચી કસોટી કરી હતી. જે માણુસો દુઃખમાં વફાદાર રહે અને સારા માણુસો તરીકે પુરવાર થાય એમની ઉપર આંખો મૂકીને વિશ્વાસ મૂકવામાં વાંધો નથી એમ અભેચંદભાઈનું માનવું છે. એમણે સ્વતંત્ર ધંધાની સ્થાપના જે વિશ્વાસથી કરી એ વિશ્વાસ તેમનો ફળ્યો એ ઉપરથી એમના કથનની સત્યતા પુરવાર થાય છે.

# તીર્થપર્યટણ.

[ ૨૮ ]

એડન ખાતે સ્વતંત્ર ધંધાની સ્થાપના અંગેની સર્વ તૈયારીઓ અને ગોઠવણોમાંથી નચિંત થયા પછી હવાફેર માટે સ્થળાંતર કરવાની બાબતમાં અભેચંદે ચિત્ત પરોવ્યું. કોઈ પણ ભોગે પત્નિની તબિયત સુધારી લેવા તરફ હવે તેમણે લક્ષ્ય આપવા માંડ્યું.

પોરબંદર નજીક રાણાવાવ તરફ એમનું ધ્યાન ગયું. પણ તેમનાં પત્નિએ જુદી જ ઈચ્છા પ્રદર્શિત કરી. તેમણે કહ્યું:-

"તમે મારે માટે ગમે તેટલી મહેનત કરો, પણ મારા મનમાં ઉગી ગયું છે કે હું હવે ઝાઝું જીવવાની નથી. એટલે હવાફેર માટે જવાની વાત રહેવા દો. પણ મને જાત્રા કરવા જવાનું મન થયું છે. એમ થાય છે કે મરતાં પહેલાં તીર્થ-ક્ષેત્રોમાં ફરીને જીંદગી પાવન કરી લઉં."

પ્રથમ તો અભેચંદે ના પાડી. તેમણે કહ્યું:- "આવી તબિયતમાં પ્રવાસનો શ્રમ વેઠી શકાશે નહિ. અને ઉલટાનું હેરાન થવાશે."

અભેચંદની ના છતાં હેમકુંવરે યાત્રા કરવા નીકળવાનો આગ્રહ ચાલુ રાખ્યો. ના પાડવાની પાછળ કારણ એટલું જ હતું કે તબિયત તેથી વધુ બગડે. પણ વૈદ્યની સલાહ એવી

જ્યાંની યાત્રા શયસાહેબે]કુટુંબ સાથે કરી તે મથુરાનો 'વિશ્રામઘાટ'



મગી કે યાત્રાના પ્રવાસે નીકળવાથી જો હેમકુંવરના ચિત્તને આનંદ થતો હોય તો તેની તબિયત ઉપર તેથી માઠી અસર નહિ થાય. અને જો તેનો આત્મા પ્રસન્ન થશે તો તબિયત પણ સુધરશે."

અભેચંદે આથી યાત્રાર્થે નીકળવાનું નક્કી કર્યું. પોતાનાં વૃદ્ધ માતાપિતાને પણ યાત્રામાં સાથે રાખવાનો નિશ્ચય તેમણે કર્યો. બધાં સાથે નીકળવાથી ખર્ચ ઘણું થઇ જશે એનું અભેચંદને ધ્યાન હતું; પણ માતાપિતા પ્રત્યેની પોતાની ફરજ અભેચંદ બરાબર સમજતા હતા. એમના મનમાં એમ થતું હતું કે પરદેશમાં ધંધાર્થે નીકળ્યા પછી માતાપિતાની કંઇ સેવા થઇ શકવાની નથી. એટલે જ્યારે યાત્રા કરવા નીકળવાનુંજ છે તો પછી માતાપિતાને પણ શા માટે સાથે લેવાં નહિ. ?

યાત્રાર્થે નીકળવાની સર્વ તૈયારીઓ કરી લીધી અને પોરબંદરથી અભેચંદ કુટુંબ સાથે ઉપડયા. તે વખતે આજના જેટલી પ્રવાસની સગવડો નહોતી. રેલગાડીઓમાં પણ આજના જેટલી સગવડો નહોતી. એટલે યાત્રાના મોટા પ્રવાસે નીકળવામાં ઘણી તકલીફ નડતી.

પણ અભેચંદે ઉત્સાહપૂર્વક યાત્રાનો પ્રવાસ શરૂ કર્યો. પત્નિની તબિયતની પણ પાછી બરાબર સંભાળ રાખવાની હતી; કેમકે નબળી તબિયત વધારે બગડવાનો સંભવ હતો.

હિંદુસ્તાનનાં લગભગ તમામ મુખ્ય મુખ્ય યાત્રાનાં સ્થળોની મુલાકાત અભેચંદે લીધી. જગન્નાથપુરી, શ્રીરંગમ,

મથુરા, વૃંદાવન, રામેશ્વર વિગેરે ઉત્તર દક્ષિણનાં બધાં મુખ્ય મુખ્ય તીર્થોમાં યાત્રા કરી. દરમિયાન ગજા પ્રમાણે ખર્ચ પણ કર્યું.

પ્રવાસ દરમિયાન હેમકુંવરનો આત્મા સદા પ્રફુલ્લ રહેતો. યાત્રા કરવાનો મોકો પોતાને આ જીંદગીમાં મળ્યો તેથી તેમને ઘણો આનંદ થયો હતો. પ્રવાસનો શ્રમ તો લાગતો હતો; પણ પ્રભુદર્શનના આનંદમાં એ શ્રમ વીસરાઇ જતો હતો.

ગીરધરભાઇને તથા લાડકુંવરબાઇને પણ આખા હિંદુસ્થાનનાં તીર્થધામોની યાત્રા કરવાનો ઘરડે ઘડપણે મળેલો આ મોકો મીઠો મધ જેવો લાગ્યો હતો. આવો ભાગ્યશાળી તથા પૂન્યશાળી પુત્ર પોતાને આપવા બદલ તેઓ ઇશ્વરનો આભાર માનતાં હતાં.

આ મુસાફરી દરમિયાન યાત્રા કરવા ઉપરાંત બીજો પણ ઘણો અનુભવ અબ્દેચંદે મેળવ્યો. પોતાના દેશ વિષેની જે માહિતિ હજુ સુધી તેમને મળી નહોતી તે તેમણે મેળવી. ધર્મગુરૂઓના પરિચયમાં આવવાનું મળ્યું અને ભિન્ન ભિન્ન તીર્થસ્થળોને લગતો ઇતિહાસ પણ જાણવાનો મળ્યો. ભારતવર્ષની પ્રાચીન સંસ્કૃતિ જ્યાં સોળે કળાએ પોતાનું સ્થાન જાળવી રહી હોય એવાં સ્થળો જોવાનાં ને જાણવાનાં મળ્યાં.

અન્ય પ્રાંતોના લોકો સાથે પરિચયમાં આવવાનું થયું અને નવી નવી ઓળખાણો તથા મૈત્રી મળવાનું પણ બન્યું.

સ્થળ સ્થળના રિતરિવાજો જાણવાના મળ્યા અને બીજો ઘણો લાભ અભેચંદે આ પ્રવાસમાંથી મેળવ્યો.

વળી માતાપિતાના ઉપકારનો યત્કિંચિત્ બદલો વાળવાનો મામુલી સંતોષ પણ થયો. પત્નિની ઈચ્છા પૂરી કરવાનો સંતોષ પણ મળ્યો.

પ્રવાસ દરમિયાન અભેચંદે એક વસ્તુ જોઈ લીધી હતી કે પત્નિનું શરીર સુધારા ઉપર આવતું નહોતું. યાત્રા કરવાની મળવાથી તેનું મન પ્રફુલ્લિત રહેતું હતું ખરૂં; પણ તેનું શરીર તો ઉલટું વધારે ઘસાતું હતું. એની સેવા ચાકરી કરવામાં અને એની પાછળ ખર્ચ કરવામાં અભેચંદે કંઈ મણા રાખી નહોતી. પણ, હેમકુંવરનું શરીર તો ઘસાતું જ જતું હતું.

કેમ જાણે યાત્રા કરવા માટે જ શરીર શક્તિ ટકાવી રહ્યું હોય તેમ તીર્થપર્યટણ દરમિયાન હેમકુંવરના શરીરે કંઈ ખાસ તકલીફ આપી નહોતી. પણ યાત્રા પૂરી કરીને જ્યારે પોરબંદર ખાતે પાછાં ફર્યાં ત્યારે એ શરીરે એકાએક ઉથલો ખાધો. પ્રવાસનો એકઠો થએલો સઘળો શ્રમ એક સાથે બદલો માગે તેમ પોરબંદર આવ્યા પછી હેમકુંવરની તબિયતમાં એકાએક બગાડો થયો. અને પ્રવાસ દરમિયાન હાલતી ચાલતી હેમકુંવર પથારી વશ થઈ. તબિયત સારી નહોતી છતાં હેમકુંવરના ચહેરા ઉપર વિશાદની છાયા નહોતી. " મેં મનમાનતી જાત્રા કરી લીધી છે એટલે હવે મરીશ તોયે હું સુખેથી મરીશ, " એમ તે અભેચંદને કહેતી.

——:*:——

# પત્નિનો સ્વર્ગવાસ

( ૨૯ )

તીર્થધામોના પ્રવાસનો જે શ્રમ લાગ્યો તે હેમકુવર માટે કારી ઘા સમો થઇ પડયો. પોરબંદર પાછા આવ્યા પછી શરીર પર તે સ્વાર થઇ બેઠો અને માંદગી વધતી ચાલી.

અલ્લેચંદે કોઇ ઉપાય બાકી રાખ્યો નહિ. પોતાની સ્થિતિનો વિચાર કરવાનું બાજૂએ મૂકીને ખર્ચ કરવામાં પણ પાછું વાળીને જોયું નહિ. પણ દિવસે દિવસે શરીર તો ક્ષીણ બનતું ચાલ્યું.

આખરે એ દિવસ આવી પહોંચ્યો જેનું વિધિએ નિર્માણ કરી રાખ્યું હતું. ઇ. સ. ૧૯૨૦ ની અધવચમાં હેમકુંવરનો આત્મા જીર્ણ થઇ ગએલા દેહને ત્યજીને આ ફાની જગતમાં પોતાનું બીજું સ્થાન શોધવા ચાલી નીકળ્યો.

અલ્લેચંદ ઉપર આ નાનો સૂનો આઘાત નહોતો. પરિણીત જીવનનાં દસ વર્ષ દરમિયાન પતિપત્નિ વચ્ચે મહાયુદ્ધની નજરકેદે વિયોગની લાંબી અને કરપીણ દિવાલ ઉભી કરી દીધી હતી. દસ વર્ષના ગાળામાં સાથે રહેવાનું ઘણું ઓછું બન્યું હતું. પણ જેટલો સમય આ પતિપત્નિ સાથે રહ્યાં હતાં તે સમયની યાદ અલ્લેચંદથી વીસરી શકાતી નહોતી. પત્નિનો પ્રેમાળ સ્વભાવ અને ઘરરખુ ગુણો સહેજે વીસરી શકાય તેવા નહોતા.

નજરકેદી તરીકેનાં લાંબાં અને કંટાળાભરેલાં વર્ષો દરમિયાન વેઠવી પડેલી અનેક આફતોથી જે માણસનું રૂંવાડું પણ રજમાત્ર ફરક્યું નહોતું તે માણસને પત્નિના અવસાને રડાવી મૂક્યો.

પણ આખરે તો વ્યવહારિક જગતના અલેચંદભાઈ લોમીયા હતા. તેઓ સમજતા હતા કે કોઈ અમરપટો લઈને આવ્યું નથી. જન્મ્યાં છે તે બધાં એક દિવસ, જ્યારે તેમનો વારો આવશે ત્યારે, ચોક્કસ અવસાન પામવાનાં છે. એમાં કોઈની ઇચ્છા કંઈ કામ આવે તેમ નથી.

એટલે હૃદય ઉપરના આ ઘાને તેમણે અજબ ધૈર્ય અને સમતાપૂર્વક પચાવ્યો. એ દિવસોમાં ધાર્મિક પુસ્તકો વાંચવા તરફ અને એમ કરીને માનસિક શાંતિ મેળવવા તરફ તેમણે ધ્યાન આપવું શરૂ કર્યું.

જ્યારે મનુષ્ય ઉપર કંઈક આફત આવી પડે છે, હૃદય કંઈક આઘાત સહન કરે છે અને દિલને કંઈક ચોટ લાગે છે ત્યારે ધાર્મિક પુસ્તકોનું વાંચન અને ધર્મશીલ પુરૂષોનો સત્સંગ માણસને શાંતિ આપે છે. દુઃખને ભૂલવાનું એ એક ઓસડ છે. બીજું ઓસડ 'વખત' તો છે જ. દિવસો વીતે છે અને ઘાને રૂઝાવે છે. આસ્તે આસ્તે, કહેવતમાં કહ્યું છે કે "દુઃખનું ઓસડ દહાડા" તેમ માણસ પાછું સમતોલપણું અને પૂર્વવત સ્થીર મગજ પ્રાપ્ત કરી લે છે.

ઇ. સ. ૧૯૨૦ માં પત્નિનું અવસાન થયા પછી અલેચંદે એ રીતે શાંતિ મેળવી અને વખતના વીતવા સાથે દુઃખની માત્રા પણ કંઈક ઓછી થઈ.

આપણા હિંદુ સમાજમાં, જેને વ્યવહાર કહેવામાં આવે છે તેવું એક મોટું વિવાદાસ્પદ અનિષ્ટ હજુ પણ જડ ઘાલીને બેઠું છે. કોઇ પતિના અવસાનથી પત્નિ વિધવા બને છે અને તેનું ચુડીકર્મ કરવાની જેટલી ઉતાવળ દાખવવામાં આવે છે તેના કરતાંયે વધારે ઉતાવળ, જ્યારે કોઇ પત્નિ ગુજરી જાય છે ત્યારે વિધુર બનેલા તે પુરૂષનું સગપણ કરવામાં દાખવવામાં આવે છે. પત્નિની રાખ હજુ ટાઢી પણ ના પડી હોય ત્યાં નવું સગપણ થઇ જાય છે. અરે, ચિતા પર શબ હજુ ખડકાયું પણ ના હોય ત્યાં વિધુરનાં સગાંવહાલાં બીજું સગપણ નકકી કરી નાંખે છે. અને, એથીયે ભયંકર, સ્ત્રી જ્યારે માંદી હોય, મરશે કે જીવતી રહી જશે એની જ્યારે કાગનેયે ખાત્રી ન હોય ત્યારે, અન્ય કન્યાનાં સંબંધીઓ એ ઠેકાણે વાટાઘાટો ચલાવી રહ્યાં હોય છે.

"આ બાઈ ગુજરી જાય, તો જો જો હોં! અમારી દિકરી સિવાય બીજા કોઇનો રૂપીઓ લેવાનો નથી!" એમ કહેનારાંઓ પણ પડયાં છે. અને "આ ગુજરી જશે તો તમારા સિવાય બીજા કોઇનો રૂપીઓ નહિ લઇએ" એમ કહેનારાં પણ હોય છે. અરે, ભયંકરતાની પરિસીમા સમા એવા બનાવો પણ આ લેખકની જાણમાં છે કે દિકરાની વહુ ગંભીર બીમારી ભોગવતી હોય ત્યારે દિકરાનું બીજું સગપણ ખાનગીમાં કરી નાંખવામાં આવે છે. જો મરશે તો સગપણ કાયમ અને જીવશે તો સગપણ ફોક એવી શરત સાથે ખાનગીમાં સંબંધ બાંધી લેવામાં આવે છે. છોકરાનાં માબાપને કદાચ એમ હોય કે બીજી નહિ મળે તો રહી જશે;

અને છોકરીનાં માબાપને કદાચ એમ હોય કે બીજા કોકનું નાળિયેર લઇ લેશે તો આપણી દિકરીને આવું સારૂં ઠેકાણું નહિ મળે. એ ગમે તેમ હોય, પણ એ એક શરમજનક પ્રથા છે અને મનુષ્યહૃદયના કુમળામાં કુમળા ભાગ ઉપર એ ઘા કરનારી છે.

અમીચંદ પોતે સમાજમાંની આ સ્થિતિ જાણતા હતા અને પોતે એડનના સભ્ય અને સંસ્કૃત સમાજો વચ્ચે રહેલા હોઈ એ રિવાજને જંગલી ગણતા હતા.

હેમકુંવરના અવસાન પછી તુરતજ અમીચંદના સગપણ વિષે વાતચીત ચાલવા લાગી. અમીચંદે તે તરફ પોતાની સખ્ત નાપસંદગી છડેચોક જાહેર કરી. ચિતાના અંગારા પણ ઠર્યા ના હોય તે પહેલાં નવું સગપણ કરવાની વાતો કરનારાઓને અમીચંદે સખ્ત શબ્દોમાં ઠપકાવી નાંખ્યા. તેમનામ રહેલી સુધારક વૃત્તિ આગળ આવી અને પોતાનાં માતાપિતાને પણ જરાક સખ્ત અને કઠોર શબ્દોમાં અમીચંદે કહી દીધું, "અત્યારે મારા નવા સગપણની વાતો કરશો તો મારા હૈયામાં સળગતા અંગારા મૂકયા જેટલી વેદના મને થશે."

ગીરધરભાઇ અને લાડકુંવરબાઇ પોતે સમજુ હતાં અને અમીચંદના કથનની વાસ્તવિકતા તેઓ સમજી શકતાં હતાં. તેમણે આથી અમીચંદની ઇચ્છાને માન આપ્યું અને હેમકુંવરબાઇના અવસાન પછી તુરતજ સગપણની વાતો કરવા આવનારાઓને નમ્રતાપુર્વક ના કહી દીધી.

---:*:---

# મનોમંથન

[ ૩૦ ]

પત્નિના અવસાન પછી થોડાક મહિનાઓ અલોચંદે પોરબંદરમાં જ ગાળ્યા. મન નિરસ બની ગયું હતું અને હૈયામાં અશાંતિ ભરેલી હતી. એટલે, પોરબંદરમાં અલોચંદને કંઇ ગમતું નહોતું. એ સ્થિતિમાં એડન જઈ પોતાની પેઢીનું કામકાજ સંભાળી લેવાની તેમને ઇચ્છા થતી, પણ માનસિક અસ્થીરતા જ્યાં સુધી શમે નહિ ત્યાં સુધી એડન જવાથી પણ કંઇ લાભ થાય તેમ નહોતું. અશાંત હૃદયે વ્યાપારમાં કંઇ મજા પડે નહિ અને એવી સ્થિતિમાં ધંધામાં ચિત્ત પણ જોડી શકાય નહિ.

એટલે સંવત ૧૯૭૭નું વર્ષ પુરું થયું ત્યાં સુધી અલોચંદભાઇ પોરબંદરમાં રોકાયા. ધીમે ધીમે લાગેલો ઘા રૂઝાતો જતો હતો અને માનસિક શાંતિ પ્રાપ્ત થતી જતી હતી.

આ બધો વખત દરમિયાન, અલોચંદના સખ્ત અણગમા છતાં તેમના સગપણની વાતો છૂપી છૂપી તો થયા જ કરતી હતી. અલોચંદના પિતાને લાગતું હતું કે અલોચંદ હમણાં લગ્ન ભલે ના કરે, પણ સગપણ કરીને જાય તો સારૂં. જો કે લાડકુંવરબાઇની તો એવી ઇચ્છા હતી કે હવે ભેગાભેગું લગ્ન પણ કરીને પછી જ અલોચંદ પરદેશ જાય. પણ ગોરધરભાઇ જાણતા હતા કે કોઇ વાતે હમણાં લગ્ન કરવાનું અલોચંદ

કબુલ કરશે નહિ. સગપણ માટે જો તે હા પાડે તો તેટલું પણ તેમને મન બસ હતું. તેઓ જાણતા હતા કે અભેચંદ પાસે સગપણ માટેની હા પડાવતાં પણ ઘણી તકલીફ પડશે.

આખરે, અભેચંદે જ્યારે એડન જવાની તૈયારીઓ કરવા માંડી ત્યારે ગીરધરભાઇએ વાત કાઢી.

"સગપણ કરીને પછી જાય તો શું વાંધો છે?"

"વળી પાછી સગપણની વાત?" અભેચંદે દુઃખપૂર્ણ સ્વરે જવાબ આપ્યો.

"પણ તેમાં ખોટું શું છે? આખી જીંદગી કંઇ કુંવારી કોઇથી કઢાય છે? રાંડે તે ફરી પરણે એ આ દુનિયાનો ધારો છે. એમાં ખોટું કશું નથી." પિતાએ વ્યવહારની વાતો કરવા માંડી.

"રાંડે તે ફરી માંડે" એ વાત પુરૂષો માટે સાચી છે. સ્ત્રીઓને શા માટે એની છૂટ નથી? "અભેચંદે પૂછ્યું." ઘણીયે બાળવિધવાઓ બિચારી પરણવા માટે લાયક બને તે પહેલાં રાંડે છે. તેમને માંડવાની છૂટ નહિ ને અમને પુરૂષોને તે છૂટ શા માટે? અને વિધવા સ્ત્રી ફરી પરણે એને જો પાપ માનવામાં આવે તો વિધુર પુરૂષ ફરી પરણે એને શા માટે પાપ નથી માનતા?"

પણ અભેચંદની વાત ત્યાં કોઇ સમજે એવું નહોતું. સમજવાની કોઇને દરકાર પણ નહોતી. સુધારક ફિલસુફી સાથે

ગીરધરભાઇને કે લાડકુંવરબાઇને કશી નિસ્બત નહોતી. એમને તો એકજ કામ હતું કે દિકરાની એક વહુ મરી ગઇ છે તો બીજી આવવી જોઇએ. બીજી વહુ લાવવા માટે તેઓ ઘણાં આતુર હતાં. દિકરાનો વંશવેલો પોતાની હયાતિમાંજ વિસ્તાર પામે એ જોવા માટે તેઓ ઘણાં ઇંતેજાર હતાં.

જ્યાં દલીલો ખૂટે છે ત્યાં બળવાન માણસો ડરાવવાનું શરૂ કરે છે; અને નિર્બળ માનવીઓ રડવાનું શરૂ કરે છે. કોઈ ડર બતાવીને જીત મેળવે છે ને કોઈ રોઇ રોઈને ધાર્યું કરાવે છે.

માતાપિતાની કોઇ દલીલ જ્યારે અભેચંદને પીગળાવી શકી નહિ ત્યારે પિતાએ કંટાળાભરી રીતે કહ્યું:–"એ કોઇ દિ' હા પાડવાનો જ નથી. આપણે સગપણ કરી નાંખીશું ને આફુડો લગન કરશે; નહિ પરણે તો કયાં જશે ? આખો જનમારો વાંઢા રહ્યા કોઇને સાંભળ્યા છે ?"

પિતાની આ ધમકીની અભેચંદ ઉપર કશી અસર થઈ નહિ. પણ માતાનાં આંસુ આ માતૃભકત પુત્રથી બરદાસ્ત થઈ શકયાં નહિ. પોતાની માતાને રડતી જોઈને એનું હૈયું ભરાઈ આવ્યું.

"અમારે શો સવારથ છે ? આ તો અમને પેટમાં બળે છે એટલે આગ્રહ કરીએ છીએ." એમ બોલતાં બોલતાં લાડકુંવરબાઇએ રડવા માંડયું.

ઘડીક અભેચંદભાઇ વિચારમાં પડયા. એમને થયું કે બીજું લગન કર્યા વિના આખી જીંદગી પસાર કરવાની વાત કરવી એ નર્યો દંભ હતો. ગમે ત્યારે પણ લગ્ન તો કરવુંજ

પડશે. અને જો ગમે ત્યારે લગ્ન કરવાનું જ હોય તો પછી અત્યારે જ સગપણ માટે હા પાડીને માતાનાં આંસુ શા માટે ખાળવાં નહિ?

પછી તુરતજ બીજો વિચાર એ આવ્યો કે શા માટે કોઇ વિધવા સાથે પુનર્લગ્ન ના કરવું? પોતે વિધુર હોઇ કોઇ કુમારી કન્યા સાથે લગ્ન કરવાનો પોતાને હક શો છે?

આ પ્રસંગે અભેચંદના મનમાં ભારે મંથન ચાલી રહ્યું હતું. સુધારક મન કહેતું હતું કે લગ્ન જો કરવાં જ હોય તો કોઇ વિધવા સાથે કરવાં જોઇએ.

પણ એ જમાનામાં વિધવા વિવાહની વાત કરનારાઓ સમાજના દુશ્મનો લેખાતા. સમાજ તેમની તરફ ઘૃણાની નજરથી જોતો. તેમને નીતિભ્રષ્ટ માનવામાં આવતા. કોઇ કદાચ એવી હિંમત કરે તો, કાં તો સમાજ તેમને તોડીને ખાઈ જતો અથવા, જો તેમનામાં સમાજની સામે થવાની હિંમત હોય તો, સમાજ તેમનો ભયંકર બહિષ્કાર કરી તેમને પજવતો, રિબાવતો.

પોતાનો આ મનોભાવ માતા પિતા આગળ રજુ કરતાં તેમને મોટો આઘાત થશે એ વાત અભેચંદ જાણતા હતા. એવો આઘાત સહન કરાવવા માટે, સિદ્ધાંતને ખાતર, તેઓ તૈયાર હતા. પણ બીજી એક મોટી મુશ્કેલી હતી.

પોતે કોઇ વિધવા સાથે લગ્ન કરવાનું નક્કી કરે તો પછી એવી વિધવા પણ જોઇએ કે જે લગ્ન કરવા તૈયાર થાય.

અભેચંદે આ બાબતમાં ચારે દિશામાં મનને દોડાવી જોયું; બુદ્ધિને કસી જોઇ. પણ પુનર્લગ્ન કરવાની હા પાડે તેવી કોઇ વિધવા એમની નજરમાં ચડી નહિ. એ જમાનામાં કોઇ સંસ્થાઓ નહોતી જે વિધવાઓનાં લગ્નો માટે જ કામ કરતી હોય. એવા કોઈ સુધારકો પણ નહોતા જેઓ વિધવા વિવાહના પ્રચાર માટે જીવન ખરચી નાંખવા તૈયાર બેઠા હોય.

અભેચંદ જેને પુનિત પ્રકાશ સમાજતા હતા તે, પુનર્લગ્નના વિચારની શક્યતા પાછળ ઘોર નિરાશાનાં ઘેરાં અંધારાં અભેચંદે જોયાં. એમને લાગ્યું કે પુનર્લગ્ન આવશ્યક છે, પણ એને માટેનો વખત હજુ આવ્યો નથી. કોઇ વિધવા મળી આવે તો સમાજ સામે બળવો પોકારવા તેઓ તૈયાર હતા; પણ એવી કોઈ વિધવા મળવી તે તદ્દન અસંભવિત વાત હતી.

એટલે, અભેચંદે ખૂબ વિચારને અંતે સગપણ કરવા માટે હા પાડી. પણ સાથે સાથે શરત કરી કે હાલ તુરત લગ્ન કરવાની વાત બનશે નહિ. લગ્ન તો પોતે થોડાંક વર્ષો પછી જ કરશે.

અભેચંદનાં માતાપિતાને આથી ઘણો આનંદ થયો અને તુરત જ ઘણે ઠેકાણેથી આવતાં કહેણોમાંથી એક ઠેકાણું પસંદ કર્યું.

સંવત ૧૯૭૭ માં પોરબંદર ખાતેના પોતાના પાડોશી કપુરચંદ જેઠાભાઇની દિકરી કુ. સંતોકબાઇ સાથે તેમનું સગપણ નક્કી થયું.

જે દિવસે સગપણ થયું તે આખી રાત અભેચંદને ઉંઘ આવી નહિ. તેમના વિચારો સુધારક હતા. પોતે એક વિધુર હોઇ કુમારી કન્યા સાથે લગ્ન કરવાનો પોતાને કશો હક નહોતો. પણ લાચારી આડે આવતી હતી. કોઈ વિધવા જ લભ્ય નહોતી ત્યાં બીજું શું થઇ શકે? આમ છતાં જે થયું તે વ્યાજબી નહોતું તેમ અભેચંદને લાગતું હતું. પોતાના વિચારો મુજબ તથા પોતાના સિદ્ધાંતો મુજબ પોતાથી વર્તન થઇ શકતું નહોતું એ વાતનું અભેચંદને ભારે દુઃખ હતું.

એ વખતે જે દારૂણ મંથન તેમના હૃદયમાં ચાલ્યું હતું તેનું યોગ્ય વર્ણન કરવા માટે લેખક પાસે શબ્દો નથી. પણ એ જમાનામાં, તદ્દન રૂઢિચુસ્ત વાતાવરણમાં જન્મેલો અને ઉછરેલો એક યુવક પુનર્લગ્નના વિચારો કરતો હતો એ એક વાત આ યુગની યુવાન જનતાની છાતીને ગજ ગજ ઉછાળવા માટે શું પૂરતી નથી?

# પુન: પરદેશમાં

(૩૧)

સગપણ થઈ ગયા પછી તુરત જ અલેચંદે પરદેશ જવા માટે પોરબંદર છોડયું. એડનથી એમના ભાગીદારો ધંધાના વિકાસને લગતો રિપોર્ટ નિયમિત મોકલાવ્યા કરતા હતા. તેમણે ધંધાને સારી રીતે ખીલવવા માંડયો હતો; પણ કેટલીક એવી બાબતો હતી જેને માટે અલેચંદભાઇની હાજરીની જરૂર હતી. કેટલીક એવી મુંઝવણો એમને નડતી હતી જેનો ઉકેલ અલેચંદની બુદ્ધિ વગર તેમનાથી થઇ શકે એવો નહોતો. એટલે તેઓ પણ બનતી ત્વરાએ એડન આવવાનું અલેચંદને લખતા હતા.

પત્નિના અવસાનનો ઘા અલેચંદ તદ્દન વિસરી શકયા નહોતા; પણ હવે માનસિક સ્થીરતા અને શાંતિ મેળવી શકાયાં હતાં. હવે તેમને પણ એમ લાગ્યું હતું કે વ્યાપારમાં ચિત્ત રોકાઇ જશે એટલે દુ:ખ એની મેળે વિસારે પડશે.

આથી સંવત ૧૯૭૭ માં અલેચંદભાઇ લગભગ દોઢ વર્ષના વતનના વસવાટ પછી એડન જવા ઉપડયા. સુખરૂપ દરિયો વીંધી તેઓ નિર્વિઘ્ને એડન પહોંચ્યા.

બંદર ઉપર તેમના ભાગીદારો અને અન્ય સ્નેહીઓ સામે લેવા આવ્યા હતા. અલેચંદનું તેમણે અત્યંત પ્રેમપૂર્વક સ્વાગત કર્યું.

આ વખતનું અલેચંદનું એડન ખાતેનું આગમન અગાઉના જેવું નહોતું. આ વખતે એક વાણોતર તરીકે નહિ પણ એક સ્વતંત્ર ધંધાદારી તરીકે અલેચંદે એડનમાં પગ મૂક્યો હતો. અને વાણોતરમાંથી—અરે પચીસ રૂપરડીના મામુલી પગારમાંથી—આપ બળે આગળ વધતાં વધતાં એક યુવાન માણસ પોતાના સ્વતંત્ર ધંધાની સ્થાપના કરે એને માટે કોને માન ન થાય! એવા પરમ્ પુરૂષાર્થી માનવી તરફ સૌાને સહેજે આદર ઉપજે.

અલેચંદના જુના શેઠીઆઓ પણ પોતાના એક વખતના વાણોતરને ઉન્નત દશાએ પહોંચવાનો પુરૂષાર્થ ખેડતો જોઈને ખુશી થયા હતા. જો કે મોનસ્યોર બીસેની એવી ઇચ્છા હતી કે અલેચંદ પાછા પોતાની પેઢીમાં આવીને જોડાય. તેમણે એટલે સુધી વિચાર કરી રાખ્યો હતો કે હવે અલેચંદને પોતાના નોકર તરીકે નહિ પણ પેઢીની શાખાઓમાં ભાગ કરી આપીને પોતાની સાથે જોડી દેવો. પણ તેમની એ ઇચ્છા ફળી નહિ. એડન આવતાં પહેલાં જ અલેચંદે, દેશમાંથી ભાગીદારો મોકલીને, પોતાના સ્વતંત્ર ધંધાની સ્થાપના કરી નાંખી હતી અને હવે તે એક સ્વતંત્ર ધંધાના સંચાલક તરીકે એડન આવ્યા હતા. મોનસ્યોર બીસેની, અલેચંદને પોતાની સાથે જોડી દેવાની ઈચ્છા તો આથી ફળી નહિ. પણ અલેચંદે સ્વતંત્ર ધંધો શરૂ કર્યો તેથી તેમને ઘણો આનંદ થયો. અલેચંદના એડન આવ્યા પછી તેઓ જાતે એક વાર અલેચંદની પેઢી પર આવી ગયા, આશિર્વાદ આપી ગયા અને પોતા-

નાથી બનતી બધી જાતની મદદ અભેચંદને કરવાનું વચન આપતા ગયા.

બીજા મોટા વ્યાપારીઓની પણ અભેચંદ તરફ અમી-નજર હતી. અભેચંદના પ્રમાણીકપણા વિષે તો હવે શંકા લાવવાનું કોઇ કારણજ નહોતું. કેમ કે,મહાયુદ્ધ દરમિયાન મોનસ્યોર બીસેને જે મોટી નુકશાનીમાંથી અભેચંદે પોતાની જાતને જોખમમાં નાંખીને બચાવી લીધા હતા તે વાત હવે કંઈ છાનો નહોતી. અભેચંદે જો ધાર્યું હોત તો પોતે સંયોગોનો લાભ લઇ શકત અને હજારોની રકમ પોતાને માટે રાખી શકત. પણ અભેચંદે એવું કંઈ કર્યું નહોતું. એટલે લાખો રૂપીઆનો માલ અથવા હજારો રૂપીઆ રોકડા હવે અભેચંદને જરૂર પડયે મળે એટલી આબરૂ બંધાઇ ગઇ હતી.

અભેચંદની ગેરહાજરીમાં તેમના ભાગીદારોને નાણાંની કંઇક અગવડ નડતી હતી. ટૂંકી મુડીમાં લાંબો ધંધો કરવા જતાં મુંઝાઈ જતા હતા હતા અને અભેચંદને તેમણે એટલા માટે જ ઝટ એડન આવવાનું લખ્યું હતું.

અભેચંદના એડન આવવા પછી એ મુશ્કેલી ટળી ગઇ. અભેચંદભાઈની હાજરીથી વેપાર પણ વધવા લાગ્યો અને ચારે તરફથી સારૂં પ્રોત્સાહન મળવા લાગ્યું.

આથી ઉત્સાહિત થઈને અભેચંદે રાતા સમુદ્રમાંનાં બીજાં બંદરો કે જ્યાં માલનો સારો નિકાસ થઇ શકે ત્યાં પોતાની શાખાઓ ખોલી. પોતાના વિશ્વાસુ અને જુના

સાથીદારોને તેમણે ભાગીદારો બનાવીને લોહીયા, પેરીમ તથા હોદ્દેદા (જ્યાં નજરકેદ થયા હતા) ખાતે મોકલી પોતાની કંપનીની શાખાઓ ઉઘાડી.

અભેચંદની ધંધો વધારવાની રીતમાં એક ભારે કુનેહ ભરેલી હતી. તેઓ સમજતા હતા કે પોતાને જ્યાં અમુક ચોકકસ પગાર મળતો હોય ત્યાં દિલ દઇને અને પોતાનું ગણીને કામ કરનારા માણુસો બહુ માઠા જડે છે. એટલે તેમણે પોતાની નવી શાખાઓમાં પગારદાર મેનેજરો મોકલવાને બદલે ભાગીદારો મોકલ્યા. જે પેઢીમાં પોતાનું હિત સમાયેલું હોય અને જેના ઉત્કર્ષમાં પોતાનો હિસ્સો હોય ત્યાં, તેવી રીતે કામ કરનારા માણુસો પગારદાર માણુસો કરતાં વધારે ચીવટથી કામ કરે એ દેખીતી વાત છે.

અભેચંદ એ કુનેહ દાખવી. તેથી માણુસોને કોઇ જાતનો અસંતોષ રહે નહિ અને ધંધાની ખીલવણી થાય એ વાત તેઓ સારી પેઠે સમજતા હતા.

ખુબીની વાત એ હતી કે અભેચંદે પાસે આ વખતે ખાસ મુડી નહોતી. શાખાઓ ખોલવા માટે જરૂરી મુડી પણ અભેચંદ પાસે નહોતી. પણ અભેચંદની આબરૂ બંધાએલી હતી અને પ્રમાણીકપણે ધંધો વધારવા માટે એ આબરૂનો ઉપયોગ કરવાનું અભેચંદભાઇને આવડતું હતું. કેટલાક માણુસોમાં 'રેતીમાં વહાણુ' ચલાવવા જેટલી આવડત હોય છે. અભેચંદે પણ રેતીમાં વહાણો ચલાવવાનું હિમતભર્યું સાહસ ખેડયું અને તેમાં તેમને સંપૂર્ણ સફળતા મળવા લાગી.

શાખાઓમાંથી સારા રિપોર્ટો આવવા લાગ્યા. થોડા થોડા સમયે અલેચંદ પોતે પોતાની શાખાઓની મુલાકાત લઇ આવતા અને ભાગીદારોને પ્રોત્સાહન આપી આવતા.

આમ અલેચંદનો ધંધો તેમની આવડતથી ઠીક ઠીક પ્રગતિ કરવા લાગ્યો.

# સંતોકબાઈ

(૩૨)

**પત્નિના અવસાન પછી** એડનમાં આવીને ધંધામાં ધ્યાન આપતાં લગભગ બે વર્ષ થયાં અને દેશમાંથી તેડું આવ્યું. અભેચંદના પિતાએ લખ્યું હતું કે :- "કપુરચંદ શેઠ ઉતાવળા થાય છે અને અમારી પણ ઇચ્છા છે કે હવે તુરતમાંજ લગ્ન થઇ જાય તો સારૂં. એટલે આ કાગળ વાંચીને તમે દેશમાં આવવા ઉપડી જજો."

અભેચંદના પિતાએ એ કાગળમાં વધારામાં લખ્યું હતું:- "કાળનો કંઇ ભરોસો નથી, હવે વૃધ્ધ થયાં છીએ અને ભગવાન ક્યારે અમને બોલાવી લે તે કહેવાય નહિ. તમારાં માતુશ્રીની, અને અમારી પણ, ઇચ્છા છે કે અમારા જીવતાં જીવત તમારૂં ઘર મંડાઇ જાય અને તમે સુખી થાઓ. તમને સુખી જોઇને અમે, જ્યારે મોત આવશે ત્યારે, સુખેથી મરીશું."

અભેચંદના ભાગીદારોએ પણ આગ્રહ કર્યો કે 'હવે લગ્નનું કામ પતાવવાનું જ છે તો પતાવી નાંખો.'

આથી, માતપિતાની ઇચ્છાને માન આપીને અભેચંદ પાછા પોરબંદર આવ્યા અને સવંત ૧૯૭૯ ના મહા સુદ ૭ ને દિવસે પોરબંદર મુકામે સંતોકબાઇ સાથે લગ્નગાંઠથી તેઓ જોડાયા.

સંતોકબાઈ સાથેનાં અભેચંદભાઈનાં લગ્ન ઘણાંજ સફળ નીવડયાં. સંતોકબાઇ સ્વભાવે અતી માયાળુ હોઇ ગુણિયલ ગૃહીણિ તરીકેનું સ્થાન મેળવી લેતાં તેમને વાર ન લાગી.

અભેચંદભાઈની જ્ઞાતિના ઉત્કર્ષ માટે એક જ્ઞાતિ-માસિક જ્ઞાતિના સેવાભાવી યુવાનો ચલાવે છે. અભેચંદભાઇને બ્રિટિશ સરકાર તરફથી 'રાયસાહેબ'નો માનવંતો ખીતાબ જ્યારે મળ્યો (એ પ્રકરણ આગળ ઉપર આવશે.) ત્યારે મજકુર માસીક વિશા સોરઠીયા હિતેચ્છુ'ના તંત્રીએ એક ખાસ રાયસાહેબ અંક પ્રગટ કર્યો હતો. એ અંકમાં "સૌ૦ સંતોક બહેનના જીવન પ્રસંગો" એ મથાળા હેઠળ એક લેખ પ્રગટ થયો હતો. એમાંથી કેટલુંક અહિં રજુ કરવાથી સૌ૦ સંતોક બહેન વીષે વાંચકોને કંઇક ખ્યાલ આવશે.

## સૌ૦ સંતોક બ્હેનના જીવન પ્રસંગો

"જ્ઞાતીમાંનાં અનેક યુગલ દંપતીઓમાં સૌ૦ સંતોક બહેન અને તેમના દાનવીર પતિ રાયસાહેબ શેઠ અભેચંદનું દંપતી એક આદર્શ દંપતી છે એમ કહી શકાય.

જ્ઞાતિમાં સ્ત્રી કેળવણીનો આદર્શ બીલકુલ પછાત છે તેમ કહેવામાં જરાયે ખોટું નથી. છતાં સ્ત્રી વર્ગ પોતપોતાના કુટુંબમાં અને ઘરમાં ઠીક ઠીક વર્ચસ્વ પણ ધરાવે છે.

વ્યવહારના અનેક પ્રસંગોમાં સ્ત્રી વર્ગનું વર્ચસ્વ હોય છે. ગમે તેવો બળવાન કે બુધ્ધિવાન ગણાતો પુરૂષ પણ આ પ્રસંગોમાં સ્રી વર્ગનું વર્ચસ્વ સ્વીકારે છે.

અનેક પત્નિઓ પુરૂષોને લગભગ હમેશાં દોરવણી કરવામાં પણ સહાયભુત હોય છે. પણ તેમાંનો મોટો ભાગ મારૂં તારૂં અને સ્વાર્થીપણાનેજ માનનારી હોય છે, પોતાનાં બાલબચ્ચાં અને ઘરની જ રખેવાળીની સૌથી પ્રથમ ચોકી રાખે છે.

પતિ પાસે ગમે તેટલું અઢળક ધન હોય, એટલીજ આવક હોય છતાં તેનો સદ્‌વ્યય કરવામાં અને પારકાના હિતાર્થે તેનો ઉપયોગ કરવામાં કોક જ પત્ની પોતાના પતીને દોરવવા ભાગ્યશાળી થતી હશે.

મોટો ભાગ તો પોતાનું જ રાચરચીલું, દાગીનો, કપડાં લત્તાં, હીરા, મોતી અને ઝવેરાતોમાં જ પોતાના જીવનને સાર્થક માનનાર સ્ત્રીઓ હોય છે.

"જ્ઞાતીચર્ચા અને નાતની પંચાતમાં શા માટે પડો છો ?"

"તમારો ધંધો કરોને !" એમ કહીને પોતાના પતિને જ્ઞાતિના પ્રશ્નોથી અલગ પાડનારો સ્ત્રીવર્ગ પણ જ્ઞાતિમાં ઓછો નહિ હોય.

આમ કહીને જ્ઞાતીની બ્હેનોને અપમાન કે ગેરઇન્સાફ કરવાનો અમારો ઈરાદો નથી. પરન્તુ આવી બ્હેનો માટે તેમની જ આ એક આદર્શ બ્હેનનું અનુકરણીય યોગ્ય દ્રષ્ટાંત અમો રજુ કરવા ઇચ્છીએ છીએ.

જ્ઞાતિની કેટલીક બ્હેનોના પરીચયમાં આવવાનો પ્રસંગ પણ અમને ઉપસ્થિત થયો છે. તેમાંનાં આ એક આદર્શ

બ્હેન સૌ. સંતોકબ્હેનનો પરીચય પોરબંદરની છેલ્લી મુસા-
ફરી દરમિયાન ઠીક ઠીક થયો કહી શકાય.

સમાજમાં રાયસાહેબનું જે ઉચ્ચ સ્થાન છે તે તેમનાં
આ આદર્શ પત્નિને જ આભારી છે એમ કહીએ તો જરૂર
ચાલે. સ્ત્રી એ પુરૂષનો પ્રધાન ગણાય છે कार्येषु मंत्री અનુ-
સાર કાર્યમાં પુરૂષને મંત્રી તરીકેની સહાયતા સ્ત્રી કરે છે.

રાયસાહેબનાં આ સુશીલ ધર્મપત્નિ ખરેખર મંત્રીપદ
જાળવે છે. તેઓ સારૂં અંગ્રેજી પણ જાણે છે. રાયસાહેબની
એકે એક પ્રવૃત્તિમાં તેમનાં આ આદર્શ પત્નિ પણ સારો
રસ ધરાવે છે. જ્ઞાતિના અનેક પ્રશ્નોની તેઓ ચર્ચા કરે છે.
રાયસાહેબની આવતી જતી તમામ ટપાલ ઉપર તેઓ દેખ-
રેખ રાખે છે; વાંચે છે; વિચારે છે અને તેમાં પણ મદદ
કરે છે.

આ સુશીલ બ્હેને તેમના પતિ સાથે જ્ઞાતિના પ્રવાસો
પણ કર્યા છે. જ્ઞાતિજનોનાં સુખદુઃખ જાણવામાં પતિ–પત્નિ
બંને એક સરખો રસ લે છે.

રાયસાહેબ સેંકડો અને હજારો રૂપીઆ પારકાના હિતાર્થે
વાપરે છે. ચેકો દ્વારા, મનીઓર્ડર થી કે રજીસ્ટરથી તેઓ
નાણાં મોકલે છે. આ બધું તેમનાં પત્નિ જાણતાં હોય છે.

સ્ત્રી સ્વભાવ જે દયાળુ હોય છે તેમ ઉપર કહયું તેમ
સ્વાર્થી પણ હોય છે. આટલું નાણું બાળબચ્ચાંવાળો સંસારી

પુરૂષ . વાપરે એ ઘણી સામાન્ય સ્ત્રીઓને મન ઇર્ષાનો વિષય બને છે.

પણ આ તો રાયસાહેબનાં પત્નિ. રાયસાહેબ જેટલું જ દરિયાવ દિલ. મારાં બાળકો માટે મારે કયાં ઓછું છે? એમ કહીનેજ તેઓ ઉભાં રહેનારાં. એટલે રાયસાહેબની દાનવીરતા તેમનાં આ સુશીલ પત્નિને જ આભારી છે. તેઓ જ તેમનાં સાથી છે.

સૌ. સંતોક બ્હેનની તેમના પતિને એકે એક પ્રવૃત્તિમાં સહાનુભૂતિ હોય છે અને તેમના દિલોજાન ટેકાથી જ રાય સાહેબ આટલા ઉચ્ચપદને પામી શકયા છે.

જ્ઞાતિના અનેક પ્રશ્નોનો તેઓ અભ્યાસ કરે છે. કલાકો સુધી તેઓ તે વિષેની ચર્ચામાં ભાગ પણ લે છે. જો જ્ઞાતિમાં સ્ત્રી કેળવણીનો આદર્શ સ્થપાય; એકાદિ સ્ત્રી સંસ્થાની સ્થાપના થાય તો આ બ્હેન બહુ ઉપયોગી કાર્ય કરી શકે તેટલી શકતી ધરાવે છે.

જ્ઞાતિનું માસીક તેઓ પૂરૂં વાંચે છે. અને મનન કરે છે. વર્તમાનપત્રોમાં પણ તેઓ નજર દોડાવે છે. રાય સાહેબ સાહિત્યના શોખીન હોઇ અનેક સારાં પુસ્તકો પણ તેમની લાયબ્રેરીમાં છે. તેમાંથી આ શુશીલ પત્નિ સારો લાભ મેળવે છે.

કામરાનમાં શેઠશ્રીનો હોદ્દો લગભગ નગરશેઠ જેવો ગણાય છે અનેક અમલદારો, સાહેબ લોકો અને મોટા મોટા

ઓફીસરોનો સ્ત્રી વર્ગ તેમને ત્યાં આવે છે. સૌ૦ સંતોક બ્હેન સૌ સાથે મળે છે અને સૌને સન્માન કરે છે. આ ઓફીસરોના સ્ત્રી વર્ગના સહેવાસથી જ તેઓ સારૂં અંગ્રેજી જાણતાં શીખ્યાં છે.

આમ રાયસાહેબની અનેક પ્રવૃત્તિઓમાં તેમનાં આ જીવનસંગાથીની અનેક પ્રકારે ઉપયોગી છે અને તેઓ ખરે-ખર એક આદર્શ ગૃહીણિ છે. રાય સાહેબને ત્યાં જેઓ જઇ ને વસતા તેઓ જાણે છે કે મહેમાનનો હડચો આના જેટલો બીજે નથી જ રહેતો.

પોરબંદરમાં કામ પ્રસંગે આવતા, રાય સાહેબને મળવા આવતા, તેમની સલાહ માટે આવતા કે તેમની મદદની અભિલાષાથી આવતા અનેક જ્ઞાતિ ભાઈઓનો રોજનો પડાવ તેમને ત્યાં હોય છે.

નાનાં બાળબચ્ચાં અને અનેક જંજાળ છતાં આ બ્હેન એ બધા મહેમાનોને સત્કારે છે. જાતે રસોઇ બનાવે છે. અને બન્ને વખત સ્નેહ અને પ્રેમથી મહેમાનોને જમાડે છે. કોઇ પણ દહાડો તેઓ તેથી કંટાળતાં નથી.

મોટાઇ, અહંકાર, કે આડંબર જેવું કાંઇ જ આ બ્હેનમાં જોવામાં નથી આવતું. આ બાહોશ પુરૂષનાં કેળવાએલ પત્નિ પણ ખરેખર બાહોશ છે.

સાચાઇ, નિરાભીમાનીતા, અને સ્નેહાળ સ્વભાવથી તેઓ સૌ કોઇનાં દિલ જીતી લે છે.

આદર્શ પત્નિ, આદર્શ ગૃહીણિ અને આદર્શ સન્નારી તરીકે તેઓ જેટલાં માનને પાત્ર છે તેટલાં જ આદર્શ માતા તરીકે પણ તેઓ તેથી અધીક માનને પાત્ર છે.

બ્હેન સંતોક, તેમનાં પુત્રીઓને જમાનાને અનુકુળ, ગૃહીણિને યોગ્ય અને સમાજની અનુકુળતા સમજીને સારી કેળવણી આપે છે. તેમનાં મોટાં પુત્રી બ્હેન ધનકુંવરને અત્યારથો જ તેઓ એક શુશીલ પુત્રીને યોગ્ય કેળવણી આપી શકયાં છે.

અમારી જ્ઞાતિના શ્રીમંત વર્ગના સ્ત્રી વર્ગ માટે બ્હેન સંતોકનું જીવન જરૂર અનુકરણીય થઇ પડે તેવું છે.

દેશ, સમાજ અને સ્વજ્ઞાતિના કલ્યાણમાં જ પોતાનું કલ્યાણ છે એમ માની પતિને યોગ્ય માર્ગે દોરવામાં જો ધારે તો અમારી તમામ બ્હેનો ઘણું કરી શકે તેમ છે.

અમો રાય સાહેબનાં ધર્મપત્નિને તેમની બુદ્ધિ, ચાતુર્ય સેવાભાવ અને ઉચ્ચ આદર્શ માટે અભીનંદીએ છીએ અને તેમની કેળવણીનો લાભ તેમનો જ્ઞાતિ બ્હેનોને મળે તે માટે જાહેરમાં આવી કાંઈક મદદ રૂપ થવા અપીલ કરીએ છીએ.”

સંતોકબાઇ વિષે ઉપર મુજબનું લખાણ તેમની જ્ઞાતિના માસિકમાં પ્રગટ થયું હતું. એ વાંચવાથી અભેચંદનાં આ પત્નિના સદ્ગુણોનો અને લાયકાતનો કંઇક ખ્યાલ આવી શકશે. એ લખાણ તેમની જ્ઞાતિના એક માસીકમાં છપાયું હતું અને જ્ઞાતિજનોના દ્રષ્ટિબિંદુથી લખાયેલું હતું; એટલે

સંતોકબાઇમાં જે સર્વદેશીય ગુણો છે તેનો તેમાં ઉલ્લેખ સ્વાભાવિક રીતે જ ન હોય અને નથી.

અભેચંદનાં આ બીજાં લગ્ન એક તદ્દન યોગ્ય અને લાયક પાત્ર સાથે થયાં હતાં તે સંતોકબાઇની કારકીર્દિ જોતાં ચોક્કસ થાય છે. ઘણી વાર એવું બને છે કે પતિને અનુકુળ પત્ની નથી મળતી અને કયારેક પત્નીને પતિ અનુકુળ નથી મળતો. એને કારણે બંનેનાં જીવન નિરસ અને ખારાં બની જાય છે. તેમાંયે, બીજી વખતનાં લગ્નમાં સામાન્ય રીતે માનસિક સમાનતા ભાગ્યે જ હોય છે. આ કિસ્સામાં સૌ૰ સંતોકબાઇએ પોતાના વર્તનથી પુરવાર કર્યું છે કે અભે-ચંદભાઇનામાં જે સદગુણો અને ઉચ્ચાભિલાષાઓ છે તેને યોગ્ય બનવાની, સમજવાની, ઝીલવાની અને આચારમાં મૂક-વાની યોગ્યતા તેમનામાં છે.

**'હીતેચ્છુ'ના તંત્રીએ લખ્યું છે તેમ સંતોકબાઈમાં નિરા-ડંબરપણું પ્રાધાન્ય છે. ગરીબોને જોઇને રાયસાહેબ જેટલું જ તેમનું દિલ દુઃખે છે અને છૂટા હાથે દાન કરતા પતિને રોકવાને બદલે ઘણી વાર ઉલટાં તેઓ તેમને પ્રેરણા આપે છે.**

સમગ્ર રીતે જોતાં સંતોકબાઇ એક આદર્શ આર્યસ-ન્નારી, પતિપરાયણ પત્નિ, પ્રેમાળ માતા અને કુશળ ગૃહીણિ હોવા ઉપરાંત સમાજ અને દેશની દાઝ જાણનારાં એક દેવી પણ છે.

——o——

# ધંધાની ખીલવણી

[ ૩૩ ]

લગ્ન કરીને તુરતજ અભેચંદ પાછા એડન આવ્યા અને ગુણિયલ પત્નિને ઘર ચલાવવાની સઘળી જવાબદારી સોંપી પોતે વ્યાપારની ખીલવણી પાછળ લાગ્યા.

એક કુશળ ગણત્રીબાજ તરીકે એમણે વ્યાપારને આસ્તે આસ્તે પણ સંગીન રીતે વધારવા માંડયો. પોતાની આંટને તેમણે વધારે સધ્ધર બનાવી. નાણાંની લેવડદેવડનો વ્યવહાર એટલે સુધી તેમણે વધારી મૂકયો કે જરૂર પડતાં હજારો રૂપીઆની રકમ કાચી મિનિટે એકઠી કરી શકાય.

તેમાંયે એક જર્મન પેઢીના આડતિયા તરીકે કામ કરતી એક યુરોપિયન ફર્મની તેમને મોટી ઓથ મળી. એ પેઢીના મેનેજર મી. વલ્લભદાસ નામના એક વાણિયા ગૃહસ્થ હતા. અભેચંદને નાનો ઉમ્મરથી તેઓ ઓળખતા અને અભેચંદ સાથે તેમને પ્રેમભરી મિત્રતાનો સંબંધ હતો. આપબળે આગળ વધેલા આ યુવક તરફ તેમને ભારે આદર હતો.

એક દિવસ તેમણે અભેચંદને પોતાને ત્યાં ચહા પીવા બોલાવ્યા. ચહા પીતાં પીતાં વ્યાપારને લગતી વાત નીકળી.

"શું કરૂં ? હાથ બંધાએલા રહે છે. જો પૂરતી સગવડ હોય તો એક વાર તો ડંકો વગડાવી દઉં ।" અભેચંદે વાત કરી.

"શાનો ડંકો વગાડવો છે ?" વલ્લભદાસે પ્રેમપૂર્વક પૂછ્યું.

"અરે વહાણો દોડાવું, વહાણો!" અબેચંદે જવાબ આપ્યો. "વ્યાપાર કરનાર માટે બહોળું ક્ષેત્ર પડેલું છે. ખેડનારમાં આવડત હોય તો આખું અરબસ્તાન સર કરી શકાય તેવું છે."

વલ્લભદાસને અબેચંદની વાતમાં રસ પડયો અને તેમણે કહ્યું, "હું મારા સાહેબને લખું છું. જો તેમની મંજુરી આવી જશે તો લાખો રૂપીઆનો માલ તમે તમારે મારી પાસેથી માગી લેજો."

અને વલ્લભદાસે પોતાના સાહેબને લંડન ખાતે અબેચંદ વીષે લખ્યું. પોતાને તેથી થનારા લાભોનું વર્ણન કર્યું અને જણાવ્યું કે અબેચંદને લાખો પાઉંડ ધીર્યા હોય તો તેમાંથી એક ફાર્ધીંગ પણ ખોટી ન થાય એવો તે પ્રમાણીક માણસ છે. મહાયુધ્ધના વખતમાં અબેચંદે જે ભોગ આપ્યો હતો તેની વિગત પણ તેમણે પોતાના સાહેબને લખી હતી.

થોડા સમય બાદ અબેચંદની પેઢી ઉપર એક વાર વલ્લભદાસ જાતે હસતા હસતા આવ્યા. "અબેચંદ, પેંડા મંગાવો." તેમણે કહ્યુ. "સાહેબની મંજુરી આવી ગઇ છે. હવે તમે તમારે ખેડાય તેટલું ખેડો. નાણાંની તંગી હવે તમને કદી પણ મુંઝવશે નહિ.

પછી વલ્લભદાસે અબેચંદ સાથે એક એગ્રીમેન્ટ કર્યો. આડતિયા તરીકે કામ કરતી વલ્લભદાસના સાહેબની ફર્મ ફકત આડતની ભૂખી હતી. હજારો પાઉંડની ગંજાવર રકમ તેમણે

ધંધામાં રોકી હતી. અભેચંદ આ ફર્મની જે મુડી રોકે તેનું ચાર ટકા લેખે વ્યાજ આપવાનું અને એ પેઢી મારફતે જે માલ આવે તે ઉપર અડધો ટકો આડત આપવાનું અભેચંદે કબુલ કર્યું અને તે મુજબનો એગ્રીમેન્ટ પણ થઇ ગયો.

અભેચંદને આ એક મોટી ઓથ મળી ગઇ. પોતાની લોહીયા, પેરીમ, ખોખા અને હોદ્દેદા ખાતેની શાખાઓના કામકાજને અભેચંદે આસ્તે આસ્તે સંગીન રીતે વધારવા માંડયું. એડનને પોતાના વ્યાપારનું હેડકવાર્ટર બનાવીને બીજાં સ્થળોમાં પણ પગપેસારો કરવા માંડયો. અભેચંદ સમજતા હતા કે ઠેરઠેર બ્રાંચ ઓફીસો ખોલવાથી પથારો ઘણો મોટો થવાની સાથે જોખમદારી પણ વધે. એટલે એડન, હોદેદા, પેરીમ અને લોહીયા એ સ્થળોને પોતાનાં મથકો બનાવીને આસપાસનો વ્યાપાર અભેચંદે સર કરવા માંડયો.

પોતાના ભાગીદારોને દરેક સ્થળે અભેચંદે લખી નાંખ્યું કે પ્રમાણીકપણાને મુદ્રાલેખ તરીકે રાખજો અને ઓછે નફે ઝાઝો વ્યાપાર કરવા તરફ ધ્યાન આપજો.

આ ઓછે નફે ઝાઝા વ્યાપારનું સુત્ર બહુ ઉપયોગી થઇ પડયું. બીજા વ્યાપારીઓ અને તેમાંયે ખાસ કરીને ગોરા વ્યાપારીઓ ઓછા નફે કદી ધંધો કરતા નથી. પૂરતો નફો મળે નહિ તો માલ વેચવાનું તેઓ પસંદ નથી કરતા. એથી ઉલટું અભેચંદે ઓછા નફાથી ઝાઝા વ્યાપારનું સુત્ર અખત્યાર કરવાને કારણે બીજા વ્યાપારીઓ કરતાં તેમને ત્યાં માલના ભાવો ઓછા રહેવા લાગ્યા અને પરિણામે તેમને ત્યાં ઘરાકીનું વલણ વધતું ગયું.

અભેચંદે એકજ હિસાબ રાખ્યો. ધંધાને બને તેટલો વિકસાવવો અને વ્યાપારના વોલ્યુમને મોટું બનાવવું. અલબત, નુકશાન કરીને ધંધો વધારવાનું તો અભેચંદને પોસાય તેમ નહોતું; કોઈને તે પોસાય નહિ. પણ ઓછા નફે માલનું ઝડપી વેચાણ કરવામાં નાણાંની પણ ઝડપી ફેરબદલી (Rolling) કરી શકાતી હતી અને એને કારણે હિંમતપૂર્વક ધંધો ખેડી શકાતો હતો.

વ્યાપારની આ ખીલવણીની સાથે સાથે અભેચંદની પ્રતિષ્ટા પણ ખૂબ જામતી જતી હતી. સામાજિક પ્રવૃત્તિઓમાં અને એવાં બીજાં જનહિતનાં કાર્યોમાં પણ અભેચંદનો હાથ પહોંચવા માંડયો હતો.

બહાર અને બજારમાં અભેચંદનું માન હવે ઘણું વધી ગયું હતું. એક શાહ સોદાગર તરીકે તેમની ગણના થવા લાગી હતી.

અભેચંદ પોતે સમજતા હતા કે તે વખતનો ધંધો, તેનું પ્રમાણ ઘણું મોટું હોવા છતાં, સારા નફાવાળો નહોતો. પણ તે સાથે તે એ પણ સમજતા હતા કે એ સમય વાવેતરનો હતો; ભોગ આપવાનો અને થોડાથી ચલાવી લેવાનો હતો. તેમને ખાત્રી હતી કે સારાં બીજ વાવનારાઓ માટે શુભ સમય જરૂર આવે છે અને સારા પાકની લણણી કરવાનો સમય ઈશ્વર અવશ્ય આપે છે.

——::——

# ઓથ ભાગી

.......................

[ ૩૪ ]

દુનિયામાં 'ઓથ' એ ઘણી મહત્વની વસ્તુ છે. કંઈ પણ સાધન વિનાના માણુસો ઓથ મળતાં ઘણા આગળ વધ્યાના દાખલાઓ મોજુદ છે. કહેવતમાં કહ્યું છે કે 'વાડ વિના વેલો ચડતો નથી.' એમ ઓથ વિના માણુસ આગળ વધી શકતો નથી.

આ ઓથ બે પ્રકારની હોય છે. પહેલી ઓથ સામાન્ય પ્રકારની હોય છે અને બીજી ઉત્તમ કક્ષાની હોય છે. માતા-પિતા કે વડિલોની ઓળખાણુ પીછાણુથી અથવા સંબંધ-દાવે જે ઓથ મળી હોય છે તે સામાન્ય ઓથ ગણુાય છે. કેમકે, તેમાં જે વ્યકિતને ઓથ મળી હોય છે તેના પોતાના પુરૂષાર્થનું એ ફળ હોતું નથી. બીજી ઓથ માણુસે પોતે પોતાના બુદ્ધિબળથી અને પુરૂષાર્થથી મેળવેલી હોય છે. આ ઉત્તમ કક્ષાની ઓથ ગણુાય છે. સંબંધીઓ કે વડિલો મારફતે મળેલી ઓથ સંયોગો અને ભાગ્યદેવીની સીધી કૃપા દર્શાવે છે; જ્યારે પોતાના પુરૂષાર્થ વડે મેળવેલી ઓથ ભાગ્યદેવીની કૃપા ઉપરાંત મહદંશે સ્વાશ્રય અને આપબળની સૂચક હોય છે.

અભેચંદે પોતાના વ્યાપારમાં જે ઓથ મેળવી હતી તે પોતાના પુરૂષાર્થની સિદ્ધિ રૂપ હતી. અભેચંદની શકિત, પ્રમાણીકપણું અને પરમ પુરૂષાર્થથી પ્રેરાઇને એ ઓથ આવી

હતી—આકાશમાંથી અલેચંદના રૂપાળા મુખ ઉપર મોહિત થઈને ટપકી પડેલી એ ઓથ નહોતી.

સામાન્ય રીતે સૃષ્ટિનો એક એવો અનાદિ કાળથી ચાલતો આવેલો નિયમ છે કે બળવાન માણસોને શત્રુઓ હોય છે. એથી ઉલટું જો શત્રુઓ ના હોય તો બળવાન માણસના બળની કસોટી થતી નથી.

અલેચંદની દિનપ્રતિદિન થતી ચડતી જોઈને કેટલાક માણસો મનમાં ને મનમાં બળ્યા કરતા હતા અને અલેચંદના કામમાં વિઘ્નો નાંખવાની કોશીષો કરતા હતા. એમાંના ઘણા માણસો એ લોકોમાંના હતા જેઓ, અલેચંદ જ્યારે પચીસ રૂપીઆનો પગારદાર મામુલી માણસ હતો ત્યારે પચાસ પોણોસો રૂપીઆના પગારદાર અમલદારો હતા અને અલેચંદનો સો રૂપીઆ પગાર થયો તથા વધતાં વધતાં બ્રાન્ચ મેનેજરની પદવી અલેચંદને મળી ત્યારે પણ તેઓ એ ભગવાન એના એ જ રહ્યા હતા. આગળ વધતાં વધતાં અચલેદે સ્વતંત્ર ધંધાની સ્થાપના કરી ત્યારે પણ પેલા લોકો પંતુજીના પંતુજી રહ્યા હતા. વળી એ લોકો પોતાની જાતને ઘણી વધારે લાયક માનતા હતા અને પોતાના કરતાં ઓછી આવડતવાળા અને ઓછી અકકલવાળા અલેચંદને પોતાના કરતાં આગળ વધેલો જોઇને તેમના માથામાં મરચાં ઉભરાતાં હતાં. આ ઉપરાંત બીજા કેટલાક એવા માણસો હતા જેમને અલેચંદના વ્યાપાર—વિકાસથી ઘણું નુકશાન પહોંચ્યું હતું અને અલેચંદની સામે હરિફાઇ નહિ કરી શકવાને કારણે જેમનો

વ્યાપાર અને જેમની પ્રતિષ્ઠા શંકર ભગવાનની જટા-માંથી હિમાલયની તળેટી તરફ વહેવા લાગ્યાં હતાં. આમાં લગભગ દરેક કોમના માણસો હતા. કેટલીક પરદેશી પેઢી-ઓને પણ અભેચંદની આ આગેકૂચ પસંદ નહોતી. કેમકે, લશ્કરી આક્રમણ જેમ રાજ્ય પડાવી લે છે તેમ તાલીમબાજ વાણિજ્ય સેનાપતિ અભેચંદનું વ્યાપારી આક્રમણ તેમનો વ્યાપાર પડાવી લેતું હતું. અભેચંદનું માનવું હતું કે જેઓ વ્યાપારમાં પ્રમાણીકપણું રાખતા નથી તેમનો વ્યાપાર ખુદ ઈશ્વર પડાવી લે છે; પોતે કોઇનો વ્યાપાર પડાવી લે છે એવો ગર્વ અભેચંદને કદી થયો નહોતો. એવી ઇચ્છા અભે-ચંદના સજ્જન દિલમાં કદી સ્વપ્નમાંયે જાગી નહોતી.

પણ એવાં બધાં ઘણાં કારણોસર એક એવો વર્ગ ઉભો થયો હતો જે અભેચંદ ઉપર ઘા કરવાની તયારી કરી રહ્યો હતો અને તે માટે તક શોધી રહ્યો હતો.

જે યુરોપિયન ફર્મના મેનેજર શ્રી. વલ્લભદાસની અભેચંદના ધંધાને મોટી ઓથ હતી તે ઓથ ભાગી નાંખવા માટેના પ્રયાસો ક્યારનાયે ગતિમાન થઇ ચૂકયા હતા. એ ફર્મની હેડ ઓફીસે નામના અને નનામા પત્રો પણ મોકલ-વામાં આવ્યા હતા અને સીધું તથા આડકતરૂં દબાણ પણ લાવવામાં આવતું હતું. એડન ખાતેની કેટલીક પરદેશી પેઢીઓ અભેચંદ સામેના આ કાવત્રામાં સામેલ થઇ હતી અને તેનું સંચાલન પણ કરી રહી હતી.

વલ્લભદાસ પાસે આ બાબતમાં જવાબો માગવામાં આવતા હતા અને વિગતવાર ખુલાસો પૂછવામાં આવતો હતો.

પણ વલ્લભદાસનો વહીવટ સાફ હતો. તેમના ઉપર તેમના માલિકોની પૂરી મહેરબાની હતી અને સંપૂર્ણ વિશ્વાસ હતો. તેમના ચોપડા સાફ હતા. જ્યારે આવી જાતની કનડગત બહુ વધવા માંડી અને ઉપરા ઉપરી ખુલાસાઓ પૂછવામાં આવ્યા ત્યારે શ્રી. વલ્લભદાસે અબેચંદ સાથેના વહીવટનો બધો હિસાબ ત્યાં મોકલી આપ્યો. તેમાં અબેચંદ સાથે હજારોની કરવામાં આવેલી લેવડદેવડમાંથી ફર્મને શું ફાયદો થયો હતો તે ખાસ ટાંકી બતાવ્યું અને વધારામાં લખ્યું કે આટલો ફાયદો જે માણસ દ્વારા થતો હોય તેની સાથે શા માટે કામ-કાજ કરવું નહિ ? વળી લાખોની રકમનું જોખમ પણ કદાચ ખેડવું પડે તો એ રકમ આપણી પોતાની તિજોરી જેટલીજ સલામત હોવા વિષે પણ વલ્લભદાસે ખાત્રી મોકલાવી.

આમ વલ્લભદાસે અબેચંદના વિરોધીઓને ફાવવા દીધા નહી. પણ તેથી પેલા લોકો કંઇ નિરાશ થયા નહી. તેમણે પોતાના પ્રયાસો એ દિશામાં ચાલુ જ રાખ્યા.

આખરે એક વાદળું આવી ગયું. વલ્લભદાસભાઇ અચાનક બિમાર પડયા અને જેટલી બિમારી અચાનક આવી તેટલું જ મોત પણ અચાનક આવ્યું. વલ્લભદાસ ભાઇના અવસાનથી અબે-ચંદની એક મોટી ઓથ ભાંગી પડી.

વલ્લભદાસના અવસાન બાદ એમની જગ્યાએ એક યુરોપિયન નિમાયો. એજ અરસામાં અબેચંદે મોટા પ્રમાણમાં

માલની ખરીદી કરી હતી અને એની ચૂકવણી માટેનાં નાણાં વલ્લભદાસ પાસેથી તેમને મળવાનાં હતાં.

વલ્લભદાસની જગ્યાએ આવેલા નવા માણસે અભેચંદને નાણાં આપવાની ઘસીને ના પાડી. એટલુંજ નહિ, તે ઉપરાંત જે કંઈ રકમ અભેચંદ પાસે લેણી નીકળતી હતી તે પણ તાબડતોબ ભરી દેવા માટેનો તકાદો કર્યો. આ એક અણધાર્યો વંટોળ હતો.

જે સ્થિતિમાં, આબરૂ બચવાનો કોઇ માર્ગ નહિ દેખાવાને કારણે ઘણાયે વ્યાપારીઓએ આપઘાત કર્યા છે તેવી આ પરિસ્થિતિ હતી. અભેચંદને માથે આસમાન તૂટી પડયું હતું અને કર્યું કારવ્યું ધૂળ મળી જતું હતું. સામાન્ય કક્ષાનો કોઇ પણ માણસ આ સ્થિતિમાં જરૂર આપ-ઘાત કરે. પણ અભેચંદ એક મર્દ માણસ હતો અને એક પાકો મુસદ્દી પણ હતો.

# તોફાન વટાવ્યું

[ ૩૫ ]

વલ્લભદાસને અભેચંદ પોતાના એક પરમ મુરબ્બી તરીકે માન આપતા હતા. તેમના અવસાનથી એક પરમ મુરબ્બી જેને અંગ્રેજીમાં 'Friend, Philospher and Guide' કહે છે તેવા એક આપ્તજન અભેચંદે ગુમાવ્યા. એમના અકાળ અવસાનથી અભેચંદને ભારે શોક થયો.

આ શોકની છાયા તો હજુ હૃદયમાંથી ખસી નહોતી ત્યાં વ્યાપાર–સાગરની સફરમાં એક ભયંકર તોફાન આવ્યું. નવા ખરીદેલા માલનાં નાણાં ચૂકવવાં જોઇએ. વલ્લભદાસની જગ્યા એ આવનારે નાણાં આપવાની ના પાડીને એક મોટી આફત ઉભી કરી. વળી બાકી રહેતાં નાણાં તત્કાળ ચૂકાવી દેવાની માગણી કરીને એમાં મોટી મુંઝવણનો ઉમેરો કર્યો.

વળી જે લોકો આવા સમયની રાહ જોઇને બેઠા હતા તે લોકોએ પડદા પાછળથી દોરીસંચાર શરૂ કર્યો અને અભે-ચંદની પેઢી કાચી પડવા વિષેની અફવાને પવનની પાંખ ઉપર ચડાવી. માત્ર એડનમાંજ નહિ પણ અભેચંદની બીજી શાખાઓમાં પણ આ વાતને ફેલાવવામાં આવી અને અભેચંદ-ના ભાગીદારો ચિંતાતુર બન્યા. સ્વાભાવિક રીતે જ આ સંયો-ગોમાં વ્યાપારીઓનો અને માગનારાઓનો દરોડો પડે.

આ મુશ્કેલ સંયોગોમાં મૂકાઇ ગયા પછી અભેચંદને ભારે મુંઝવણ ઉભી થઈ. જે ઈજ્જત અને આબરૂના જોર પર

મોટો દરિયો ડહોળવાનું માથે લીધું હતું તે ઇજ્જત જોખમમાં આવી પડે ત્યારે કેવી ભયાનક ચિંતા મનને ઘેરી લ્યે તેનો ખ્યાલ સહેજે આવી શકશે.

સઉથી પ્રથમ તો અભેચંદે પોતાની શાખાઓમાંથી હતી તેટલી શીલક તારદ્વારા મંગાવી લીધી અને તાત્કાલિક ચૂકાવવાના આંકડાઓ ચૂકવી દીધા. જે મોટા આંકડાઓ ચૂકવવાના હતા તેમને કહી દીધું કે મુદત પાકે ત્યારે ગણી લેજો. તાત્કાલિક પાકતા આંકડાઓ ચૂકવાઇ ગયા એટલે અફવા ઉપર કંઈક અંકુશ મૂકી શકાયો અને બજારમાંથી ગભરાટ કંઇક ઓછો થયો. પણ મુદત પાકે તેને કંઈ લાંબો વખત લાગે તેમ નહોતું અને એ દરમિયાન માલ વેચાઇ જાય તથા નાણાં હાથમાં આવી જાય તે શક્ય નહોતું. એટલે, તાત્કાલિક આવેલા તોફાનને અભેચંદે શમાવી નાંખ્યું હતું; પણ થોડાજ દિવસ પછી જે મોટું અને ભયંકર તોફાન આવવાનું હતું તેનો ખ્યાલ અભેચંદને ધ્રુજાવી મૂકતો હતો.

વલ્લભદાસની જગ્યા પર આવનાર માણસ બાકીનાં નાણાં માટે તકાદો કરતો હતો. એનાં નાણાં ચૂકવવાનાં તો હતાં જ; પણ તાત્કાલિક કશું બને તેમ નહોતું. પેલો ગોરો મેનેજર અભેચંદને ખૂબ તંગ કરી રહ્યો હતો. અભેચંદે વિચાર્યું કે કોઇપણ રીતે થોડોક વખત લંબાવી શકાય તો તે દરમિયાન કંઇક માર્ગ નીકળી શકે ખરો. સૌથી પ્રથમ તો એને મળીને અભેચંદે થોડો વખત આપવાની માગણી કરી. પણ પેલો તો મક્કમ હતો. 'અભી મંગતા' એ શબ્દને તેણે પકડી રાખ્યો હતો.

અભેચંદે વિચાર કર્યો કે આ માણસની સાથે સીધી રીતે કામ નહિ લઇ શકાય, શુદ્ધ અને પ્રમાણિક હેતુ હોવા છતાંયે આ વખતે અભેચંદને લાગ્યું કે 'આડે લાકડે આડો વેસ' કર્યા વિના હવે ચાલે તેમ નથી. એટલે, એમણે પેલા ગોરા માણસ સાથે વાત કરવાની ઢબ બદલી. આંખો જરાક લાલ બનાવી અને પછી કહ્યું:–"તમે એમ માનતા હશો કે અભેચંદ તમારાં નાણાં નહિ આપી શકે. તમારી ભૂલ થાય છે. હું તમારા નાણાં આ મિનિટે આપી શકું તેમ છું. પણ મારે તમારી સાથેનો સંબંધ જાળવી રાખવો કે કેમ તેનો નિર્ણય કરવો હતો. તમારી આ જાતની હુજ્જતે હવે મેં નક્કી કર્યું છે કે તમારી સાથે હવે એક પાઇની પણ લેવડદેવડ કરવી નહિ. ચાલો, મોકલો તમારા માણસને અને હિસાબ સમજી નાણાં મંગાવી લ્યો. હમણાં ને હમણાંજ મોકલો. આ ને આ ઘડીએ તમારા માણસને મોકલો." અભેચંદે આમ સામો દમ ભીડાવ્યો. અને પછી ઉમેર્યું:–"અને તમે એમ ન માનતા કે તમારી આ બધી ચાલબાજી અભેચંદ સમજતો નથી. અભેચંદને પાયમાલ કરવા માટે તમે રચેલા તાગડા અભેચંદની જાણ બહાર નથી. પણ યાદ રાખજો, મારી ઈજ્જત ઉપર ઘા કરવા માટે અને બજારમાં મારી વિરૂધ્ધ ખોટી અફવા ફેલાવવા માટે ન્યાયની અદાલતમાં હું તમારો જવાબ માગીશ."

અભેચંદની આ ધમકીથી પેલો મેનેજર ગભરાયો. કાયદો, ન્યાય અને અદાલતની વાત સાંભળીને એના દિલમાં ધ્રાસ્કો પડયો. વડી ઓફીસની મંજુરી કે જાણ વિના તેણે આ પગલું ભર્યું હતું અને મામલો જો કોર્ટે ચડે તો પોતાને કેટલી મુશ્કેલીમાં મૂકાવું પડે એ તુરતજ એની ખ્યાલમાં આવી ગયું.

વળી હમણાં ને હમણાં હિસાબ સમજી નાણાં મંગાવી લેવાની અભેચંદે વાત કરી એટલે એના મનમાં થયું કે અભેચંદ જરૂર નાણાં ચૂકવી દેશે અને જે મનસુબો ધાર્યો છે તે પાર નહિ પડે.

આમ છતાં તે એકદમ દમ ખાઇ જાય તેવો માણસ નહોતો. તેણે કહ્યું:–"અચ્છા, હમ અભી હમારા એકાઉન્ટન્ટકો ભેજતા હય."

એકાઉન્ટન્ટ સાથે અભેચંદને ઘણો સારો સંબંધ હતો. અભેચંદે એને કહી દીધું કે નાણાં આના પાઇ સીખએ ચૂકવવાનાં છે; પણ થોડોક વખત જોઇએ છે. એ માણસ એક ઇશારામાં બધું સમજી ગયો અને અભેચંદ જેમ કહે તેમ કરવા તે કબુલ થયો. બદલામાં અભેચંદે તેને વચન આપ્યું કે તેના શેઠનાં નાણાં સલામત પડયાં છે.

હિસાબ સમજતાં અભેચંદે કેટલાક વાંધાઓ કાઢયા. પેલી યુરોપિયન ફર્મના ચોપડાઓ જોઇએ તેટલા ચોકખા નહિ હોવાનું જણાવી પોતે ઉઠાવેલા મુદ્દાઓનું સમાધાન કરવાની માગણી કરી. અને પછી પોતેજ પાછા પેલા મેનેજર પાસે ગયા. "તમારા ચોપડામાં અને મારા ચોપડામાં ફેર નીકળે છે. સાથે બેસીને બધું તપાસવું પડશે. ચોક્કસ હિસાબ સમજી લીધા પછી તુરતજ નાણાં તમને ગણી આપીશ.

અભેચંદે જ્યારથી વલણ બદલ્યું ત્યારથી પેલા ગોરા સમક્ષ તેમણે વાઘ જેવું વર્તન રાખ્યું હતું. પેલો માણસ

એટલો ડઘાઈ ગયો હતો કે તેનાથી વધારે ખેંચતાણ થઇ શકી નહિ અને ચોપડા ચોકખા કરવાનું એણે પોતાના એકાઉન્ટન્ટને કહી દીધું. પછી એ કામ પેલા એકાઉન્ટન્ટનું હતું. એણે અભેચંદને ખાત્રી આપી દીધી કે તમારે કરવાની બીજી તૈયારીઓમાં હવે તમે નિશ્ચિંતપણે લાગી જાઓ. આમ એક તોફાનને તો અભેચંદે શમાવ્યું.

હવે મોટું તોફાન બાકી હતું. મોટા હિસાબો ચૂકવવાની મુદત નજીક આવતી હતી. નાણાં એકઠાં કરી શકાય ત્યાંથી અભેચંદે એકઠાં કરવા માંડયાં હતાં. પણ ચુકવવાની રકમ ઘણી મોટી હતી.

અભેચંદનું મગજ ઝપાટાબંધ કામ કરી રહ્યું હતું આફત આવીને આંગણામાં નાચવા લાગે તે પહેલાં પાદરમાં જઇને તેને પાંસરી કરી નાંખવાની જરૂર હતી અને અભેચંદ એના માર્ગો વિચારી રહ્યા હતા. જીવનમાં આ પણ એક ખરેખરો કસોટીનો કાળ હતો. આ એક એવું ભયંકર વાવાઝોડું આર્થિક જીવનમાં આવ્યું હતું કે જેની સામે જો ટકી શકાય તોજ આબરૂ બચે તેમ હતું. જીવન-મરણનો આ સવાલ હતો; જો ઈજ્જત જાય તો પછી જીવનમાં જીવવા માટેનું કોઈ આકર્ષણ બાકી રહેતું નથી.

ખૂબ વિચારને અંતે આખરે અભેચંદને માર્ગ જડયો. પોતાની બધી અસકયામતનું, સ્ટોકમાંના માલનું અને ઉઘરાણીનું એક લીસ્ટ તેમણે તૈયાર કરાવરાવ્યું. એની સામે ચૂકવવાનાં નાણાંનું પણ એક પત્રક તૈયાર કરાવ્યું. પછી પોતાના એક ઓળખીતા દેશી બેંક મેનેજરને કહેવડાવ્યું કે અગત્યનું કામ હોઇ રાત્રે તેઓ ઘેર મળવા માટે આવશે.

સ્વતંત્ર ધંધાદારી



શ્રી. અભેચંદભાઇ.

પેલા બેંક મેનેજરને અભેચંદ સાથે ગાઢ પરિચય હતો. હોદ્દેદા ખાતે તે પણ અભેચંદની સાથે નજરકેદમાં હતા અને અભેચંદ તરફ ત્યારથી તેમને માન હતું. છૂટ્યા પછી એડન ખાતે તેમની બેંકમાં નિમણુંક થઇ હતી અને મેનેજર તરીકેની અતિ વિશ્વાસપાત્ર જવાબદારી તેમને સોંપવામાં આવી હતી. તેમણે કહેવડાવ્યું કેઃ– "આજે રાત્રે હું ખાસ કામે બહાર જવાનો હતો પણ હવે ત્યાં ના કહેવડાવું છું અને અભેચંદને ઘણી ખુશીથી મળીશ."

રાત્રે અભેચંદ પેલી નોંધ સાથે એ બેંકમેનેજરને મળ્યા. પોતાની મુશ્કેલીની વાત તેમણે મેનેજરને કહી.

જે રકમ ચૂકવવાની હતી તે ઘણી મોટી હતી, એટલે પેલો બિચારો મુંઝવણમાં પડી ગયો. "આ રકમ તો ઘણી મોટી છે!" એણે કહ્યું.

"પણ આવડી મોટી રકમની મને જરૂર પડે તેમ હું માનતો નથી." અભેચંદે કહ્યું. હું ખુબીપૂર્વક કામ લેવા માગું છું. એ રકમની સામે મારી પાસે જે માલ પડયો છે એ ઘણો વધારે છે એ તમે જોઇ શકશો."

"પણ અમારે ત્યાં અમુક લિમિટ બંધાએલી છે અને એથી વધારે ઓવરડ્રાફ્ટ ખેંચવાની પરવાનગી નથી." અભેચંદને બોલતાં અટકાવીને મેનેજરે વચ્ચે જણાવ્યું.

"તે હું સમજ્યો. પણ મેં કહ્યું કે આવડી મોટી રકમની મને જરૂર પડવાની નથી. સૌથી પ્રથમ હું એ પૂછું છું કે

આ સંયોગોમાં તમે મને કંઇ ઉપયોગી થઈ શકશો કે કેમ ? તમે જે કંઈ રકમ આપશો તેને માટેની પૂરતી અને કાયદેસરની જામીનગીરી તમને મળશે. બીજું હું એ જાણવા માગું છું કે તમે મને કેટલી રકમ વધારેમાં વધારે ધીરી શકશો ?" અભેચંદે સાફ વાત કરી.

મેનેજરે બંને લીસ્ટ તપાસી જોયાં અને વ્યાપારી દ્રષ્ટિથી વિચાર કરી જોયો. તેમણે જોયું કે જવાબદારી કરતાં અસકયામત ઘણી વધારે હતી. જરૂર હતી ફક્ત રોકડાં નાણાંની. વિચાર કરીને એમણે જણાવ્યું કે તમને જરૂર છે તેનાં અડધાં નાણાં મારી બેંક તમને ધીરી શકશે."

અભેચંદે આભાર માનતાં જણાવ્યું કે "કદાચ એટલાં નાણાંની જરૂર પણ નહિ પડે."

"એમ કેમ ?" મેનેજરે સાશ્ચર્ય પૂછ્યું. "તમારે રકમ તો ઘણી મોટી ચૂકવવાની છે !"

"હા જી. પણ તમે મને આટલી હિંમત આપી છે એટલે હું સમજું છું કે દૈવ સાનુકૂળ છે. અને દૈવ સાનુકુળ હોય ત્યારે બધું શાંતિથી પતી જાય છે. કેવી રીતે પતે છે એ તમે જોજો," હસતાં હસતાં અભેચંદે જવાબ આપ્યો.

અભેચંદે એક બીજી માંગણી કરી. "તમે મને અમુક હદ સુધી રકમ ધીરી શકશો એવો એક ઓફીશિયલ કાગળ મને આપશો ?"

"શા માટે નહિ? એમાં કઈ શરતો વડે તમને નાણાં ધીરવાનાં છે એ પણ લખી નાંખીશ."

"ભલે ત્યારે, કાલે બપોરે બાર વાગે હું બેંકમાં આવીશ. તે વખતે એ કાગળ મને મળશે?"

"જરૂર."

અને પછી ચહાપાણી પીધા બાદ અલક મલકની થોડી વાતો કરીને આ બે જુના મિત્રો જુદા પડયા.

બીજા દિવસે બાર વાગે અભેચંદને બેંકમાંથી કાગળ મળી ગયો. એ કાગળ ખીસ્સામાં મૂકીને અભેચંદે ત્યાંથી સીધો એક વીમા કંપનીની ઓફીસનો રસ્તો લીધો.

કંપનીના મેનેજીંગ એજન્ટ સાહેબ ત્યાંજ હતા. અભેચંદે એ કંપનીમાં પોતાનો દસ હજારનો વીમો તાજો જ ઉતરાવેલો હતો. એજન્ટે તેમને આવકાર આપ્યો.

અભેચંદનો તેમણે ચહાપાણીથી સત્કાર કર્યો અને આગમનનું કારણ પૂછયું. અભેચંદે જરા પણ સંકોચ રાખ્યા વિના પોતાની પર આવી પડેલી આફતની વાત કરી. પોતાને જે રકમો ચૂકાવવાની હતી તેનું લીસ્ટ ટેબલ ઉપર મૂકયું અને એની સામે પોતાની જે અસકયામતો હતી તે પણ બતાવી દીધી.

એજન્ટ સમજી ગયા કે અભેચંદને નાણાંની જરૂરિયાત છે. એટલે જરાક વિચારમાં પડી ગયા અને તેમનું મોઢું ગંભીર

બની ગયું. પણ અભેચંદ તો નિશ્ચય કરીનેજ આવ્યા હતા અને કોઇ જાતનો પૂર્વગ્રહ બંધાઈ જાય તેને તક આપવા માગતા નહોતા.

તુરતજ પેલા બેંક મેનેજર પાસેથી જે ઓફીશિયલ પત્ર મેળવ્યો હતો તે તેમણે ટેબલપર મૂકયો. એ કાગળ વાંચીને એજન્ટ સાહેબના ચહેરા પરના ભાવો બદલાઇ ગયા.

“એમ !” સહસા તેમનાથી બોલાઇ ગયું. અડધું મેદાન તો તમે જીતીને આવ્યા છો !”

“હા જી.” અભેચંદે હસતાં હસતાં કહ્યું. “અને બાકીનું અડધું મેદાન હું જીતું તે તમારા હાથમાં છે.”

પછી અભેચંદે વિગતવાર વાત તેમને કરી અને છેવટમાં જણાવ્યું કે “મારી જે યોજના મારા મન સાથે મેં ઘડી રાખી છે તે મુજબ મને કદાચ પાઇનીયે જરૂર નહિ પડે, પણ મારે મારી તૈયારીઓ તો પૂરી કરી રાખવી જોઇએ.

“તમે મારી પાસેથી શું આશા રાખો છો ?” એજન્ટે પુછ્યું. આ જુવાન વ્યાપારીની બાહોશી પર અને હિંમત પર તે આફ્રીન થઇ ગયો હતો.

“બીજું કંઇ મારે જોઈતું નથી. ફકત જેવો એક કાગળ મેં બેંકમાંથી મેળવ્યો છે તેવો એક બીજો કાગળ તમે મને આપો. હું માનું છું કે નાણાંની જરૂર મને નહિં પડે.

એમ છતાં કદાચ જરૂર પડશે અને તમારી પાસેથી જો નાણાં લેવાં પડશે તો બેંક સાથે વ્યાજવટાવની જે શરતો કરી છે તે શરતો મુજબ તમારી પાસેથી હું નાણાં લઇશ અને એની સામે તમને પૂરતી જામીનગીરી આપીશ.”

એજન્ટે કહ્યું, કે “આ બધું જોતાં નાણાં ધીરવામાં મને કશો વાંધો દેખાતો નથી; પણ બોર્ડ ઓફ ડીરેકટર્સની મારે પરવાનગી મેળવવી જોઇએ. સદ્ભાગ્યે, આજે જ ત્રણ વાગે બોર્ડ ઓફ ડાયરેકટર્સની મિટિંગ અહિં મળવાની છે અને તેમાં હું એક અરજન્ટ મેટર તરીકે તમારી બાબત રજુ કરીને મંજુરી મેળવી લઇશ.”

અભેચંદને લાગ્યું કે એથી વધુ કંઈ તાત્કાલિક થઇ શકે તેમ નહોતું. “બોર્ડની મિટિંગમાં મારી હાજરીની જરૂર પડશે?” એમણે પૂછ્યું.

“ખાસ જરૂર નથી. પણ તમે એ વખતે આવીને અહિં મારી ઓફિસમાં બેસજો. જરૂર પડશે તો બોલાવીશ.” એજન્ટે જવાબ આપ્યો.

બપોરે બોર્ડની મિટિંગ સમક્ષ એજન્ટે આ વસ્તુ રજુ કરી અને જરૂરી બધાં કાગળીયાં અભેચંદ પાસેથી મંગાવી હાજર કર્યાં. બેંકના મેનેજરે જે કાગળ લખી આપ્યો હતો એ કાગળ પણ ત્યાં રજુ થયો અને તેની ડીરેકટરો ઉપર ઘણી સારી અસર થઇ. સાવચેતી ખાતર એમણે માણસ દોડાવીને પેલા કાગળ વિષે ખાત્રી કરાવી લીધી

અને તુરતજ બાકીની અર્ધી રકમ જરૂર પડયે ધીરવાનું મંજુર કર્યું.

અભેચંદ વખતસર ઓફીસમાં આવી ગયા હતા અને એજન્ટની ઓફીસમાં બેસી મિટિંગમાંથી એજન્ટ પાછા આવે તેની રાહ જોઇ રહ્યા હતા. પરિણામ જાણવા માટે તેઓ ઉત્સુક હતા.

આશરે એક કલાક પછી એજન્ટ પોતાના હાથમાં એક પરબીડીયું લઈને હસતા હસતા બહાર આવ્યા. અભેચંદ કંઇ પણ પૂછે તે પહેલાં પેલું પરબીડીયું તેમણે અભેચંદના હાથમાં મૂકયું.

અભેચંદે તુરતજ એ ખોલીને વાંચ્યું. અભેચંદને જે જાતના કાગળની જરૂર હતી તે કાગળ તેમાં ટાઇપ થએલો હતો અને તેમાં મેનેજીંગ એજન્ટની સહી ઉપરાંત બોર્ડ ઓફ ડીરેકટર્સના પ્રમુખની સહી પણ હતી.

આભાર માની, હસ્તધૂનન કરીને તુરતજ અભેચંદે ત્યાંથી રજા લીધી. પોતે જે કાગળીયાં ત્યાં આપ્યાં હતાં તે બધાં પણ પાછાં મેળવી લીધાં.

તે દિવસ તોફાનનો આગલો દિવસ હતો. આવતી કાલે નાણાં ચુકવવાનાં હતાં અને આજે એને લગતી ગોઠવણો અભેચંદે સંપૂર્ણ કરી હતી. અભેચંદના ભાગીદારો ખૂબ મુંઝાતા હતા પણ અભેચંદની કાર્યશકિતમાં એમને

અખૂટ વિશ્વાસ હતો. અભેચંદે પાંચ વાગ્યાને સુમારે જ્યારે પેઢીમાં પગ મૂકયો ત્યારે તેમનો ચ્હેરો હસતો હતો.

પોતાના ભાગીદારોને તેમણે પેલા બંને કાગળો બતાવ્યા અને સૌના જીવમાં જીવ આવ્યો.

"હવે કાલે એ બધાના હાથમાં ટકોરાબંધ નાણાં ગણી આપીશું." એક જણે કહ્યું.

"ના." અભેચંદ બોલ્યા. "નાણાં ગણી આપવાનો મારો વિચાર નથી. આવડી મોટી રકમ આ રીતે વ્યાજે લાવવી પડે એ કંઇ નાની સૂની વાત નથી. વ્યાજમાં સંભવ છે કે આપણો નફો તણાઇ જાય."

"પણ આબરૂ તો રહી જશે ને !"

"ખરી વાત. જો જરૂર પડશે તો એ રકમો લાવવી પડશે. પણ મારો વિચાર એવો છે કે એ રકમો લાવવી પડે નહિં; અને બધું સીધે સીધું પાર ઉતરી જાય તો સારૂં."

"એ કેમ બનશે ?"

"જુઓ, હું બનાવી આપું."

પછી તુરતજ જેમને નાણાં ચૂકવવાનાં હતાં તે બધા વ્યાપારીઓને ત્યાં અભેચંદ જાતે મળવા માટે ગયા. એક પછી એક બધા વ્યાપારીઓને તેમણે મળી લીધું. તે બધાને ગળે અભેચંદે ખૂબ મીઠાશથી પોતાની વાત ઉતારી.

"નાહક બેંકને વ્યાજ શા માટે ખાવા દો છો? તમે પોતે જ એ વ્યાજ શા માટે નથી ઉપજાવતા?" એ દલીલ લગભગ બધા વ્યાપારીને ગળે ઉતરી. બેંકના મેનેજર તરફથી તથા વીમા કંપનીમાંથી મળેલા બંને કાગળો અભેચંદે તે વ્યાપારીઓને બતાવ્યા અને જણાવ્યું, "જો તમારે નાણાંની જરૂરજ હોય તો તે હું તમને ચૂકવી શકું તેમ છું; પણ તે પછી આપણો સંબંધ અગાઉ જેવો નહિ રહે. હું તો સમાધાન વૃત્તિથી તમારી પાસે આવ્યો છું અને આપણો સંબંધ કાયમ રહે તેવું ઇચ્છું છું. છતાંયે જો તમારી ઇચ્છા મુદતે નાણાં ગણી જ લેવાની હોય તો મારી ના નથી."

બધા વ્યાપારીઓને જુદા જુદા મળીને અભેચંદે સૌની પાસે પોતાની વાત સ્વીકારાવી લીધી. જેમને નાણાંની સખ્ત જરૂર હતી તેવા કેટલાક વ્યાપારીઓએ અભેચંદને જણાવ્યું કે તમારી સાથેનો સંબંધ બગાડવાની અમને કલ્પનાએ નથી પણ અમારી સ્થિતિ ધીરધાર કરી શકવા જેવી નથી." પણ આવા વ્યાપારીઓ અને તેમની રકમો જુજ હતી. અભેચંદે તે રકમો પોતાની પાસેથી ચૂકવી આપી. શાખાઓ ઉપર સૂચના મોકલી હતી એટલે માલનું ધમધોકાર વેચાણ કરીને છૂટાં થતાં નાણાં રોજ રોજ એડન આવતાં હતાં. એટલે અભેચંદ પાસે અમુક રકમ તો હતી જ.

વ્યાપારીઓએ જ્યારે કબુલ કર્યું કે મુદત પાકતાં તે રકમોનો તેઓ હવાલો નાંખશે એટલે કે, હિસાબની રકમો

જમા કરીને વ્યાજુ ખાતે તે રકમો ઉધારશે, પછી તુરતજ પેલી યુરોપિયન ફર્મના મેનેજરને બોલાવીને બાકીની રકમ અભેચંદે આના પાઈ સીખ્ખે ચૂકવી આપી.

બીજે દિવસે જ્યારે અભેચંદની પેઢી ઉપર કોઈ વ્યાપારીઓ હિસાબ લેવા માટે આવ્યા નહિ ત્યારે પેલા વિઘ્ન-સંતોષીઓને ભારે તાજુબી સાથે નિરાશા સાંપડી. બધા દાંતમાં આંગળાં નાંખી ગયા. અભેચંદને બેંકમાંથી કે વીમા કંપનીમાંથી નાણાં લાવવાની જરૂર પડી જ નહિ અને ઈજ્જત બચી ગઈ.

તે સાંજે ઘેર આવીને ચિંતાતુર પત્નિને અભેચંદે ખબર આપ્યા –

"તોફાન વટાવ્યું. આપણે તદ્દન બચી ગયા છીએ." પતિ–પત્નિ બંનેની છાતી તે વખતે ગજગજ ઉછળે તેમાં નવાઇ જેવું શું છે?

# કામરાન

……………

## ( ૩૬ )

**સામાન્ય** માણુસોની દ્રષ્ટિ હમેશાં પોતાના વર્તુલમાંજ ફરે છે. પોતાની આસપાસ ફરતા વાતાવરણની મર્યાદામાં તેઓ જુએ છે અને એમાંજ વિચારે છે. જયારે મહાપુરૂષોની દ્રષ્ટિ ઘણી દીર્ઘ હોઈ દૂર દૂર ક્ષિતિજની યે પેલે પાર રહેલા વાતાવરણને જોવા તેઓ કોશીષ કરે છે. સામાન્ય રીતે ચાલાક અને હોંશીયાર માણુસો પોતાના ધંધાને પોતાના વર્તુલમાંજ જમાવવાની અને ખીલવવાની ઇચ્છા ધરાવતા હોય છે. જયારે સાહસિક પુરૂષો પોતાના વર્તુલને ભેદીને પેલે પાર નિકળવાની હમેશાં કોશીષો કરે છે. આપણા ચરિત્રનાયક અભેચંદની સ્વતંત્ર ધંધાદારી તરીકેની ઘણી ટુંકી કારકીર્દિમાં આપણે જોયું કે એડન પૂરતુંજ તેમનું લક્ષ્ય કેંદ્રિત નહોતું. એડનમાં પેઢી ખોલી અને એડનમાંજ ધંધો કરી બેસી રહેવું એ કંઇ સાહસીકતાનું લક્ષણ નથી. ઘણાજ ટુંકા વખતમાં અભેચંદે પોતાના ધંધાની શાખાઓ લોહીયા, પેરીમ, હોદેદા વિગેરે સ્થળોમાં ખોલી નાંખી હતી એ આપણે જોઇ ગયા.

એ દરમિયાન ઓથ ભાગી પડતાં આવેલી આફતને અને એ આફતમાંથી કુશળ મુસદીની જેમ માર્ગ કાઢી સફળતાપૂર્વક બહાર નીકળતા અભેચંદને પણ આપણે જોઇ ગયા. આવેલી આફતને જે કુનેહ અને હિંમત પુર્વક અભેચંદે પાછી

ધકકેલી. મુકી તે જોઇને કોઇને પણ તેમના તરફ માન થયા વિના રહે નહિ. માણસની આવડતની, અકકલની અને કાર્ય-શકિતની સાચી કસોટી આફતમાં થાય છે. સુવર્ણની સાચી કસોટી અગ્નિમાં થાય છે તેમ માણસની સાચી કસોટી પણ આફતોની આગમાં થાય છે. જે સો ટચનું સોનું હોય છે તેજ અગ્નિમાંથી બહાર આવે છે. એડન ખાતે આર્થિક આંધીનું જે તોફાન અભેચંદની આસપાસ ચડયું હતું તે એક એવા ભયંકર વમળ સમું હતું જેમાંથી કુશળ તરવૈયો પણ સલા-મત નિકળવાની આશા છોડી દે. પણ અભેચંદે અદ્દભુત બાહોશીથી એ તોફાન વટાવ્યું. એને પરિણામે સૌની ખાત્રી થઇ ગઇ કે અભેચંદ સો ટચનું સોનું છે.

એ વમળમાંથી સહીસલામત બહાર નિકળ્યા પછી અભેચંદનો પોતાનો આત્મવિશ્વાસ પણ અનેક ઘણો વધી ગયો. અભેચંદની ઇજ્જતનો ધ્વજ પણ આસમાનમાં અણુ-નમપણે ફરફરવા લાગ્યો. અભેચંદની હિંમત અને સાહસો ખેડવાની તમન્ના પણ તેથી દસ ઘણાં વધી ગયાં.

ધંધામાં પણ એ ઉત્સાહ રેડાયો અને ટુંક સમયમાં તો જાણે કે કશું બન્યુંજ નથી એમ કામકાજ પાછું ધમ-ધોકાર ચાલવા લાગ્યું. અભેચંદની દ્રષ્ટિ સમક્ષ આફતનું જે પડળ આવી પડયું હતું એ દૂર થઇ ગયું અને પોતાના ધંધાનાં ક્ષેત્રોને વિસ્તારવાની ઇચ્છા પુનઃ સતેજ થઈ. જેટલી શાખાઓ હતી તેટલેથી જ અભેચંદને સંતોષ થયો નહિ.

એક સાથે ઘણો માલ ગળામાં આવીને પડયો હોય ત્યારે તેની નિકાસ માટે ક્ષેત્ર તો શોધવું જ જોઈએ. એટલે અભેચંદે પોતાની કલ્પનાને આસપાસ દોડાવવા માંડી. સ્વાભાવિક રીતે જ અભેચંદની નજર કામરાન ઉપર પડી.

રાતા સમુદ્રમાં અનેક શકયતાઓથી ભરેલાં કેટલાંક બંદરો ઉપર જેમ અભેચંદે નજર દોડાવી હતી તેમ એક નાનકડા ટાપુ ઉપર પણ આ વખતે અભેચંદે નજર દોડાવી. કામરાન ટાપુનો નાનો સરખો પણ રળીઆમણો પ્રદેશ અભેચંદની આંખમાં વસ્યો અને ત્યાં પોતાની એક શાખા ખોલવાનો તેમણે વિચાર કર્યો.

કામરાન હાલ બ્રિટિશ ગર્વમેન્ટના તાબામાં છે. તે વખતે કેપ્ટન વિકહામ નામના એક અંગ્રેજ સજ્જન ત્યાં ગવર્નર તરીકે હતા. સીવીલ એડમીનીસ્ટ્રેટર તરીકે તેઓ ત્યાં રાજ્ય ચલાવતા હતા. આ ટાપુનાં હવાપાણી ઘણાં સારાં ગણાતાં અને તેને કારણે રજાના દિવસો ગાળવા માટે એડનથી ઘણા યુરોપિયન અમલદારો અને ધંધાદારીઓ ત્યાં જતા. એ કારણે અભેચંદની નજર ત્યાં પહોંચી અને એક તદ્દન અજાણ્યા પ્રદેશમાં સાહસ ખેડવાનો તેમણે વિચાર કર્યો.

પણ ત્યાં જઇને ધંધો શરૂ કરવા માટે એડન ખાતેના રેસીડેન્ટની પરવાનગીની જરૂર પડતી હતી. યુરોપિયન ના હોય તેવા વસાહતીઓને આ પરવાનગી તે વખતે ઘણી મુશ્કેલીથી મળતી. સામાન્ય રીતે નવા માણસોને અમુક અમુક ખાસ

સ્થળોમાં ધંધાર્થે દાખલ નહિ કરવાની અંગ્રેજ સરકારના પર-દેશ ખાતાની કચેરીની નીતિ રહી છે. એ નીતિ અનુસાર રેસી-ડેન્ટને તથા બીજા અમલદારોને વર્તવું પડે છે. એટલે, કદાચ પર-વાનગી નહિ મળે તો સોનાની જાળ નાહક પાણીમાં બોળ્યા બરાબર થશે એવી સલાહ અભેચંદના બીજા ભાગીદારોએ આપી. પણ અભેચંદ તો પુરૂષાર્થમાં માનતા હતા. છેલ્લી આફતમાંથી સહી-સલામત નીકળ્યા પછી તેમનો ઉત્સાહ ઘણો વધી ગયો હતો.

તેમણે કામરાનમાં શાખા ખોલવાની એડન ખાતેના રેસીડેન્ટ પાસે બેધડક પરવાનગી માગી.

અંગ્રેજ સરકાર પાસે અગત્યના માણસો વિષે માહિતિ આપતાં દફતરો સામાન્ય રીતે રહે છે. જેમણે અંગ્રેજ સરકાર વિરૂદ્ધ નાનું સરખું કામ પણ કર્યું હોય તેની નોંધ રહે છે; અને જેમણે સરકારને મદદ કરી હોય અથવા સરકારની ઇજ્જતને ઉજ્વળ બનાવનારૂં કોઇ કાર્ય કર્યું હોય તો તેમની નોંધ પણ રહે છે.

એડનના તે વખતના રેસીડેન્ટે, જ્યારે અભેચંદનો કામરાનમાં શાખા ખોલવાની પરવાનગી માગતો પત્ર જોયો ત્યારે તુરતજ સરકારી દફતરો મંગાવ્યાં. અભેચંદને વિષે એમાં જે નોંધ હતી તે જોયા પછી પરવાનગી આપવાની ના શી રીતે પાડી શકાય? જે માણસે, પોતે બ્રિટીશ રૈયત હોવાને કારણે વર્ષો સુધી શત્રુની નજરકેદ વેઠી હોય અને એ દરમિયાન ઘણું દુઃખ વેઠવા છતાં શત્રુ પક્ષમાં ભળી

જવાથી જે દૂર રહ્યો હોય એવા માણસને ના કેમ પાડી શકાય ? ઉપરાંત ટૂંકે વખતમાં એડનમાં પણ ઘણી સુંદર છાપ અભેચંદે પાડી હતી અને એ વાતની પણ રેસીડેન્ટ સાહેબને જાણ થઇ હતી. એટલે તેમણે અભેચંદને તુરતજ જોઈતી પરવાનગી આપી. કામરાન ખાતે શાખા ખોલવાની આમ પરવાનગી મળી ગયા પછી અભેચંદને ખૂબ આનંદ થયો અને તે માટેની સર્વ તૈયારીઓ તેમણે ઝપાટાબંધ કરવા માંડી.

કામરાનમાં શાખા ખોલવાનો વિચાર કર્યા પછી તુરતજ બીજો એ પ્રશ્ન ઉપસ્થિત થયો, કે ત્યાં પણ કોઈ વિશ્વાસુ સાથીને ભાગીદાર તરીકે ગોઠવવો જોઇએ. તેમના અતી વિશ્વાસુ સાથીઓ લગભગ બધા ગોઠવાઇ ગયા હતા અને એડન ખાતે કોઇની ઉપર અભેચંદની નજર ઠરતી નહોતી.

શરૂઆતથી જ પોતાના દેશબંધુને અને ખાસ કરીને જ્ઞાતિબંધુઓને ઠેકાણે પાડવાની નીતિ અભેચંદે રાખી હતી. આ વખતે પણ કોઇ જ્ઞાતિબંધુને કામરાન શાખામાં લાભ આપવાનો વિચાર કર્યો. અને શ્રી હીરાચંદ લખમીચંદને (જેઓ અત્યારે કામરાન ખાતે અભેચંદની પેઢીનો વહીવટ સંભાળે છે) તેમણે તેડાવ્યા. કામરાન ખાતેની શાખામાં તેમને ભાગીદાર બનાવ્યા અને પૂરી તૈયારીઓ સાથે કામરાન ખાતે તેમણે પોતાની શાખા ખોલી. શરૂઆતમાં થોડો વખત પોતે

ત્યાં રહ્યા અને ભાગીદારને સરાડે ચડાવીને એડન ખાતે તેઓ પાછા આવ્યા.

કામરાન ખાતેની તેમની આ શાખા, શાખા મટીને હેડ ક્વાર્ટર કેવી રીતે બની તથા અભેચંદ ઉપર ભાગ્યદેવીની વધુ કૃપા કેવી રીતે ઉતરી તે હવે આગળ ઉપર આપણે જોઇએ.

# થાણું બદલ્યું.

( ૩૭ )

**આમ અભેચંદે** ટૂંક વખતમાં પોતાના ધંધાને ચોમેર વિસ્તારવા માંડયો. પરમ્ પુરૂષાર્થ આગળ ભાગ્યદેવીને નમતું મૂકવું પડે છે તેમ તેમનો ધંધો સારી રીતે ખીલવા લાગ્યો.

એડનને હેડ ક્વાર્ટર તરીકે રાખીને પોતાની બીજી શાખાઓનો વ્યાપાર ખીલવવામાં પોતાના ભાગીદારોને અભેચંદે સારી પેઠે મદદ કરી. નાની મોટી કોઈ પણ બાબતમાં જ્યારે મુંઝવણ ઉભી થઇ હોય ત્યારે અભેચંદની ન્યાયવૃત્તિ અને ચપળ બુદ્ધિ તેનો ઝડપથી ઉકેલ કરી આપતી. પરિણામે ભાગીદારોની એકનિષ્ઠા વધુ ગાઢ બનતી.

ધંધાને અંગે પોતાની બધી શાખાઓની અભેચંદને અવારનવાર મુલાકાત લેવી પડતી. આ બધી મુલાકાતો દરમિયાન કામરાન સ્થળ અભેચંદને ઘણું પસંદ આવી ગયું હતું. એ સ્થળની જેમ જેમ વધુ મુલાકાતો લેવાતી ગઇ તેમ તેમ એ સ્થળ પ્રત્યેનું અભેચંદનું આકર્ષણ પણ વધતું ગયું. વ્યાપાર ધંધાની અનેક શકયતાઓ આ સ્થળમાં પડેલી અભેચંદની વેધક દૃષ્ટિને દેખાતી હતી. ઉપરાંત હવા પાણી પણ આ સ્થળનાં ઘણાંજ અનુકુળ અને માફક આવે તેવાં

હતાં. એટલે અભેચંદના મનમાં એવો વિચાર આવ્યો કે પોતાના ધંધા ઉપર એડન બેઠાં દેખરેખ રાખવાને બદલે કામરાનમાં બેઠાં બેઠાં દેખરેખ રાખવાનું શા માટે કરવું નહિ? પોતાના ધંધાનું વડી ઓફીસ તરીકેનું ઠેકાણું ભલે એડન ખાતે રહે, પણ પોતાને રહેવા માટેનું વડું મથક શા માટે કામરાન ખાતે ન રાખવું?

વળી વધુ વિચાર કરતાં એમ લાગ્યું કે કામરાન સિવાયની બીજી શાખાઓમાં જુના માણસો હતા અને તે લોકો અનુભવી હોઈ કુશળતાપૂર્વક વહીવટ કરતા હતા. એટલે અભેચંદે વિચાર કર્યો કે પોતે કામરાન ખાતે જઇને વસવું.

માણુસના મનમાં સારા નરસા વિચારો જ્યારે આવે છે, ત્યારે તેમાં દૈવનો પણ કંઇક હાથ હોય છે એવું આપણાં ઘરડાંઓ કહે છે તે કંઇ પાયા વિનાની વાત નથી. સરખી અક્કલવાળા બે માણસોમાંથી એક જણ હાથ જોડીને ઘરના ખૂણે બેસી રહે છે, અને બીજો બેઠો હોય ત્યાંથી ઉઠીને પુરૂષાર્થ કરવા લાગે છે, તેમાં વિધિનો હાથ શું નથી! પુરૂષાર્થ અને પ્રારબ્ધ એ બેમાંથી કોણ બળવાન છે એ પ્રશ્ન ઘણા વખતથી આપણે ત્યાં ચર્ચાય છે; અને આ લેખકની ધારણા મુજબ ચર્ચા માટેનો એ સનાતન વિષય છે. કોઇ કહે છે કે પુરૂષાર્થ આગળ પ્રારબ્ધ ઝાંખું પડી જાય છે; અને કોઇ કહે છે કે પ્રારબ્ધ વિના દુનિયામાં સફળતા મળતી નથી. કોઈ વળી "મનુષ્ય યત્ન, ઈશ્વર કૃપા"વાળા "

સિધ્ધાંતની વાત કરે છે અને પ્રારબ્ધ તથા પુરૂષાર્થ બંનેને સફળતા માટે સંયુકત રીતે જવાબદાર ગણે છે. ત્યારે કેટલાક-નું માનવું એવું છે કે પ્રારબ્ધ જ્યારે ઉત્તમ હોય છે અને એની કૃપા જ્યારે ઉતરે છે ત્યારે પુરૂષાર્થ કરવાની પ્રેરણા મનુષ્યને તે આપે છે. આનો બીજો અર્થ એવો થાય કે જ્યારે પ્રારબ્ધ બળવાન બને ત્યારે પુરૂષાર્થ કરવાની પ્રેરણા તે પોતાની મેળે આપે છે. આ વાત સાચી માનીને કોઈ પુરૂષાર્થ કરવા માટે પ્રારબ્ધની પ્રેરણાની રાહ જુએ તો જરૂર ખત્તા ખાય અને ભૂખે મરે. આ બધી વાતોમાંથી સાચી અને કઈ ખોટી એ વિવાદાસ્પદ પ્રશ્ન છે. પણ દરેક માણસે એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે યત્ન કરવો તે અનિવાર્ય ફરજ છે. યત્ન કરનારને તેનું ફળ હંમેશાં મળે છે. શ્રીમંત બનવું એ તો ઈશ્વરાધીન છે પણ યત્ન કરવાથી રોટલો તો જરૂર મળી રહે છે.

**એ બધું ગમે તેમ હોય, પણ પુરૂષાર્થ કરનારને ભાગ્ય જો સાનુકુળ હોય તો વધુ પુરૂષાર્થ કરવાની પ્રેરણા ઇશ્વર આપે છે. એ વાતને જો સાચી માનીએ તો એમ કહેવું પડશે કે પોતાના પુરૂષાર્થને વધુ બહોળો બનાવવાની પ્રેરણા આપનાર ભાગ્યદેવીએ કામરાન જઈને વસવાની અભેચંદને પ્રેરણા આપી.**

અભેચંદે પોતાના ભાગીદારો સાથે પ્રથમ આ બાબતની વાતચીત કરી જોઈ. પછી પોતાની પત્નિને પણ એ બાબતમાં પૂછી જોયું- સૌ. સંતોકબાઇએ પતિને જવાબમાં જણાવ્યું કે—

"જ્યાં તમે લઇ જશો ત્યાં હું જરૂર આવીશ."

"પણ એ તદ્દન અજાણ્યું સ્થળ છે. ત્યાં અહિંની માફક પાડોશ મળશે નહિ."

"તમે હો એટલે મારે બીજા કોઇની જરૂર નથી." સંતોષપૂર્ણ નેત્રે સંતોકબાઇએ જવાબ આપ્યો. અને બંને જણ હસી પડયાં. અ. સૌ. સંતોકબાઇમાં કેટલી હિંમત હતી અને પોતાના પતિની સાહસિકવૃત્તિને પ્રેરણા આપવાનુ કેટલું બળ હતું તે આ બનાવ ઉપરથી સમજી શકાય તેવું છે. સૌ. સંતોકબાઇ વિષે અગાઉ જે લખાયું છે તે લખનારે આવાં અનેક સ્મરણોમાંથી યોજેલું છે.

કામરાન જતાં પહેલાં પોતાની મુખ્ય શાખાઓનો તથા એડનનો વહીવટ યોગ્ય રીતે ગોઠવવાની જરૂર હતી. અભેચંદે હોદ્દેદાના પોતાના ભાગીદારને એડન બોલાવીને પોતાનો કામરાન જઇ રહેવાનો ઇરાદો જણાવ્યો. હોદેદા ખાતેનો કુલ વહીવટ પોતાના ભાગીદારને સોંપવાની ઇચ્છા પ્રદર્શીત કરી અને અરસપરસનાં હિતો જળવાય એ રીતે એને લગતી બધી ગોઠવણો પણ અભેચંદે પૂરી કરી.

પછી એડનનો વહીવદ પણ એડન ખાતેના પોતાના ભાગીદારને સોંપ્યો. પોતાના બધા ભાગીદારોમાં અભેચંદે પોતાનો અચળ વિશ્વાસ જાહેર કર્યો અને તેમને કહ્યું કે "જ્યાં સુધી આપણા વ્યાપારમાં અને અરસ પરસ વચ્ચેના આપણા સંબંધમાં નીતિ જળવાઇ રહેશે ત્યાંસુધી આપણો સૂર્ય અચળ તપવાનો છે."

ખરેખર, આ એક મોટું સાહસ હતું એડન, હોદ્દેદા વિગેરે સ્થળોનો વ્યાપાર જમાવેલો અને ધીકતો હતો. કામરાનમાં તો નવેસરથી શરૂઆત કરવાની હતી. એડનમાં ઘણા વરસનો વસવાટ હોઇ લગભગ વતન જેવું એ સ્થળ હતું. અને કામરાન તો તદ્દન અજાણ્યો અને નર્યો પરદેશી મુલક હતો. ચાલુ ધીકતી રોજી પરાયાના હાથમાં ભગવાનને ભરોસે મૂકીને નવેસરથી એકડે એક ઘૂંટવા માટે જવાના આપણા આ ચરિત્રનાયકના કાર્યની પાછળ નર્યો પુરૂષાર્થ અને બેનમુન સાહસવૃત્તિ તરવરે છે. ધીકતો ધંધો ભાગીદારોના હાથમાં છોડવો તે અપ્રતિમ વિશ્વાસુપણું અને દિલાવરદિલી બતાવે છે. એનો બદલો આપ્યા વિના ઇશ્વર કેમ રહે?

જરૂરી સઘળી વ્યવસ્થા કરીને અભેચંદે પોતાનું થાણું બદલ્યું અને કુટુંબ સાથે એડન છોડી કામરાન ખાતે વસવાટ શરૂ કર્યો.

# પ્રમાણિક વ્યાપારી

( ૩૮ )

**સામાન્ય રીતે જ્યારે** કમાવા માટે લોકો પરદેશ જાય છે ત્યારે તેમનું લક્ષ્ય એક કમાણી કરવામાં જ હોય છે. એવા ઘણા માણસો જાણવામાં આવ્યા છે જેઓ કમાણી કરવાના તેમના લક્ષ્યમાં પ્રમાણીકપણું અને માણસાઈ પણ ભૂલી જાય છે. 'પરદેશ આવ્યા છીએ તો યેન કેન પ્રકારેણ પૈસા પેદા કરવા' એ એક માત્ર વાત તેઓ યાદ રાખે છે. પણ આપણા ચરિત્રનાયક અભેચંદ તદ્દન જુદી પ્રકૃતિ ધરાવતા હતા. બચપણમાં તેમણે ઘણીવાર સાંભળેલું કેઃ—

" નામ રહંતાં ઠાકકરાં, નાણાં નવ રહંત,"
કીર્તિ કેરાં કોટડાં, પાડયાં નવ પડંત. "

આ વાત તેમના મનમાં હાડોહાડ દાખલ થઇ ગઈ હતી. નાણું તો આજ છે ને કાલ નથી. નામ રહેવાનું છે. માણસે સારાં કામો કર્યાં હોય તો લોકો યાદ કરે છે અને પૂતળાં બનાવી પૂજે છે. ઘણાયે કરોડપતીઓ ચાલ્યા ગયા, તેમનાં નામ સરખાં આજે જાણમાં નથી.

એટલે કામરાનમાં આવીને વસ્યા પછી અભેચંદે સાથી પ્રથમ પોતાના ધંધાને પ્રમાણિકતાના શિખર ઉપર ચડાવવા પાછળ લક્ષ્ય આપ્યું. પોતાના નફા માટેની મર્યાદા

નક્કી કરી અને નાનું બાળક આવે કે જઈફ ઉમરનું કોઈ આવે, સૌની સાથે એકજ ભાવ અને મીઠાશથી કામ લેવા માંડયું. પોતાની દુકાનમાં સૌને તેમણે કહી દીધું કે;—

**“ કોઈની પાઇ ઓછી આવી જાય તેનો વાંધો નહિ પણ એક પાઈ કોઈની વધારે ન આવવી જોઇએ.” અને આ નિયમનું તેમણે સખ્ત પાલન કરવા માંડયું,**

એક વાર એક આરબ ડોસો માલ લઇને પરચુરણ લીધા વિના ચાલ્યો ગયો. આ વાતની અભેચંદને પાછળથી ખબર પડતાં તેમણે પોતાના માણસને સખ્ત ઠપકો આપ્યો. એ નાણું એક પડીકામાં બાંધીને જુદું રખાવ્યું. આ પ્રસંગ વિષે અભેચંદભાઇ કહે છેઃ—“ તે આખી રાત મને ઉંઘ આવી નહિ. એક ગરીબ માણસની એક પાઈ પણ મારે ત્યાં રહી ગઇ હોય તો ઉંઘ કેવી રીતે આવે ?”

બીજે દિવસે પેલો આરબ ડોસો આવ્યો અને તે પૂછવા લાગ્યોઃ—

“પરચુરણ તમે મને આપ્યું હતું ? મને બરાબર ખ્યાલ નથી. કદાચ રસ્તામાંયે મેં પાડી નાંખ્યું હોય. ”

અભેચંદે તરતજ પેલું બાંધી રાખેલું પડીકું એના હાથમાં મૂકયું. અને પેલો ડોસો એટલો બધો રાજી થયો કે હજાર હજાર દુવા દેવા લાગ્યો.

એક વાર એક પરદેશી અમલદાર દેશમાં જવાનો

હતો અને જતી વખતે તેને કંઇક યાદ આવતાં અભેચંદની દુકાને આવીને થોડોક મેવો ખરીદી ગયો. વહાણ ઉપડવાની તૈયારી હતી અને પેલો ઉતાવળમાં હતો; એટલે માલ લઇને તે ચાલતો થયો. નોટ એણે અગાઉથી આપી રાખ્યું હતું અને છૂટા લેવાના તે ભૂલી ગયો.

બીજું કોઈ ઘરાક હતું એટલે પેલો અમલદાર ચાલ્યો ગયો તેનો ખ્યાલ અભેચંદને રહ્યો નહિ. પણ પછી તરત ખ્યાલ આવ્યો કે પરચુરણ લીધા વિના તે અમલદાર ચાલ્યો ગયો.

દુકાન ઉપર આ વખતે બીજો માણસ હતો નહિ અને વાર લાગે તો વહાણ ઉપડી જાય તેમ હતું. એક ક્ષણમાં અભેચંદે નકકી કરી લીધું અને દુકાન વસતી કરીને બંદર તરફ તેમણે દોટ મૂકી. વહાણ લગભગ ઉપડવાની તૈયારીમાં હતું અને અભેચંદ ત્યાં હાંફતા હાંફતા પહોંચી ગયા.

પેલા અમલદારે દૂરથી અભેચંદને આવતા જોયા અને એ વિચારમાં પડી ગયો. શું પૈસા આપવાનું પોતે ભૂલી ગયો હશે? એવો વિચાર આવ્યો. પણ પોતે પરચુરણ લેવાનું ભૂલી ગયો હતો તેનો તો એને ખ્યાલ જ ના આવ્યો. વળી પૈસા લેવાનું કે બીજું કંઇ સ્વાર્થનું કામ હોય ત્યારેજ વ્યાપારી દોડતો આવે એવું એનું માનવું હતું; એટલે અભેચંદ જ્યારે નજીક આવી પહોંચ્યા ત્યારે એણે

રૂવાબમાંજ કહ્યું:—"હું ધારૂં છું કે મેં તમને તમારા માલનાં નાણું ચૂકાવી આપ્યાં છે."

"હા જી," હાંફતાં હાંફતાં અભેચંદે કહ્યું. "પણ બાકીના પૈસા પાછા લેવાનું તમે ભૂલી ગયા હતા." એટલું કહીને બાકીના પૈસા અભેચંદે પાછા આપ્યા.

પેલા અમલદારની તાજુબીનો પાર રહ્યો નહિ. એણે કહ્યું. "એટલા માટે દોડધામ શા માટે કરી? આટલા પૈસામાં હું કંઇ ગરીબ થઇ જવાનો નહોતો."

"બરાબર છે, એટલા પૈસામાં હું કંઇ તાલેવર પણ થઇ જવાનો નહોતો. એથી ઉલટું એ વિના હકના થોડાક પૈસા મારે ત્યાં રહ્યા હોત તો મારી પાસે જે છે એને પણ સાથે લેતા જાત."

બંદર ઉપર પેલા અમલદારને સફળ સફર ઇચ્છવા આવેલા બીજા અમલદારો પણ દિગ્મૂઢ બની ગયા. ટાપુમાં આવેલા આ નવા વ્યાપારીની પ્રમાણિક વૃત્તિ જોઇને બધાને તેમના તરફ માન ઉત્પન્ન થયું અને સૌએ છૂટે મોઢે અભેચંદનાં વખાણ કર્યાં. પેલા અમલદારે તો કહ્યું કેઃ—

'હિંદુસ્તાનના વ્યાપારીઓ આટલી હદ સુધી પ્રમાણિક હોય છે એ શુભ યાદ હંમેશને માટે હું મારા દિલમાં સાચવી રાખીશ.'

ખરેખર, અભેચંદે કહ્યું:—'એ હરામનું ધન જો મેં

રાખ્યું હોત તો મારૂં છે તે પણ લઇને જાત.' એ વાત તદ્દન સાચી છે. ધનવાન માણસોમાં બે પ્રકારના માણસો હોય છે. એક વર્ગ પ્રમાણીકપણે મહેનત કરીને અને પરસેવાનાં ટીપાં ઉતારીને શ્રીમંત બનેલો હોય છે. બીજો વર્ગ વગર મહેનતે શેરસટ્ટામાં કે આડાઅવળા માર્ગે પૈસો કમાએલો હોય છે. પહેલો વર્ગ ધનનો પોતે સ્વામી હોય છે. બીજો વર્ગ ધનનો ગુલામ હોય છે. પહેલો વર્ગ પોતાના ધનનો યથેચ્છ ઉપભોગ કરે છે અને સંપત્તિ ઉપર પોતે સ્વારી કરે છે. બીજા વર્ગ પાસે ધન અનેક કાળાં ધોળાં કરાવે છે અને સંપત્તિ એવા માણસોની ઉપર સ્વારી કરે છે. પહેલો વર્ગ ધનનો સદુપયોગ કરે છે. બીજા વર્ગ પાસે ધન અનેક અનાચારો ને દુરાચારો કરાવે છે. આપણા ચારિત્રનાયક અભેચંદભાઇ પ્રથમ કક્ષાના શ્રીમંત છે તે આપણે આગળ ઉપર જોઇશું. ધનને તેમણે આપબળે પરસેવાનાં ટીંપાં પાડીને મેળવ્યું છે અને ધનની સાથે આવતાં અનિષ્ટોને લાત મારીને તેમણે દૂર રાખ્યાં છે.

ઉપર વર્ણવ્યો તે પ્રસંગ આખા કામરાન ટાપુમાં ચર્ચાનો વિષય થઇ પડયો અને શરૂવાતથી જ અભેચંદની એક અતિ પ્રમાણીક વ્યાપારી તરીકે છાપ પડી ગઇ. કહેવાની ભાગ્યેજ જરૂર છે કે અભેચંદનો વ્યાપાર એ નાનકડા ટાપુમાં આપમેળે જામવા લાગ્યો.

# આકર્ષણનું કેંદ્ર

[ ૩૯ ]

**એક પ્રમાણીક** વ્યાપારી તરીકેની છાપ પડી ગયા પછી અભેચંદની લાગવગ કામરાનમાં આસ્તે આસ્તે વધતી ગઈ. સ્થાનિક પ્રજામાં તો અભેચંદના નામની બોલબાલા થતી રહી. અમલદાર વર્ગની પ્રીતિ પણ અભેચંદ ઉપર ઉતરવા માંડી. ટુંકમાં, અભેચંદનું વ્યકિતત્વ અને એમની દુકાન કામરાનમાં આકર્ષણનું કેંદ્ર બની રહ્યાં. બહારથી આવતા મુસાફરો માટે પણ અભેચંદની દુકાન એક આકર્ષણ સમી થઇ પડી. ત્યાંનાં જોવા લાયક સ્થળોમાં અભેચંદની દુકાનનું નામ પણ ગણાવા લાગ્યું. ત્યાં આવતા જતા મુસાફરો માટે અભેચંદનું પ્રમાણિક વ્યાપારી તરીકેનું નામ એક યાદગાર ઘટના સમું બની ગયું.

અમલદારોને ત્યાં જરૂરી ચીજભાવ પૂરૂં પાડવાનું અભેચંદનેજ કહેવામાં આવતું અને તેમાં માલ વિષે કે ભાવ વિષે ફરીયાદ કરવાનું કારણ કદી પણ મળતું નહિ. ધીમે ધીમે આખા કામરાન ટાપુ ઉપર અભેચંદના વ્યકિતત્વનું પ્રભુત્વ જામ્યું અને ત્યાં વસતી સર્વે કોમોને માટે અભેચંદ એક આસજન સમા થઈ પડયા. યુરોપિયન અમલદારો અભેચંદને પોતાના મિત્ર ગણવા લાગ્યા અને વાર તહેવારે તથા ખાસ પ્રસંગોએ જ્યારે કંઇ પાર્ટી કે એવી કંઈ મિજલસ હોય

ત્યારે અભેચંદને તેઓ પોતાને ત્યાં આમંત્રણ આપી સત્કારવા લાગ્યા. અભેચંદે પણ પોતાને ત્યાં પ્રસંગોપાત અમલદાર વર્ગને તથા અન્ય પ્રતિષ્ઠિત વર્ગને સન્માન સમારંભ ગોઠવી સત્કારવા માંડયો. આમ ધીમે ધીમે એક સામાન્ય વ્યાપારી નહિ પણ એક આપ્તજન તરીકે અભેચંદે સ્થાન મેળવ્યું. વળી અભેચંદની ચકોર બુદ્ધિ વડે પણ ઘણા અંજાયા નાની મોટી કોઈ બાબતમાં જરૂર પડયે અભેચંદની સલાહ માગવામાં આવતી અને તે કારગત નીવડતી.

અભેચંદનો આ સંબંધ વધતો વધતો છેક કામરાનના સિવિલ એડમિનિસ્ટ્રેટર અને ગવર્નર કેપ્ટન વિકહામ સુધી પહોંચ્યો. એક સાચા ખેલ દીલ (Shortsmanlike) માનવી તરીકે અભેચંદની કેપ્ટન વિકહામે પણ ખૂબ પ્રસંશા કરી છે.

પોતાના ધંધા ઉપરાંત બીજાં જાહેર કાર્યોમાં પણ અભેચંદે ધ્યાન આપવા માંડયું હતું અને સર્વની પ્રીતિ મેળવી હતી. મોટા અમલદારોને પોતાને ત્યાં પાર્ટી ગોઠવી આમંત્રણ આપવામાં ખર્ચ સારી પેઠે થતું; પણ અભેચંદે એનો હિસાબ કદિ ગણ્યો નહોતો. એમના મનમાં એમ હતું કે આ વેરાન અને અજાણ્યા ટાપુમાં વસનારાઓ સાથે ભાઈચારો કેળવી શકાય તો તે અમુલ્ય બાબત હતી. કોઈ ધંધાદારી ગણત્રીથી અભેચંદે આ સંબંધ વધાર્યો નહોતો. શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહ્યું છે કેઃ—कर्मण्येवाऽधिकारस्ते माफलेषु कदाचन।

અર્થાત્ કર્મ કરવાનો તારો અધિકાર છે, ફળની અપેક્ષા રાખવાનો નહિ. તેવી રીતે કોઈ પણ જાતના ફળની અપેક્ષા રાખીને અભેચંદે સંબંધ તથા લાગવગ વધારી નહોતી. ફક્ત એ ટાપુના જીવનમાં નવીન રસ પ્રગટે અને અમલદારો અતડા રહેતા હતા તેને બદલે પ્રજાજનો સાથે ભળે એ હેતુથી એ બધું ગોઠવાતું. અમલદારો જ્યારે આવવાના હોય ત્યારે કામરાનનાં પ્રજાજનોમાંથી પ્રતિષ્ઠિત આગેવાન વ્યક્તિઓને પણ અભેચંદ નોંતરતા, ત્યાં સૌ ભેગા મળીને ખાતા, પીતા, આનંદ કરતા અને સુખદુઃખની ચર્ચા પણ કરતા.

આમ ટૂંક વખતમાં અભેચંદનું વ્યક્તિત્વ કામરાનવાસીઓ માટે આકર્ષણનું એક કેંદ્ર બની ગયું.

# દિશા પલટો

[ ૪૦ ]

**કામરાનનો કબ્જો** લીધા પછી એ ટાપુને ખીલવવાનો વિચાર સરકાર કરી રહી હતી. અસલ કામરાન આરબ પ્રજાના હાથમાં હતું. ત્યાર પછી સ્પેનીશ લોકોએ એનો કબ્જો લીધો હતો અને ત્યાં એક મશહુર કિલ્લો બાંધ્યો હતો. આ કિલ્લો હજુ પણ કામરાનની પ્રાચીન મહત્તાના સ્તંભ તરીકે ત્યાં મોજુદ છે. અલબત, અનેક લડાઈઓને કારણે એ કિલ્લામાં ઘણાં ગાબડાં પડેલાં છે. પરન્તુ પુરાતન અવશેષતરીકે એ કિલ્લાને હજુ પણ બ્રિટિશ સરકારે જાળવી રાખ્યો છે. મહાયુદ્ધ વખતે કામરાન તુર્ક લોકોની હકુમત હેઠળ હતું. તુર્ક સરકારે મહાયુદ્ધમાં જર્મનીની તરફેણ કરી અને બ્રિટન સામે લડાઈ જગાવી ત્યારે રાતા સમુદ્રમાંનો આ ટાપુ તુર્ક લોકો પાસેથી અંગ્રેજ સૈન્યે પડાવી લીધો હતો અને રાતા સમુદ્રમાંનાં તુર્ક બંદરો પર હુમલો કરવા જતી બ્રિટિશ મનવારો માટેના મુખ્ય મથક તરીકે તેનો ઉપયોગ કર્યો હતો.

મહાયુદ્ધ પછી મિત્રરાજ્યો જ્યારે ઉજાણી જમવા બેઠાં, પરાજીત પ્રજાઓ પાસેથી પડાવી લીધેલા માલની વહેંચણી કરવા બેઠાં ત્યારે કામરાન ટાપુ વહીવટ કરવા માટે બ્રિટિશ સરકારને સોંપવામાં આવ્યો હતો. જો કે એ બ્રિટીશ સર-

કારની માલિકિનો ટાપુ હજુ ગણાતો નથી; એને આંતર-રાષ્ટ્રિય વિસ્તાર (મિત્ર રાજ્યોની સંયુક્ત માલીકીનો) ગણુ-વામાં આવે છે; પણ હવે બ્રિટિશ સરકારના સંપૂર્ણ કાબુ હેઠળ તે છે.

ટાપુનો કબજો લીધા પછી ત્યાંના સત્તાવાળાઓએ એની ખીલવણી કરવા માટેની એક યોજના તૈયાર કરી હતી. તે વખતે કામરાન એડનની નીચે હતું. અને એડન હિંદુસ્તાનના એક પ્રાંત તરીકે હોઈ કામરાનની યોજનાને મંજુરી માટે હિંદી સરકાર પાસે આવવું પડતું. હિંદી સરકાર આ યોજનાને સંસ્થાનિક કચેરી પર મોકલી આપે અને ત્યાંથી મંજુરી આવે તે પાછી એજ રસ્તે કામરાન પહોંચે. એની આ મુસાફરી દેખીતી રીતેજ લાંબી હોઇ તેને લાંબો વખત પણ લાગે.

પણ એ લાંબી મુસાફરી પુરી કરીને કેપ્ટન વિકહા-મની યોજના કામરાન આવી પહોંચી. શરૂઆતમાં કેટલાંક સરકારી મકાનો બાંધવાનું મંજુર થયું હતું અને એના કોન્ટ્રાકટ માટે ટેંડરો માગવાનું નક્કી થયું હતું. કામરાનના સત્તાવાળાઓએ આ માટે ટેંડરો માગતી જાહેરાતો પણ બહાર પાડી હતી.

કામરાનમાં તે વખતે કોઇ કોન્ટ્રાકટરો હતા નહિ. એવડા નાના ટાપુમાં કોન્ટ્રાકટરોનું હોવું સંભવિત પણ નથી.

એટલે, એડન તરફ સ્વાભાવિક રીતેજ સત્તાવાળાઓએ નજર દોડાવી અને ત્યાંથી ટેંડરો મંગાવ્યાં.

કામરાનના અમલદારો સાથે આ દરમિયાન અભેચંદને ઘણો સારો સંબંધ બંધાયો હતો. એટલે, ટેંડરો માગવામાં આવ્યાં છે એ વાતની તેમને ખબર પડી.

કિશોરાવસ્થામાં દિનશાહ શેઠને ત્યાં મિલિટરી કોન્ટ્રાકટ વિગેરે કામનો અનુભવ અભેચંદને મળ્યો હતો અને મોનસ્યોર બીસેને ત્યાં બીલ્ડીંગ સુપરવાઇઝર તરીકે કામ કરી મકાનોના બાંધકામને લગતો નાનો મોટો બધો અનુભવ અભેચંદે મેળવેલો હતો. તે બધું એમને આ વખતે યાદ આવ્યું. વિચાર આવ્યો કે ભૂતકાળમાં લીધેલા અનુભવનો ઉપયોગ શા માટે કરવો નહિ? અલબત્ત, એ એક સાહસ તો હતું જ, ગણત્રીમાં જરાક ભૂલ થઇ તો પછી સરકારી કામકાજમાં કોઈ દાદ દે તેમ નહોતું અને હવેલું બાંધવા જતાં ઝુંપડું પણ ગુમાવી બેસવું પડે તેવી વાત હતી.

અત્યાર સુધી કાપડ, કરીયાણું (Provisions) વિગેરેનો વેપાર હતો અને તેમાંથી ખર્ચ જોગું મળી રહેતું હતું. અભેચંદને એટલાથી પૂરો સંતોષ હતો. વળી એડન, હોદેદા વિગેરે શાખાઓ પણ સારો વ્યાપાર કરતી હતી અને સાધારણ રીતે આવક સારી હતી; એટલે પૈસાની દ્રષ્ટિએ અભેચંદને સંપૂર્ણ સંતોષ હતો. લક્ષાધિપતિ બનવાની તાલાવેલી અભેચંદના મનમાં ઉગીજ નહોતી. ઘડીક

અભેચંદના મનમાં એમ થયું કે હવે નાહક શા માટે નવી ધાંધલમાં પડવું?

પણ અભેચંદમાં રહેલી સાહસવૃત્તિએ જોર કર્યું. શા માટે નવું સાહસ ના કરવું? બીલ્ડીંગને લગતો અનુભવ તો એડનમાં મળેલો હતો, તો પછી તેનો લાભ લેવાની મળતી તક શા માટે જતી કરવી?

બીજી તરફથી કામરાનના સત્તાવાળાઓને પણ એક મુંઝવણ હતી. એડનના કોન્ટ્રાકટરો કામરાન આવીને બાંધકામ શરૂ કરે તેમાં તેમને પૂરતો અને ઘણો લાભ હોય તો જ તેઓ આવે. એટલે જે ટેંડરો ભરાઇને આવ્યાં હતાં, તે ઘણા ઉંચા ભાવનાં હતાં અને લગભગ દોઢાં બમણાં હતાં એમ કહીએ તો પણ ચાલે.

અભેચંદે બધો વિચાર કરી લીધો અને સાહસ કરવાનું નક્કી કર્યું. કેપ્ટન વિકહામને તેઓ મળ્યા અને ઓરીજીનલ ભાવે કામ કરવાની માગણી કરી. તેમણે કહ્યું:

"એડનના કોન્ટ્રાકટરોએ ટેંડરોમાં શું ભર્યું છે તેની મને ખબર નથી; પણ હું ધારૂં છું કે તેમના ભાવો ઘણા વધારે હોવા જોઇએ. કેમકે ત્યાંથી અહીં સુધી આવવાનું તેઓ મોટા નફા વિના સ્વીકારે નહિ.

"તમે કહો તો હું પણ ટેંડર ભરીને આપને મોકલી આપું. પણ એના કરતાં મારી માગણી એ છે કે એ કામ

કામરાનમાં રાયસાહેબનું વહાણ બંધાય છે.





અભેચંદભાઇની માલીકીનાં વહાણો

મને સોંપો અને ઓરીજીનલ ભાવે હું કરી આપીશ."

એક સામાન્ય વ્યાપારી જયારે કોન્ટ્રાકટની માગણી કરે ત્યારે જરૂર આશ્ચર્ય થાય. કેપ્ટન વિકહામને પણ આથી ઘણું આશ્ચર્ય થયું.

"તમારો અનુભવ શો? જે જેનું કામ હોય તે જ કરી શકે. તમારાથી આ કામ નહિ બની શકે." તેમણે કહ્યું.

"એ કામ મેં નથીજ કર્યું એવું નથી. એડનમાં બીલ્ડીંગ સુપરવાઇઝર તરીકે એક મોટી ફ્રેંચ પેઢીમાં મેં કામ કર્યું છે. અને એના આંકડાઓ તથા બીજી ગણત્રીઓ મારાથી અજાણ્યાં નથી."

અભેચંદે અપ્રતિમ આત્મવિશ્વાસપૂર્વક જવાબ આપ્યો.

ગવર્નર સાહેબે વિચાર કરીને જવાબ આપવાનું કહ્યું.

બીજે દિવસે કેપ્ટન વિકહામ તરફથી તેડું આવ્યું. અને અભેચંદ તેમને મળવા ગયા. તે નિખાલસ દિલના અંગ્રેજ અમલદારે બીજા કોન્ટ્રાકટરો તરફથી આવેલાં ટેંડરો અભેચંદને બતાવ્યાં. તેમાં ઓછામાં ઓછા ભાવનું ટેંડર બતાવીને તેમણે અભેચંદને પૂછયું:

"આમાં તમે કેટલો ફાયદો કરી શકશો?"

અભેચંદે એ ટેંડર જોયું. બાંધવાનાં મકાનોના નક-

શાખાઓની વિગતો તપાસી અને આંકડાઓ મૂકવા માંડ્યા. અડધી કલાક સુધી કેપ્ટન સાહેબની સામે મહેનત કરીને અભેચંદે પોતાનો અંદાજ તૈયાર કર્યો. પછી તેમણે કહ્યું:– "ઓછામાં ઓછા ભાવનું જે ટેંટર છે તેના કરતાં પચાસ ટકા ઓછા ખર્ચે આ કામ થઇ શકશે."

"હેં !" એકાએક ગવર્નર સાહેબના મુખમાંથી આશ્ચર્યનો ઉદ્ગાર નીકળી પડયો. અડધો અડધ ભાવ ! આટલો બધો ફરક !

"તમારી ક્યાંય ભૂલ તો નથી થતીને !" તેમણે પૂછ્યું.

"ના જી. આ ટેંડરોમાં મજૂરી બમણી અને અઢી ઘણી ગણેલી છે. આપણે અહિં મજુરીના શું દર છે તેની મને ખબર છે. અને માલના ભાવોનું પણ મને ધ્યાન છે.

અભેચંદ એટલા આત્મવિશ્વાસ પૂર્વક બધી વાત કરતા હતા કે ગવર્નર સાહેબ તથા એંજીનિયર ઉપર ઘણી સારી છાપ પડી. તેમણે એ કામ અભેચંદને સોંપવાનું કબુલ કર્યું. અભેચંદના વ્યાપારી જીવનમાં આ એક ભારે મહત્વનો દિશાપલટો હતો.

# પુરૂષાર્થ કે પ્રારબ્ધ ?

[૪૧]

**કામરાન જેવા નાનકડા** ટાપુમાં એક સામાન્ય વ્યાપારી તરીકે સંતોષપૂર્વક જીંદગી આખી વ્યતીત કરવા છતાં મોટા પ્રમાણમાં ધનપ્રાપ્તિ થાય એ શક્ય નહોતું; કેમકે ધંધામાં પ્રમાણિકપણું મુખ્યત્વે ભાગ ભજવતું હોઇ અભેચંદ મોટા નફાની આશા તેમાંથી ભાગ્યેજ રાખી શકે.

પણ પ્રમાણિકપણાનો બદલો ઇશ્વર આપે છે એ કહેવત જો સાચી હોય તો ગત પ્રકરણમાં જે દિશાપલટો વર્ણવ્યો છે તેણે અભેચંદને યારી આપી અને તેમનું તકદીર ખૂલી ગયું. મોટા મોટા કામના કોન્ટ્રાકટો મળે તેમાં મળતર પણ સહેજે સારૂં રહે. વળી એ ધંધો તદ્દન પ્રમાણિક ગણાય. એકવાર અમુક ચોકકસ કામ માટે અમુક ચોકકસ રકમ નક્કી કરીને કોન્ટ્રાકટ લીધો પછી એમાં આવડત, કુનેહ અને કરકસર કરવાની શક્તિ ઉપર મળતરનો આધાર રહે છે. લાખોનું કામકાજ હોય એટલે સ્વાભાવિક રીતે જ તેમાં સારો નફો રહે.

અહિં ફરીવાર પાછો પ્રશ્ન ઉભો થાય છે કે આમાં કોણે ભાગ ભજવ્યો ? પ્રારબ્ધે ? કે પુરૂષાર્થે ?

આ લેખકનું એમ માનવું છે કે મનુષ્યના જીવનમાં

તેનાં પોતાનાં કર્મો મુખ્ય ભાગ ભજવે છે. સારાં કાર્યો અને શુભ કર્મો એ એક પ્રકારનો નિર્મળ પુરૂષાર્થ છે અને એવા પુરૂષાર્થ ઉપર કૃપા વરસાવવા પ્રારબ્ધ સદા તયાર બેઠું હોય છે. પોતાની કારકીર્દિ દરમિયાન અભેચંદે હમેશાં પોતાના ગજા પ્રમાણે શુભકાર્યો કોઈ પણ જાતના બદલાની અપેક્ષા વિના કર્યે રાખ્યાં હતાં. પોતાની જીંદગીને જોખમમાં નાંખીને શેઠનાં નાણાં બચાવવાની હિંમત કરવી એ કંઈ નાનું સુનું શુભ કાર્ય નહોતું. ઉપરાંત નાનાં મોટાં અનેક સદ્કાર્યો અભેચંદે સ્થિતિમાં આવતાં કરવા માંડયાં હતાં. ખાનગી રીતે મદદ કરવી અને જાહેર રીતે પણ સત્પાત્રે આપવું એ અભેચંદના સ્વભાવમાં જ ઘડાયું હતું. ઈશ્વરના મનમાં પણ એવો વિચાર આવ્યો હોવો જોઇએ કે આ અભેચંદને જેમ વધારે આપીશું તેમ તે વધારે વાપરશે. લક્ષ્મીનો વધારો અભેચંદનાં અમનચમનમાં વધારો કરવાને બદલે તેનાં સદ્-કાર્યોને વધારશે એવી ખાત્રી પ્રારબ્ધને પણ થઇ ચૂકી હોવી જોઇએ. એટલે પુરૂષાર્થ રૂપી ઘંટ જ્યારે અભેચંદે વગાડયો ત્યારે પ્રારબ્ધ દોડતું અભેચંદની સેવામાં—અથવા અભેચંદ મારફતે ગરીબગુરબાંની સેવામાં—હાજર થયું એમ કહીએ તો તેમાં કશી અતિશયોકિત નથી.

પ્રારબ્ધ અને પુરૂષાર્થ વિષે જ્યારે લોકો વાતો કરે છે ત્યારે શુભ વિચારને અને શુભ આચારને ઘણા ભૂલી જાય છે. માણસ ગમે તેટલો પુરૂષાર્થ કરે પણ તેના વિચા-રોમાં જો શુભ ભાવનાની ખામી હોય અને તેનું વર્તન બીજાને

લાભદાયી બનવાને બદલે ઉપદ્રવકારી બનવાનું હોય તો તેનો પુરૂષાર્થ ફળતો નથી. કદાચ ફળે છે તો તે તેના ઉત્કર્ષનું સાધન બનવાને બદલે તેના પતનનું કારણ બને છે.

અને શુભ ભાવનાઓવાળાનો પુરૂષાર્થ કદાચ અફળ પણ નીવડે તો તે લાંબે ગાળે તેના ઉત્કર્ષનું કારણ બને છે. વિલાયતના એક વખતના વડા પ્રધાન મી. મેકડોનલ્ડને વિષે એમ કહેવાય છે કે એક મિલમાં સાધારણ મજુર તરીકે તેઓ કામ કરતા હતા. ત્યાંથી તેમને કોઈ કારણસર રજા મળી ગઈ અને બેકાર અવસ્થામાં ઘણો સમય વિતાવવો પડયો. જ્યાં જ્યાં કામ મેળવવા માટે તેમણે પુરૂષાર્થ કર્યો ત્યાં ત્યાંથી તેમને જાકારો મળ્યો અને ઘણું હતાશ થવું પડયું. તે વખતની મી. મેકડોનલ્ડના મનની સ્થિતિ કેવી હશે ? ઈશ્વરને અને પ્રારબ્ધને મનમાં ને મનમાં તેઓ ઠપકો આપતા હશે કે એક શુભ ભાવનાવાળો પ્રમાણિક માણસ આટલો આટલો પુરૂષાર્થ ખેડે છે છતાંયે તે બેકાર શા માટે ?

પણ એમનો પુરૂષાર્થ જો તે વખતે ફળ્યો હોત તો બ્રિટિશ સામ્રાજ્યના વડા પ્રધાન બનવાનું મહદ્ સૌભાગ્ય તેમને હરગીજ ના મળ્યું હોત. મિલમાં નોકરી મળી ગઇ હોત તો વધી વધીને બહુ તો મજુરોના મુકાદમ તેઓ બન્યા હોત. એક મજુર એથી વધારે મહત્વાકાંક્ષા કેવી રીતે સેવી શકે ?

પણ ઇશ્વરની એવી ઇચ્છા હતી કે આ નિર્મળ દિલ-

વાળા પરમ પુરૂષાર્થી પુરૂષની જીંદગી એક મજુર તરીકે પૂરી ન થવી જોઇએ. પરિણામે રોજી મેળવવામાં પુરૂષાર્થને પ્રારબ્ધે દાદ ન દીધી; પણ એજ પ્રારબ્ધ મી. મેકડોનલ્ડના પુરૂષાર્થને ધકેલતું ધકેલતું એક મહાન સામ્રાજ્યના વડા પ્રધાનના પદ સુધી ખેંચી ગયું. મજુરવર્ગના હિત માટે જે શુભ ભાવનાઓ 'મેક'ના મનમાં હતી તેનો આ પડઘો નથી શું ?

**એજ રીતે અભેચંદે ઘણા મોટા પગારની લાલચ ઉપર કાબુ મેળવી નોકરી કરવાનો ઇન્કાર કર્યો; નાનો એવો પણ સ્વતંત્ર ધંધો શરૂ કર્યો; ભાગીદારો ઉપર અપાર વિશ્વાસ રાખ્યો; એડન જેવા મોટા શહેરમાં રહેવાના આકર્ષણ ઉપર પ્રભુત્વ મેળવીને કામરાન જેવા એક નાનકડા ટાપુને પોતાનું કર્મક્ષેત્ર બનાવ્યો અને એ બધો વખત દરમિયાન યત્કિંચિત સેવાકાર્યો કરવાનું ચાલુ રાખ્યું. એવા પરમ પુરૂષાર્થ આગળ પ્રારબ્ધ શા માટે નમે નહિ ? શુભ વિચારો અને શુભ કર્મોને પોતાના આરાધ્ય દેવતાઓ માનીને જે માનવી જીવન સાગરમાં આગળ વધે તેને તકદીર શા માટે યારી આપે નહિ ?**

કામરાનમાં આવીને વસ્યા પછી વારસામાં મળેલી પ્રમાણિક વૃત્તિને વળગી રહીને અભેચંદે ધંધો ચલાવ્યો. એક પ્રમાણિક અને સત્યપ્રિય માનવી તરીકે જીંદગીભર નહિ ભુંસાય તેવી છાપ તેમણે પાડી. એમના નામની સુવાસ ઉતરે અરબસ્તાન અને દક્ષીણે મીસર સુધી પહોંચી. મીસરનાં કેટલાંક અખબારોએ તો કામરાનના આ શાહ સોદાગરને ભરપૂર અંજલીઓ આપતાં લખાણો મીસરી ભાષામાં પ્રગટ કર્યાં હતાં. આંગણે આવેલો કોઈ ભુખ્યો પાછો ન જાય,

એ પ્રાચીન આતિથ્યધર્મનું પાલન અભેચંદે ધર્મ કે નાત જાતના કશા પણ ભેદ ભાવ વિના કર્યું હતું. એટલા પછી અભેચંદ ઉપર કામરાનના ગવર્નર સાહેબની કૃપા ઉતરે અને ઘણાં મોટાં તથા બુલંદ જવાબદારીવાળાં આલીશાન કાર્યો તેમને સોંપવામાં આવે તે તદ્દન સ્વાભાવીકજ હતું.

અભેચંદના સ્વભાવમાં જે નિર્ભયતા અને નિખાલસતા હતી તેની છાપ કામરાનના અમલદારો ઉપર અને ખુદ ગવર્નર ઉપર ઘણી ઉંડી પડી હતી. બોલતાં પહેલાં સો વાર વિચાર કરે અને બોલ્યા પછી પાળી બતાવે તેવા એક આદર્શ ગૃહસ્થ તરીકેની નામના અભેચંદે મેળવી હતી.

એ બધા સંયોગો જોતાં એમ લાગે છે કે પોતાના શુભ વિચારો, ઉચ્ચ ભાવનાઓ અને મહદ્ કાર્યો વડે અભેચંદે પોતાના પુરૂષાર્થને વેગ આપ્યો અને જેના પાયામાં પરમાર્થવૃત્તિ પુરાઇ હતી એવા એ પુરૂષાર્થ આગળ પ્રારબ્ધે નમતું મૂક્યું. કુદરતેજ પ્રેરણા આપી અને વધારે સારાં કાર્યો કરવાની વધારે મોટી તક ઇશ્વરે આપણા ચરિત્રનાયકને આપી.

# સફળ કૉન્ટ્રાકટર

[ ૪૨ ]

**સરકારી મકાનો** બાંધવાનું કામ અભેચંદને મળ્યા પછી અત્યારસુધીનું અભેચંદનું વ્યાપારી કામકાજ પ્રમાણમાં નાનું થઈ પડ્યું; કેમકે લાખોનાં બાંધકામના કૉન્ટ્રાકટ આગળ કાપડ કરીયાણાનો વ્યાપાર તદ્દન મામુલીજ ગણાય. અભેચંદે પોતે બાંધકામ ઉપર ધ્યાન આપવા માંડ્યું અને જોતજોતામાં તો પાયા પણ નંખાઇ ગયા.

અભેચંદમાં અત્યાર સુધી ઢંકાઇ રહેલી એક શક્તિ ખીલી અને તક મળતાં તેમાં ઓર ઉમેરો થવા લાગ્યો. બાંધકામને લગતા અસલ જે નકશાઓ (પ્લાન્સ) તયાર થયા હતા તેમાંની ખામીઓ અભેચંદે સત્તાવાળાઓ સમક્ષ રજુ કરી અને પોતે તેમાં સુધારા વધારા સૂચવ્યા. ઓછા ખર્ચે સંગીન કામ કરી શકાય છે અને વધારે સગવડવાળું કામ થઇ શકે છે તે વાત તેમણે પુરવાર કરી આપી. પરિણામે તેમણે જે કંઇ ફેરફારો સૂચવ્યા તે બધા સત્તાવાળાઓએ કબુલ રાખ્યા.

રાત ને દિવસ જોયા વિના અભેચંદે કામ શરૂ કરી દીધું. પોતાની તમામ શક્તિઓ રેડીને બધી દિશાઓમાં જાતે ધ્યાન આપવા માંડ્યું. માલની ખરીદી, કામની વહેંચણી અને

જ્યાં પુરૂષાર્થને પ્રારબ્ધ ભેટ્યું તે કામરાન બંદરનો દેખાવ.



એ બધામાં જરૂરની ઝીણામાં ઝીણી વિગતો ઉપરની દેખરેખ જાતે રાખવા માંડી.

બીલ્ડીંગ કોન્ટ્રાકટરનું કામ ઘણા ધારે છે એટલું સહેલું નથી. નિષ્ણાતમાં નિષ્ણાત ગણિતશાસ્ત્રી પણ ત્યાં છક્કડ ખાઈ જાય એવું તે કામ છે. મકાન બાંધવામાં નાની મોટી હજાર ચીજોની જરૂર પડે છે. બધી ચીજોના ભાવતાલ મગજમાં રાખવા પડે છે. બજારમાં થતી વધઘટ પણ લક્ષ્યમાં રાખવી પડે છે. અમુક વિસ્તારમાં કઈ ચીજ કેટલા પ્રમાણમાં જોઈશે તેનો અંદાજ કાઢવાનું કામ ઘણું કઠણ છે. વધારે પડતો અંદાજ કાઢીને કોઈ કોન્ટ્રાકટર ટેંડરો ભરે તો તેનાં ટેંડરો સ્વીકારાતાં નથી. ગણત્રીમાં ભૂલ થઈ હોય અને ઓછો અંદાજ કાઢયો હોય તો એક નાની સરખી ભૂલને કારણે હજારોનું નુકશાન સહન કરવું પડે છે. મજુરો બરાબર કામ ન કરે, દિલ દગડાઈ કરે અને 'હોતી હય ચલતી હય'ની માફક કામ કરે તો મજુરી દોઢી બમણી થઇ પડે છે. વચ્ચેના માણસો કંઈ ખાઈ ન જાય તેનું પણ ધ્યાન રાખવું પડે છે. ભાવમાં કસીને ખરીદેલા માલમાં ગરબડ ન નીકળે અથવા ઓછો માલ ન આવે તેનું ધ્યાન રાખવું પડે છે. ટુંકામાં કહીએ તો બીલ્ડીંગ કોન્ટ્રાકટરને એક હજાર ને એક વાતોનું ધ્યાન રાખવું પડે છે. કામ કરનારાઓમાંના કજીયા કેટલીક વાર માથું ખાઈ જાય તેવા હોય છે. તેવે ટાણે મગજ પર અદ્ભુત કાબુ રાખવાની જરૂર પડે છે. નહિ તો, કામ બગડતાં વાર ન લાગે.

અભેચંદે આ બધી જવાબદારી અત્યંત કુશળતા પૂર્વક ઉઠાવી. અપ્રતિમ કૌશલ્ય અને અદ્ભુત કુનેહ વડે અવિરત કાર્ય કરીને સત્તાવાળાઓની પ્રસંશા તેમણે મેળવી. સરકારી ઓફીસો, અમલદારોને રહેવા માટેના બંગલાઓ, મિલિટરી બરાકો વિગેરે ઘણી જાતનું કામ એક પછી એક અભેચંદને મળવા લાગ્યું અને "ગવર્નમેન્ટ કોન્ટ્રાક્ટર" તરીકે તેમની નામના તથા પ્રતિષ્ઠા ચારે બાજુ ફેલાવા લાગી.

નકશા તૈયાર કરવામાં કાબેલ ઇંજિનેર પણ પાછો પડે તેવી બુદ્ધિપ્રતિભા અભેચંદે દાખવી. પોતે ઇંજિનેર, પોતે કોન્ટ્રાકટર ને પોતે જ સુપરવાઇઝર. બાંધકામમાં જુદા જુદા પ્રકારનું જે કળાકૌશલ્ય (Craftsmanship) જોઇએ તે અભેચંદે દાખવ્યું.

આ કોન્ટ્રાકટરના કામમાં તેમને અજબ સફળતા મળી. એ સફળતા મેળવવામાં તેમને જે પ્રચંડ પુરૂષાર્થ ખેડવો પડયો હતો તથા નાની મોટી જે અનેક મુશ્કેલીઓનો સામનો કરવો પડયો હતો તેનું વિગતવાર વર્ણન કરવા માટે એક જુદો જ ગ્રંથ લખવો પડે. માલની ખરીદી માટે નાણાંની જરૂર મોટા પ્રમાણમાં પડે અને સરકારી તીજોરીમાંથી તો કોન્ટ્રાકટની શરતો મુજબ જ નાણાં મળે; એટલે કયારેક ગજબ મુંઝવણ ઉભી થતી. પણ એક ધીર પુરુષની માફક અભેચંદે એ બધામાંથી માર્ગ કાઢયો. પોતાને નાણાંની તંગી છે એની સત્તાવાળાઓને ગંધ પણ ન આવે એ રીતે અભેચંદે કામ કર્યું અને તેમાં એમને યશ મળ્યો. આમ યુવાવસ્થામાં મોં. બીસેને ત્યાં જે અનુભવ મેળવ્યો હતો તે અહિં ઘણો કામ

લાગ્યો અને નસીબ ખીલ્યું. પોતાનો નાનો ધંધો ભાગીદારને સોંપી દીધો અને કોન્ટ્રાકટર તરીકેનો નવો અને મોટો ધંધો તેમણે શરૂ કર્યો. સરકારી તથા બિનસરકારી કામો તેમને મળવા લાગ્યાં અને એકે એક કામ તેમણે સફળતાપૂર્વક પાર ઉતાર્યાં.

કાપડ-કરીયાણાના વ્યાપારમાંથી કોન્ટ્રાકટર તરીકેના ધંધામાં જોડાવાની તક મળશે એવું કોણે ધાર્યું હશે? અભેચંદના પોતાના મનમાં પણ આ કોન્ટ્રાકટરના કામ-કાજ વિષે સ્વપ્નેયે ખ્યાલ નહોતો. એ વિષે વિચાર જ નહોતો ત્યાં એની પાછળ કોઇ યોજના પણ કેવી રીતે હોઈ શકે? પણ કિસ્મતનો યારી આપવાનો વિચાર હોય અને પરમ પુરુષાર્થ તથા નિર્મળ ચારિત્ર્યનું પીઠબળ હોય તો આવી તક કુદરતી રીતેજ મળે છે.

કામરાનમાં એમણે કરેલાં બાંધકામો એક સ્વતંત્ર ઇતિહાસ સમાં છે. જ્યાં સુધી એ ઇમારતોમાંનો એક પત્થર પણ મોજુદ રહેશે ત્યાં સુધી અભેચંદનું નામ એમાં અદ્રષ્ટ રીતે કોતરાએલું રહેશે.

દરમિયાન, એમને જેમ જેમ નાણું મળતું ગયું તેમ તેમ તેનો સદુપયોગ કરવાનું પણ વધતું ગયું. સામાન્ય રીતે જેટલા ધનને મુંબઇ કલકત્તાના શ્રીમંત મારવાડીઓ "મામુલી" સમજે એટલી આવક ચાલુ થતાં તેમણે ગરીબ ગુરબાંઓને ભોજન આપવા માટે સદાવ્રત ચાલુ કર્યું. કામ-

રાનમાં ગરીબ આરબોને ગજા પ્રમાણે ખુલ્લી અને ગુપ્ત મદદ આપતાં તેઓ કદી થાકતા નહિ. એ બધી બાબતોનું વર્ણન આગળ આવશે; પણ અત્રે એટલું કહેવું બસ થઈ પડશે કે ધનના વધવા સાથે જે મદ અને અભિમાન ઘણા માણસોમાં વધે છે તેને અભેચંદે પોતાથી દૂર ને દૂર રાખ્યાં. એથી ઉલટું સ્વભાવમાં વધુ નમ્રતા આવતી ગઈ અને દિલ વધારે દિલેર બનતું ગયું. કોન્ટ્રાકટર તરીકે સેંકડો અને હજારો માણસોને અભેચંદ પાસેથી રોજી મળતી અને એ બધાં તેમને દુવા દેતાં. પણ એમની સાથે, મજુરો સાથે કે હાથ નીચેના બીજા માણસો સાથે અભેચંદે કદી પણ મગરૂબી-ભર્યો વર્તાવ કર્યો નથી. કોઇને કટુ વચન તેમણે સંભળાવ્યું નથી. વિનાકારણ કોઈને ધમકાવ્યા નથી.

એનું શુભ પરિણામ એ આવ્યું કે હાથ નીચેનાં માણસો અભેચંદને ચાહતાં થયાં. અભેચંદ માટે જાન ન્યોછાવર કરી નાંખવા તેઓ તૈયાર બન્યાં. મજુરી કરનારાઓથી માંડીને તે અન્ય કારીગરો વિગેરે સૌને અભેચંદ માટે માન અને પ્રેમ ઉત્પન્ન થયાં. કેમ ન થાય? કોઇ માંદું સાજું હોય ત્યારે અભેચંદ હજાર કામ છોડીને દવાદારૂનો પ્રબંધ કરતા. માંદગી રહે તે દરમિયાન કામ કર્યા વિનાજ મહેનતાણું તેમને મળતું. વળી બીજી કોઈ મુશીબત હોય અને કોઇ રડતું કકળતું કે માગતું આવ્યું તો અભેચંદ પાસેથી નિરાશ થઇને તે કદી જતું નહિં.

કોન્ટ્રાકટર તરીકે સફળતા મેળવ્યા પછી સરકારમાં પણ

અભેચંદનું વર્ચસ્વ વધ્યું. અંગ્રેજી ભાષાનું જ્ઞાન આમ તો સાધારણ હતું પણ છટાદાર અંગ્રેજી બોલતાં અને ગમે તેવું અઘરું અંગ્રેજી સમજતાં હવે અભેચંદને ફાવી ગયું હતું. એટલે નાની મોટી સરકારી બાબતોમાં પણ અભેચંદની સલાહ લેવામાં આવતી.

નવા મુસાફરો કામરાનમાં આવતા અને તેમાંયે ખાસ કરીને યુરોપિયન અમલદારોને ત્યાં જે મહેમાનો આવતા તેઓ કામરાનના આ ગવર્નમેન્ટ કોન્ટ્રાકટરને મળ્યા વિના ભાગ્યેજ જતા. અભેચંદ વિષે ઘણું સાંભળ્યા પછી તેમને નજરે જોતાં આ લોકોને સાનંદાશ્ચર્ય થતું. તેમણે કલ્પી લીધેલી ભભકાબંધ અને રૂવાબદાર વ્યકિતને બદલે એક સાદા અને સરળસ્વભાવી પુરૂષને તેઓ જોતા ત્યારે સહેજે આશ્ચર્ય થાય. પણ વાતચીત દરમિયાન તેમના ઉપર ઘણી સારી છાપ પડતી.

આમ, એક સફળ કોન્ટ્રાકટર તરીકે તેમની નામના ઉત્તરે અરબસ્તાન અને દક્ષીણે મીસર સુધી ઘણી ત્વરાથી પહોંચી ગઇ.

# કામરાનની કારકીર્દિ

## ( ૪૩ )

**દસ વર્ષની** ટુંકી કારકીર્દિમાં કામરાન ખાતે આપણા ચરિત્રનાયક અભેચંદભાઈ એક 'કહેવત' સમા થઇ પડયા. કામરાનની વસ્તીના છેક નીચેના તળીયાથી માંડીને છેક ઉપરના અમલદારી વર્ગ સુધી તેમનું નામ એક ઘરગથ્થુ શબ્દ બની ગયું. સ્વભાવની કોઇ અજબ સમતુલા તેમણે દાખવી હતી. ગરીબમાં ગરીબના ઘેર જતાં તેમને કદી શરમ નડતી નહોતી. ગવર્નરની મુલાકાત લેવામાં કશો સંકોચ તેઓ અનુભવતા નહોતા. સામાન્ય રીતે એવું બને છે કે પ્રત્યેક માણસ–પછી શ્રીમંત કે રંક–પોતાના સ્વભાવની અનુકુળતા મુજબનું એક વર્તુલ બાંધીને બેસી જાય છે અને તેમાંજ તે રત રહે છે. એક ગરીબ માણસને શ્રીમંતના સ્વભાવ સાથે બેસતું આવતું નથી અને શ્રીમંતોને ગરીબોની સંગતમાં રંગત આવતી નથી. શ્રીમંત માણસના સમાન મિત્રો શ્રીમંતોજ બની શકે છે. જી હજુર કરનારાઓ મિત્રોની કક્ષામાં ગણાતા નથી. વળી એક શ્રીમંત માણસ પોતાનાથી ઉતરતી પંકિતનાં માણસો સાથે કોઇ જાતનો મેળ દાખવી શકતો નથી.

પણ અભેચંદ એવા માણસોમાંના નહોતા. તદ્દન ગરીબ અવસ્થામાંથી આપમેળે તેઓ આગળ વધ્યા હતા. ગરીબાઇનો

અનુભવ તેમણે બરાબર લીધો હતો. ગરીબોના હૃદયને સ્વાનુભવથી જ ઓળખવાની શકિત તેમણે મેળવી હતી. પુરૂષાર્થથી તેઓ મોટા બન્યા હતા, પણ ખોટી મોટાઇને તેમણે પોતાની નજીક આવવા દીધી નહોતી. એજ કારણે સામાન્યમાં સામાન્ય અથવા ગરીબમાં ગરીબ માણસ તેમની પાસે વિના સંકોચે આવી શકતો. ગરીબના ઝુંપડામાં જરાયે ખચકાયા વિના તેઓ પગ મૂકી શકતા.

બીજી તરફથી કામરાનની પ્રજાના ઉપલા થરમાં પણ તેમની પ્રતિષ્ઠા ખૂબ જામી હતી. મોટા મોટા યુરોપિયન અમલદારો અભેચંદને મળવામાં માન સમજતા. અભેચંદને પોતાને ત્યાં આમંત્રણ આપી તેમનો સત્કાર કરવામાં તેઓ ગારવ માનતા. અભેચંદ તરફથી આમંત્રણ મળે ત્યારે પોતાને ઉપકારવશ [Obliged] માનતા.

યુરોપિયનોના જાહેર તહેવારો હોય ત્યારે અભેચંદનું કુટુંબ એ ઉત્સવોમાં વિશિષ્ટ અને માનદ મહેમાન તરીકે એમાં સામેલ હોયજ. હિંદુ તહેવારોની ઉજવણીમાં અભેચંદે યુરોપિયન અમલદારોને રસ લેતા કરી મૂકયા હતા. હોળીકોત્સવ, વસંતોત્સવ, દિવાળી, નવરાત્રી વિગેરે પ્રસંગો દરમિયાન હિંદી રિતરિવાજ મુજબ ખાણું વિગેરે બધું ગોઠવાતું અને યુરોપિયનો તેમાં રસપૂર્વક ભાગ લેતા. એ બધા પ્રસંગોની યાદને ચિરંજીવ રાખતા ફોટાઓ અભેચંદને ત્યાં તેમના આલ્બમમાં જોવાથી એ બધો ખ્યાલ આવે. એમાંથી કેટલાક

ફોટાઓ આ પુસ્તકમાં પ્રસીદ્ધ થયા છે. એ ઉપરથી કામરાનમાં અભેચંદનું કેવું વર્ચસ્વ હતું તેનો વાંચકોને ખ્યાલ આવશે.

આ બધા ઉપરાંત એક અગત્યની બાબત અભેચંદના ખેલદિલ [ Sportsmanlike ] સ્વભાવની છે. પોતે ટેનીસ, ક્રિકેટ, ફુટબોલ વિગેરે પુરસદના સમયમાં રમતા. ટેનીસ રમવા માટે પોતાના ખર્ચે એક ટેનીસકોર્ટ કામરાનમાં તેમણે જાહેરનાં હિતાર્થે બંધાવી આપ્યું છે.

પિકનિક પાર્ટીઓ અને બીજા એવા પ્રસંગોમાં આખા કામરાન ટાપુમાં અભેચંદ હમેશાં અગ્રસ્થાને રહેતા. જાહેર સુખાકારી માટે એમણે જે ભોગ આપ્યો છે અને જે સેવા કરી છે તે હવે પછીના પ્રકરણમાં આવનાર છે.

જ્યારે વાતાવરણ ડલ જેવું (સુસ્ત) હોય અને ટાપુ ઉપર નિરસતા ફેલાએલી જણાય ત્યારે અભેચંદ ટીપાર્ટી, ડીનરપાર્ટી, નાચપાર્ટી, રેસપાર્ટી, મેચપાર્ટી વિગેરે ગોઠવતા. આમાં ડીસ્ટ્રોયરના તથા નેવીના યુરોપિયનો (મેન ઓફ વોર) પણ ભાગ લેતા. ત્યાંની પ્રજાને પણ તેથી સારો આનંદ મળતો. ઘણા ખરા આરબ યુવકો તો સાથે રમતા ગમતા થઈ ગયા હતા. તેઓ સૌ ભાઈઓની માફક વર્તતા હતા. કોઈવાર આવા પ્રસંગો આરબો તરફથી યોજાતા તો કોઈક વાર યુરોપિયનો તરફથી ગોઠવાતા. તે દરેક પ્રસંગે અભેચંદને તો સહકુટુંબ મિત્રમંડળ સહિત આમંત્રણ હોય જ.

# કામરાનની
# કારકીર્દિનાં
# સૂચક ચિત્રો

હિંદી અને આરબ મિત્રો સાથે શ્રી. અભેચંદભાઈ





રાયસાહેબે બાંધી આપેલી કામરાનની સરકારી ઓફ઼ીસ

ડીનરપાર્ટી.

શ્રી. અભેચંદભાઈ પોતાના બાળકને લઈને પાછળ ઉભેલા છે.





પીકનીક પાર્ટી.

પોતાના બાળક સાથે રાયસાહેબ ખુરશીપર બેઠેલા છે.

રજાના દિવસોમાં રાયસાહેબને આંગણે તેમના યુરોપિયન મિત્રો આવી રમુજ કરતા



આ નેવી ઓફીસરો શ્રી. અભેચંદભાઈને હજુ પણ યાદ કરે છે.



કામરાનમાં પીકનીક ડીનરનું એક દ્રષ્ય.
બેઠેલાઓમાં હેટવાળા ગવર્નર છે અને ઉભેલાઓમાં ટોપીવાળા શ્રી. અભેચંદભાઇ છે.



ગવર્નર અને બીજા અમલદારો સાથેનું ગ્રુપ. બેઠેલાઓમાં વચ્ચે કેપ્ટન વિકહામ છે અને ઉભેલાઓમાં ડાબા હાથથી બીજા શ્રી. અભેચંદભાઇ છે.



કામરાનના ટેનીસ ખેલાડીઓ સાથે શ્રી. અભેચંદભાઇ ( ડાબા હાથથી પહેલા )



દિવાળીના દિવસોમાં તો લગભગ આખું ગામ અભે-ચંદને ત્યાં ભેગું થતું. રાતના નાટક, સીનેમા, ડેન્સ વિગે-રેના જલસાઓ ગોઠવાતા અને મોડી રાતે બધા છૂટા પડતા.

હોળીના દિવસોમાં ગામની બહાર પાંચ ટન લાકડાં, ૪૦૦ મણ સરપણ, ૧૦૦ ખાલી પીપો, ૧૦૦ ખાલી ખોખાં, અને ૧૦૦ કડબના પુળાની મોટી હોળી પૂજન કરીને સળગાવ-વામાં આવતી. અઢીથી ત્રણ હજાર માણસો અભેચંદના આ સમારંભમાં એકઠાં થતાં. તે વખતે આરબ નાચ, વાજાં-ઓનાં ગાન વિગેરે પરોઢિયાના છેક ચાર વાગ્યા સુધી ચાલતું. અભેચંદભાઈ એ બધા પ્રસંગો યાદ આવતાં કયારેક કહે છે:—"જીંદગીભર ન ભૂલી શકાય એવા એ પ્રસંગો હતા. આરબો તેમજ યુરોપિયનો કોઈપણ જાતના ભેદભાવ વિના પોતાના તહેવારો હોય એ રીતે એની ઉજવણીમાં ભાગ લેતા હતા."

આમ કામરાનની આપણા ચરિત્રનાયકની કારકીર્દિ યશસ્વી અને ઉજ્વળ છે. ત્યાંના લોકો આજે પણ અભેચંદ-ભાઈને યાદ કરે છે. કામરાનનો આ સમયનો ઇતિહાસ જ્યારે લખાશે ત્યારે ગવર્નમેન્ટ કોન્ટ્રાકટર અભેચંદભાઈ વિષેનું પ્રક-રણ જરૂર સુવર્ણાક્ષરે લખાશે.

# અબુઅલમશાકીન

[ ૪૪ ]

**મથાળે જે 'અબુઅલમશાકીન'** શબ્દ લખવામાં આવ્યો છે તે અરબ્બી ભાષાનો શબ્દ છે. તેનો અર્થ "ગરીબોનો બાપ" અથવા "ગરીબોનો બેલી" એવો થાય છે. કામરાનમાં આ ઉપનામ આપણા ચરિત્રનાયક અભેચંદભાઈને ત્યાંની આરબ પ્રજા તરફથી પ્રાપ્ત થયું હતું. આ કંઈ સાધારણ કે નાની સૂની વાત નથી.

સામાન્ય રીતે, પ્રાચીન જમાનામાં રાજ્ય અને પ્રજા વચ્ચે અંતર નહોતું. પ્રજાના સુખે રાજ્ય સુખી રહેતું અને પ્રજાના દુઃખે રાજ્ય દુઃખી રહેતું. તે વખતે પ્રજામાં માન પાન પામતા પુરૂષો રાજદરબારમાં પણ માનપાન પામતા. રાજદરબારમાં સન્માનનીય બનેલા મહાનુભાવો પ્રજાના દિલ-માં પણ સ્થાન મેળવતા.

પણ હવે જમાનો જુદો આવ્યો છે. પોરબંદર રાજ્ય જેવાં ઉદારદિલ રાજ્યો ઘણાં ઓછાં નજરે ચડે છે. પોર-બંદરના આજના મહારાણા સાહેબ જેવા મહાપ્રાણ રાજવીઓ ઘણા ઓછા દેખાય છે. પ્રજામાં સન્માન પામતા માનવીઓને પોરબંદર રાજ્ય સન્માને છે; જ્યારે બીજાં એવાં ઘણાં રાજ્યો છે જે પ્રજાપ્રિય પુરૂષવરો તરફ ભયની નજરથી જુએ છે.

બ્રિટિશ હિંદમાં અને અન્ય મહારાજ્યોમાં આજે એવી સ્થિતિ પ્રવર્તે છે કે પ્રજા જેને 'મહાત્મા' અને 'બેતાજ બાદશાહ' ગણી સન્માને છે, તેને રાજ્ય ચળવળીઆ તથા રાજ્યના દુશ્મન ગણે છે. બીજી તરફથી રાજ્યમાં જે પુરૂષોનું બહુમાન હોય અને રાજ્ય તરફથી જેમની ઇલ્કાબો વિગેરેથી કદર કરવામાં આવી હોય તેવા ઘણાઓને જાહેર જનતા પ્રજાદ્રોહી ગણે છે.

આ પરિસ્થિતિમાં રાજ્ય તથા પ્રજા એ બંનેમાં પ્રિય બનવું, બંનેનાં માનપાન મેળવવાં અને બંને તરફથી બહુમાન સૂચક બીરૂદો મેળવવાં તે કોઇ નાની સૂની સિદ્ધિ નથી. આપણા ચરિત્ર નાયકના જીવનમાં આ બંને પરસ્પર વિરોધી દેખાતી બાબતોનો અદ્‌ભૂત સમન્વય દેખાઇ આવે છે. કામરાનમાં વસીને કામરાનની જનતાનો એટલો બધો પ્રેમ અભેચંદે સંપાદન કર્યો છે કે લોકો તેમને 'અબુઅલમશાકીન' (ગરીબોના બાપ) કહીને સંબોધે છે. આરબ જેવી ઝનુની અને કિન્નાખોર પ્રજા પાસેથી પાસેથી આવું બિરૂદ મેળવવું તે જીવનની એક મોટામાં મોટી સિદ્ધિ ગણાય. બીજી તરફથી રાજ્યના અમલદારો સાથે પણ એવો સારો સંબંધ અભેચંદે જાળવી રાખ્યો હતો કે રાજદરબારમાં પણ તેમને ખૂબ સન્માન મળતું હતું. એના સક્રિય પરિણામ રૂપે અને અભેચંદની અપાર જનસેવાની કદર તરીકે બ્રિટિશ સરકાર જેવા મહાસામ્રાજ્યે અને પોરબંદર જેવા પ્રગતિમાન રાજ્યે એમને કેવી રીતે બહુમાન્યા તે આપણે આગળ ઉપર જોઇશું.

આ 'અબુઅલમશાકીન' નું બહુમાનભર્યું બિરૂદ પણ અભેચંદભાઈને કંઇ એમને એમ મળી ગયું નથી. અનેક ભોગો અને અખૂટ સેવાના પાયા ઉપર એ કીર્તિસ્તંભ રચાયો છે. કામરાનના પત્થરોમાં આજે તો અભેચંદની સેવાનો ઇતિહાસ કોતરાએલો પડયો છે. નજીકના ભવિષ્યમાં કામરાનની પ્રજા અભેચંદભાઇને અને તેમની સેવાઓને અમર બનાવવા માટે તેમનું એક બાવલું બનાવીને જાહેર સ્થળે રાખે તો તેમાં પણ કંઈ નવાઇ જેવું નથી.

કામરાનમાં વસતા હિંદીઓ માટે અને આવતા જતા અનેક મુસાફરોને માટે અભેચંદનું નિવાસસ્થાન એક આરામ-સ્થાન અને આશ્રયસ્થળ સમું બન્યું હતું. તેમાંયે એક અજબ થવા જેવી વાત તો એ છે કે અભેચંદ પોતે હિંદુ હોવા છતાં તેમની ઉદારતાનો અને તેમના સરળ સ્વભાવનો વધારેમાં વધારે લાભ મુસ્લીમ પ્રજાએ લીધો છે. આ વસ્તુ અભેચંદના દિલની વિશાળતા અને કોઇપણ જાતના ભેદ-ભાવથી દૂર રહેવાની તેમની પુનિત વૃત્તિ દાખવે છે.

હિંદુસ્તાન, જાવા, સુમાત્રા, બલુચિસ્તાન, અફઘાનિસ્તાન વિગેરે સ્થળોએથી મક્કા મદીનાની હજ પઢવાને અસંખ્ય મુસ્લીમ ભાઇઓ આવે છે. એ બધાને ફરજીયાત કામરાન ટાપુ પર થઇને જવું પડે છે. હજ પઢવા જનારાઓ માટે આ 'કવોરન્ટાઇન આયલેન્ડ' ગણાય છે. દાકતરી તપાસ માટે તમામ યાત્રાળુઓને ત્યાં ઉતરવું પડે છે. અગાઉ દસ પંદર

દિવસ સુધી સેનીટરી સત્તાવાળાઓ યાત્રાળુઓને રોકી રાખતા હતા. પાછળથી ૩ દિવસ અને પછી એક દિવસ માટે ઉતારતા હતા. હવે જો કોઇ ચેપી રોગવાળુ ન હોય તો સ્ટીમર ઉપર જ તપાસ કર્યા પછી યાત્રીઓને જવા દેવામાં આવે છે. આ દાકતરી તપાસ તથા કવોરન્ટાઇન ને લગતા ખર્ચ માટે હજ કરવા જનારાઓને માથા દીઠ રૂપીઆ દસનો વેરો ભરવો પડે છે. સ્ટીમર કંપનીઓ આ પૈસા ટીકીટ આપતી વખતેજ ભેગા વસુલ કરી લ્યે છે અને પછી કામરાનની સરકારને ભરી દે છે. એની ઉપજમાંથી ગામના કેમ્પની ખીલવણી તથા સુખાકારીની યોજના અને સ્ટાફનું ખર્ચ વિગેરે થાય છે.

આ હાજીઓ વરસમાં છ મહીના આવે છે. છ મહીના હજ બંધ હોય છે. કામરાન ટાપુને આ લોકોની મોટી ઉપજ છે. તેને લઇને છ મહિના સુધી તો ટાપુ ભારે પ્રવૃત્તિમય અને જીવંત બની રહે છે.

આવતા જતા આ હાજીઓની અભેચંદે કામરાનમાં ભારે સેવા બજાવી છે. સરકારના ખર્ચે તેમને માટે અનેક સુંદર, આલીશાન મકાનો અને બધી સગવડો વાળા ઉતારાઓ બાંધી આપવામાં અભેચંદભાઇનો ફાળો જેવો તેવો નથી.

વળી હજ કરવા જનારાઓમાં ઘણા લોકો ગરીબ હોય છે. ઘણાના પૈસા અધ વચ્ચે ખૂટી પડે છે. આવા ઘણા લોકો કામરાનમાં "અબુઅલમશાકીન" અભેચંદભાઇનો આશરો શોધતા આવતા અને ગજા પ્રમાણે તેમને આપીને

એડન સુધી પહોંચતા કરવાની ગોઠવણ અભેચંદ કરતા. આ લોકો અભેચંદના નામને અને કીર્તિને પોતાની સાથે લઈ જતા. ઘણાના તો વતન પહોંચ્યા પછી દુવા સલામ લખતા કાગળો પણ આવતા.

ગામમાં મુખ્ય વસ્તી આરબોની હતી; એટલે અભેચંદની ઉદારતાનો લગભગ બધો લાભ મુસ્લીમ પ્રજાને મળતો. એક અંગ્રેજ અમલદારે કામરાનથી વિદાય થતી વખતે અભેચંદને ઉદ્દેશીને કહ્યું હતું:– My dear Abheychand, you are, in short, a Friend, Philosopher and Guide of this Island. અર્થાત્, “મારા વ્હાલા અભેચંદ, આ કામરાન ટાપુના તમે મિત્ર છો, સલાહકાર છો અને રાહબર છો.

આવી અદ્દભુત કારકીર્દિ કામરાનમાં અભેચંદે પ્રાપ્ત કરી હતી. તેના પાયામાં તેમણે કરેલાં કેટલાંક સદ્કાર્યોને હવે પછીનાં પ્રકરણોમાં આપણે તપાસીએ.

# તરસ્યાંને પાણી-ભૂખ્યાંને અન્ન

[૪૫]

**આ** જગતમાં જો કોઇ મોટામાં મોટું પુણ્ય હોય અને મહદ્‌માં મહદ્ સત્કાર્ય હોય તો તે તરસ્યાંને પાણી પાવાનું અને ભૂખ્યાંને અન્ન આપવાનું છે. શ્રી. કૃષ્ણ પરમાત્માએ અર્જુનને ઉદ્દેશીને જે ઉપદેશ આપ્યો છે તેમાં પણ તેમણે એજ કહયું છેઃ—" दरिद्रांभर कौन्तेय।" અર્થાત હે અર્જુન, દરિદ્રોને અન્ન વસ્ત્ર આપ.

એક તૃષીત માનવીની તૃષા ઠારનારનું હૈયું ઇશ્વર ઠારે છે. એક ભૂખ્યા માણસને ભોજન આપીને તેનું પેટ ઠારનારનું જીવન ઇશ્વર ઠારે છે.

**પોતાના જીવનમાં અભેચંદે કરેલાં ઘણાં શુભકાર્યોમાં અતિ મહત્વનાં બે કાર્યો છે, ભૂખ્યાંને અન્ન આપવાનાં અને તરસ્યાંને પાણી આપવાનાં.**

કોન્ટ્રાકટર તરીકેની જીંદગી શરૂ કરી ત્યારે અભેચંદે જોયું હતું કે કામ મેળવવા માટે ટોળાબંધ માણસો આવતાં હતાં. એ બધાંને કામ આવી શકાય તે સંભવિત નહોતું; એટલે ઘણાં માણસો બિચારાં નિરાશ થઇને પાછાં જતાં. આવા લોકોના કરૂણ અને દયાર્દ્ર ચહેરા જોઇને અભેચંદનું અંતઃકરણ ભરાઈ આવતું એ લોકોનો ભૂખમરો જોઇને અભેચંદની આંખમાંથી આંસુ ટપકી પડતાં.

કોન્ટ્રાકટર તરીકેના કામમાં કંઈક લાભ મળવા માંડયો કે તુરતજ સૌથી પ્રથમ કામ અભેચંદે એક સદાવ્રત ખોલવાનું કર્યું. જેમને પોતાનાથી કામ ના આપી શકાય તેવા ગરીબ લોકોને મહિનામાં બે વખત એક એક પાલી જુવાર અને એક એક શેર ખારેક આપવાનું શરૂ કર્યું. પાછળથી આડે દહાડે પણ ઘણા ગરીબો આવતા અને અનાજ લઈ જતા.

ઘણીવાર જ્યારે કંઈ કસ જેવું ના હોય છતાંયે અભેચંદ મોટા કોન્ટ્રાકટો લેતા. તેમના હાથ નીચેના માણસો તેમને ઠપકો આપતા કે મળતર ના હોય તેવાં કામો શા માટે હાથમાં લ્યો છો ? ત્યારે હસીને અભેચંદ જવાબ આપતા:—"આપણને ભલે કંઈ મળતર ન રહે. પણ સેંકડો માણસોને તેથી કામ અને રોજી આપી શકાશે એ કંઈ જેવું તેવું મળતર નથી." આ શબ્દો, ખરેખર, એક મહાન પુરૂષના વિશાળ હૃદયના પ્રતિબિંબ સમા છે.

એટલે, એમણે ગરીબોને અન્ન આપવા માટે એક સદાવ્રત્ત ખોલ્યું અને એને લઈને એમની નામના ચોતરફ પથરાવા લાગી.

બીજી તરફથી ગામને પાણીની ઘણી તકલીફ હતી. ઘણે દૂર જંગલમાંથી ગધેડા ઉપર તથા ઉંટ ઉપર પાણી લાવવું પડતું અને તેના પૈસા આપવા પડતા. ગરીબ માણસોને તો પાણીનો ભારે ત્રાસ હતો. મીઠું પાણી મેળવવાના પૈસા ના

અણુઅલમશાકીન



ગરીબોના બેલી શ્રી. અભેચંદ

હોય ત્યારે એ બિચારાઓ દરિયાકાંઠે જઈ વીડીઓ ખોદી જેમ તેમ પાણી મેળવતા. એમને ખૂબ ત્રાસ સહન કરવો પડતો. અભેચંદભાઈના ધ્યાનમાં આ વસ્તુ ઘણા સમયથી હતી. સ્થિતિ સંપન્ન બનતાં તુરતજ તેમણે લગભગ દોઢેક માઈલ જેટલે દૂર એક કુવો ખોદાવવાનો નિશ્ચય કર્યો.

કુવો ખોદવા માટે જે જગ્યા પસંદ કરી તે ઠેકાણેથી પાણી નીકળશે કે કેમ તે ચોક્કસ નહોતું. છતાં, ઇશ્વર પર ભરોસો રાખીને અભેચંદભાઈએ કુવો ખોદાવવાનું કામ શરૂ કરાવ્યું. જેમ જેમ ખોદતા ગયા તેમ તેમ અંદરથી પત્થર જ નીકળતો ગયો. તે પણ વળી મજબુત પત્થર [Hard Rock] હતો. ખોદનારાઓ નિરાશ થવા લાગ્યા અને ત્યાંથી પાણી નીકળવાની આશા તેમણે છોડી દીધી. પણ અભેચંદ તેથી નિરાશ થયા નહિ. આદરેલું કામ અધુરૂં મૂકવાનું અભેચંદના સ્વભાવમાં નહોતું. અજબ આત્મવિશ્વાસથી તેમણે તે સળંગ ખડકને તોડવાનો ઉદ્યમ જારી રખાવ્યો. બરાબર ચાલીસ ફુટ જેટલા ઉંડા ઉતરતાં મીઠું અને નિર્મળ પાણી ત્યાંથી નીકળ્યું અને તે પણ વળી પાતાળપાણી નીકળ્યું કે જે કદિ ખૂટે નહિ.

પાણી નીકળવાના સમાચારે આખા કામરાનમાં આનંદ આનંદ છવાઇ ગયો. લોકોનું કાયમનું દુઃખ ટળી ગયું. અભેચંદે ત્યાં એક પવનચક્કી ઉભી કરી અને પાણી કાઢવાનું સાધન લોકોને કરી આપ્યું. કામરાનની પ્રજા ઉપર આ એક મહદ્ ઉપકાર જ નહિ બલ્કે મહાન આશિર્વાદ ભર્યું કામ હતું.

પણ સેવાની મહત્વાકાંક્ષા વધતાં અભેચંદને એવો વિચાર આવ્યો કે પાણી લેવા માટે લોકોને દોઢ માઇલ દુર જવું પડે તે ઠીક નહિ. લોકોને ઘેર બેઠાં પાણી મળવું જોઇએ. આથી તેમણે રૂપીઆ તેર હજારના ખર્ચે એક વોટરવર્કસ બંધાવીને બીજા હજારો રૂપીઆના ખર્ચે ગામમાં પાણીના નળ લાવવાની ગોઠવણ કરી. કામરાનની પ્રજાનું પાણીનું કાયમનું દુઃખ આ રીતે ટળ્યું. તરસ્યાંને પાણી આપવાનું એક મહાપુણ્ય આ રીતે આપણા ચારિત્ર નાયક અભેચંદ-ભાઇએ હાંસલ કર્યું. આજે પણ એ ગગનચુંબીત પવન-ચક્કી, કુવો અને વોટરવર્કસ અભેચંદની અમર નામનાનો ઉજ્વળ ધ્વજ ફરકાવતાં કીર્તિસ્થંભ સમાં કામરાનના ટાપુમાં ઉભાં છે. એ વોટરવર્કસ ઉપર એક શીલાલેખ લખવામાં આવ્યો છે. એની તસ્વીર આ પુસ્તકમાં પ્રસીધ્ધ કરવામાં આવી છે. તેમાં લખ્યું છે:—

"These Water Works have been constructed by Shah Abheychand Girdher & Co; at *their own expense for the free use of the people* of Kamran. The approximate expenditure on the Works is Rs. 13000/-

They were declared open by Capt. G. V. Vickham, Civil Administrator on 26th January 1932."

અર્થાત્—"શાહ અભેચંદ ગીરધર એન્ડ કંપનીએ

કામરાનની જાહેર પ્રજાના મફત ઉપયોગ માટે પોતાના ખર્ચે આ વોટરવર્ક્સ બંધાવી આપ્યાં છે. વોટરવર્ક્સ બાંધવાનું ખર્ચ આશરે રૂપીઆ તેર હજાર થયુ છે. ૧૯૩૨ ના જાન્યુ-આરીની ૨૬ મી તારીખે કામરાનના સિવિલ એડમિનિસ્ટ્રેટર કેપ્ટન જી. વી. વિકહામે તે ખૂલ્લાં મૂકયાં છે."

કામરાનની તરસી પ્રજાને પાણી આપવાનું આ મહાન કાર્ય અભેચંદના જીવનનું એક અનન્ય સેવાકાર્ય છે એની કોનાથી ના પાડી શકાશે?

ભૂખ્યાંને અન્ન અને તરસ્યાંને પાણી આપવાનો માનવ ધર્મ પોતાની સ્થિતિ મુજબ, યથાશકિત આપણા ચરિત્રનાયકે પાળ્યો છે. એ પોતે તો એ વિષે કહે છે કે "એક માનવી તરીકેની મારી પવિત્ર ફરજ બજાવવાની યત્કિંચિત કોશીષ કરવા ઉપરાંત બીજું કંઈ મેં કર્યું નથી." વધુમાં તેઓ કહે છે કે: "ઇશ્વરની કૃપા વિના કશું બનતું નથી. હું તો એક નિમિત્ત માત્ર છું." કેટલી નિર્લેપતા!

# સેવા—સુવાસ

[૪૬]

**કામરાનમાં તેમણે** કરેલાં નાનાં મોટાં કાર્યોની સવિસ્તર નોંધ કરવી હોય તો "અભેચંદ અને કામરાન" એ નામનું એક જુદું પુસ્તક લખવું પડે. કામરાનમાં તેમણે બાંધેલાં મકાનોના પત્થરે પત્થરે એમનાં સેવા કાર્યોની સુવાસ પથરાએલી પડી છે એમ કહેવામાં કશું ખોટું નથી.

નાનાં મોટાં અનેક કાર્યોમાં એક નોંધવા જેવું કામ કામરાન ટાપુ ઉપર રસ્તાઓ બાંધવાનું છે. હજારો રૂપીઆ ખર્ચીને આ બાર માઇલના વિસ્તારવાળા ટાપુમાં આપણા ચરિત્રનાયકે રસ્તાઓ બાંધી આપ્યા છે. એ રસ્તાઓ બાંધીને, વોટર વર્કસની જેમ રસ્તાઓ પણ, તેમણે કામરાન સરકારને અર્પણ કર્યા છે. આ રસ્તાઓ નહોતા બંધાયા ત્યારે કામરાન ગામ સિવાયનો ટાપુનો ભાગ ઉજ્જડ અને વેરાન પ્રદેશ હતો. રસ્તાઓ બંધાયા પછી ટાપુના ગમે તે ભાગમાં આવવા જવાની ને હરવા ફરવાની સગવડ થઇ એટલે ટાપુની કુદરતી ખીલવણી પણ સારી કરી શકાઇ છે.

કોઈ કવિના શબ્દોમાં કહેવું હોય તો એમ કહી શકાય કેઃ—

શહેરના એકે એક જાહેર સ્થળમાં,
શહેરના એકે એક જાહેર મકાનમાં,
મકાનના એકે એક પત્થરમાં,
ને પત્થરના એકે એક રજકણમાં,
પથરાઇ રહી છે સુવાસ
અભેચંદના સેવા કાર્યની.
કામરાન ટાપુના ખૂણે ખૂણામાં,
જંગલના એકે એક ઝાડવામાં,
એ ઝાડોના એકે એક પાંદડામાં,
ને પાંદડાના એકે એક અણુમાં,
પથરાઇ રહી છે સુવાસ
અભેચંદના સેવા કાર્યની.

પણ ના. અભેચંદના સેવા કાર્યની સુવાસ માત્ર કામરાન ટાપુમાં જ મર્યાદિત પડી છે એવું નથી. કામરાનમાં વસીને કામરાનના જ વિચારો અભેચંદે કર્યા છે એવું નથી. દૂર દૂર સાગરપાર પણ અભેચંદનાં સેવાકાર્યોની સુવાસ પથરાએલી પડી છે. કામરાનમાં રહયે રહયે દેશમાં નાનાં મોટાં ઘણાં સત્કાર્યો અને ગુપ્તદાનોની પરંપરા અભેચંદના નામે અંકાએલી પડી છે. એમના સ્વભાવની કુમાશ અને વિનમ્રતા, વર્તનની સાદાઇ અને સુમધુરતા, વાણીની મીઠાશ અને અમીમયતા અને આચાર વિચારની ઉચ્ચતા તથા ભવ્યતા ઈશ્વરે ઘડવા ધારેલા એક આદર્શ અને સંપૂર્ણ પુરૂષવરની કોટીમાં અભેચંદને મૂકી દે છે. અભેચંદનો લાભ હજારો માણસોએ લીધો છે. ખુદ ઈશ્વર પણ એમ માનતો હશે કે "અભેચંદને જન્મ ધરાવીને મને (ઇશ્વરને) પણ લાભ થયો છે."

# વતનનો સાદ

[૪૭]

**પરદેશમાં વસવાટ કરીને** બે પૈસે સુખી થયેલાં માનવીઓમાં વતનની પ્રીતડી છેવટ લગી જળવાઈ રહે એવું ભાગ્યેજ બને છે. જ્યારે કોઈ ધંધાદારી ગણત્રી ગણવાની હોય ત્યારે કેમ સસ્તું પડે અને ઓછા ખર્ચમાં કેમ કામ થઇ શકે એવા વિચારોજ સામાન્ય રીતે માણસોને આવે છે.

પણ આપણા ચરિત્રનાયક અભેચંદભાઇ એવી પ્રકૃતિના નથી. એમની સૌથી પ્રથમ ગણત્રી બીજાંઓને લાભ કરી આપવાની હોય છે અને પછી પોતાના લાભનો વિચાર તેઓ કરે છે. તેમાંયે, જ્યારે જ્યારે પ્રસંગ મળે ત્યારે પોતાના વતનનો સાદ તેમના કર્ણમાં સદાયે ગુંજારવ કરી રહેતો. પોતાનાં જ્ઞાતિજનોને અને પોતાના દેશબંધુઓને રોજી આપી શકાય તો તેવા કોઇ પણ પ્રસંગને અભેચંદભાઇ એળે જવા દેતા નહિ.

કોન્ટ્રાકટર તરીકેનું કામ જ્યારે તેમણે શરૂ કર્યું ત્યારે જરૂરના કારીગરો અને બીજા માણસો (મજુરો સિવાયના) માટે તેમણે પોતાના વતન તરફ નજર દોડાવી. પોતાની જ્ઞાતિના કામધંધા વિનાના જુવાનીઆઓને તેમણે કામરાન તેડાવ્યા. પોતાના વતન પોરબંદરના કારીગરોને ( સુથાર,

લુહાર, કડીઆ તેમજ સલાટ વિગેરેને) તેમણે પ્રથમ પસંદગી આપી. એવા ઘણા કારીગરો આજે પોરબંદરમાં છે જેઓ પોતાની સુખી અવસ્થાને અભેચંદભાઈની કૃપાનું પરિણામ ગણાવે છે. રોટલાના વાંધા હતા તેવા ઘણા કારીગરો આજે અભેચંદભાઇના સંપર્કને કારણે સુખી જીંદગી ગુજારે છે.

જ્ઞાતિસેવામાં તેમણે કામરાન બેઠાં બેઠાં જે ફાળો આપ્યો છે તે તો અમુલ્ય અને મહાન છે. જ્ઞાતિની સેવા કરતા કેટલાક યુવકોને તેમણે સીધી કે આડકત્રી ઘણી મદદ કરી છે. 'જ્ઞાતિમાં કોઇ લાયક જુવાનીઆઓ કામધંધા વગરના હોય તો બેપાંચ જણને તો વગર પૂછાવ્યે કામરાનના વહાણમાં ચડાવી દેવાનું તેમણે કેટલાક મિત્રોને કહી રાખ્યું હતું. એ મુજબ તેમની જ્ઞાતિમાંથી ઘણા જુવાનીઆઓ કામરાન જઇ આવ્યા છે અને અભેચંદભાઇના દિલમાં ઉગેલા 'વતનના સાદ' નો લાભ લઇ આવ્યા છે. એમાંના કેટલાક ત્યાં ગોઠવાઈ ગયા છે અને સુખી થયા છે; જ્યારે પાછા ફરેલા કેટલાક પણ ત્યાંથી સારી કમાણી કરીને આવ્યા છે. કેટલીકવાર એવું બનતું કે એકાએક કામરાન ખાતે આવી ચડેલા કોઇ જ્ઞાતિબંધુને પોતાના ધંધામાં ક્યાંય ગોઠવી શકાય તેવું નથી એમ અભેચંદને લાગે તો જવા આવવાનું ખર્ચ અને બાર મહિનાના રોટલા જોગું આપીને પ્રેમપૂર્વક અભેચંદ ત્યાંથી તેમને] વિદાય કરતા. આવો લાભ પણ ઘણા લઈ આવ્યા છે.

વતનના કારીગરો, વતનના માણસો અને બને ત્યાં સુધી માલ પણ પોતે વતનમાંથી જ મંગાવતા. સ્વદેશીની ભાવના તે દિવસોમાં મૂર્ત સ્વરૂપે ખીલી નહોતી; છતાં અભેચંદનું અંતર સર્વથા સ્વદેશી હતું. અને એક યા અનેક માર્ગે સ્વદેશ તથા સ્વદેશ વાસીઓના હિતાર્થે કંઈ ને કંઈ કરી છૂટવાની ઇચ્છા અહોનિશ તેમના અંતરમાં રહેતી.

કામરાન ખાતે તથા તે સિવાયની બીજી શાખાઓમાં મુડી રોકવા અને ભાગીદારી કરવા તત્પર ઘણા પરદેશીઓને તેમણે સવિનય ના પાડી હતી. એને બદલે પોતાનાજ દેશ-વાસીઓને વગર મુડીએ ભાગીદાર તરીકે તેમણે સ્વીકાર્યા એ પણ વતન તરફનો તેમનો અવિચળ પ્રેમ દર્શાવે છે. જીવનની આખીયે કારકીર્દિમાં પોતાનું વતન, પોતાના દેશવાસીઓ, વતનના ઉત્સવો, વતનના તહેવારો, વતનનો ધર્મ, વતનની સંસ્કૃતિ અને વતનની પ્રીતડી એ બધું ઘણો મહત્વનો ભાગ ભજવે છે. એ બધું જાણ્યા પછી એમ કીધા વિના ચાલતું નથી કે "વતનના સાદને એમણે જેટલો સાંભળ્યો હતો તેટલો ભાગ્યેજ કોઇ વ્યાપારીએ પરદેશમાં યાદ કર્યો હશે."

તરસ્યાંને પાણી ને
ભૂખ્યાંને અન્નની
બોલતી તસ્વીરો

કામરાનમાંની ગગનચુંબિત પવનચક્કી જેણે
રાયસાહેબનું નામ અમર કર્યું છે.



વોટરવર્ક્સ ખુલ્લું મૂકવાની ક્રિયા કરતા કામરાનના
ગવર્નર કેપ્ટન વિકહામ



રાયસાહેબની અમર કીર્તિ પૂકારતો કામરાનમાંના વોટરવર્કસ પરનો શીલાલેખ



વોટરવર્ક્સ બંધાવી આવ્યું તે પહેલાં આ પ્રમાણે ઉંટગાડીમાં દૂરદૂરથી પીવાનું પાણી લાવવું પડતું



: ભૂખ્યાને અન્ન : કામશાનમાં સદાવ્રત ખૂલવાની રાહ જોઇ રહેલાં ગરીબ આરબો.



જે મેળાનો વધેલો માલ શ્રી. અભેચંદભાઈ ખરીદી લઈને ગરીબોને લૂંટાવી દેતા તે મેળાનું એક દ્રષ્ય



# રામનું રખવાળું.

[૪૮]

**ક્રિકેટની રમત માટે** એમ કહેવાય છે કે It is a game of chance after all. અર્થાત્, આખરે તો એ કિસ્મત ઉપર વધારે આધાર રાખે છે. દુનિયામાં સર્વ-શ્રેષ્ઠ ગણાતો ઓસ્ટ્રેલિયન ખેલાડી ડૉન બ્રેડમેન રમવા જાય છે ત્યારે સેંકડો રન કરે છે. પણ ક્યારેક થોડી વારમાં તેને પાછું ફરવું પડે છે. મીંડું મૂકાવીને કે તદ્દન થોડા રન કરીને બ્રેડમેન ઘણીવાર ફીલ્ડ ઉપરથી પાછો ફર્યો છે. એમ છતાં વિખ્યાત ક્રિકેટર તરીકેની એની લાયકાત અને કીર્તિ એવાં ને એવાં રહ્યાં છે. એવા બીજા પણ ઘણા ખેલાડીઓ છે જેઓ ઘણીવાર પ્રેક્ષકોને નિરાશ કરે છે. છતાં એમનું એક સારા ક્રિકેટર તરીકેનું સ્થાન તો અચૂક જળવાઈ રહે છે. એથી ઉલ્ટું બીજા એવા પણ કેટલાક ખેલાડીઓ હોય છે જેઓ ક્યારેક સેંકડો રન ઠોકી કાઢે છે. દાખલા તરીકે હિંદનો વિખ્યાત કાઠિયાવાડી બોલર અમરસીંગ–પણ તેથી એક સારા બેટ્સમેન તરીકે તેમને કોઇ ગણતું નથી.

જીવનની લડત પણ એક રીતે ક્રિકેટની માફક Game of chance જેવી છે. ઘણા બાહોશ અને કુશળ પુરૂષો જીંદગીમાં સર્વાંગસંપૂર્ણ સફળતા મેળવી શકતા નથી; જ્યારે કેટલાક અક્કલ વિનાના માણસો જીંદગીમાં મોજ કરતા હોય

છે. પરન્તુ જ્યારે સલાહ લેવાની જરૂર પડે ત્યારે શ્રીમંત મૂર્ખ પાસે નહિ પણ ગરીબ અક્કલમંદ પાસે સૌ કોઈ જાય છે. આમાંયે જેઓ બાહોશ અને કુશળ પુરૂષો હોય અને આપબળે આગળ વધી જીંદગીમાં મોખરે આવ્યા હોય તેમનું વર્ચસ્વ અનેરૂં પડે છે. જીંદગીમાં કયારેક એમને પણ ભયંકર આફતનો સામનો કરવો પડે છે. પણ, જેને 'રામ રાખે એને કોણ ચાખે' એ કહેવત અનુસાર તેઓ તેમાંથી સુખરૂપ પાર ઉતરે છે અથવા તેમનો બચાવ અણધાર્યો થઇ જાય છે.

આપણા ચરિત્રનાયકના જીવનમાં એવા કેટલાક પ્રસંગો બની ગયા છે જ્યારે રામે તેમનું રખવાળું કર્યું છે. અને રામ પણ એવા માણસોનું રખવાળું કરે છે જેમના હાથે જગતનું કંઇક ભલું થવાનું હોય. અભેચંદભાઇના જીવનમાં એવા જે પ્રસંગો બની ગયા છે તેમાંથી કેટલાક અહિં ટાંકવા અસ્થાને નહિ ગણાય. વાંચકોને તેમાંથી પણ કંઇક બોધપાઠ જરૂર મળી રહેશે.

## ડૂબતાં બચ્યા

સંવત ૧૯૭૯ માં કામરાન ખાતે સરકારી બાંધકામ માટેનો કોન્ટ્રાકટ અભેચંદે લીધો, ત્યારનો સમય હતો. જરૂરી માલની ખરીદી કરવા માટે સ્ટીમરમાં બેસીને અભેચંદ હોદ્દેદા તરફ જઇ રહ્યા હતા. રાતા સમુદ્રમાંથી સ્ટીમર પસાર થઈ રહી હતી અને દરિયો તોફાને ચડયો હતો. તૂતક (ડેક) ઉપર ઉભા ઉભા અભેચંદ દરિયાનાં ઉછળતાં મોજાંઓ ઉપર દ્રષ્ટિ ઠેરવીને

ખરીદવાની વસ્તુઓની મનમાં ને મનમાં ગણત્રી કરી રહ્યા હતા. ભરદરિયે પાણીનાં મોજાં કેવાં અને કેટલાં પ્રચંડ શકિત ધારી હોય છે એનો ખ્યાલ તો જેમણે ભરદરિયે મુસાફરી કરી હોય તેમને આવે. જબરજસ્ત રાક્ષસી કદની સ્ટીમરો પણ મહાસાગરનાં મોજાં આગળ લાચાર બની જાય છે અને નિરાધાર થઇ જાય છે. સ્ટીમરને સમતોલ રાખનારી બધી યુકિતઓ અને બધાં મશીનો હાથ ધોઈ નાંખે છે.

એકાએક એક પ્રચંડ મોજું સ્ટીમર સાથે ભટકાયું અને સ્ટીમર બીજી બાજુ પર અસાધારણ ઝડપથી નમી પડી. જરાક વધારે નમી હોત તો પાણી સ્ટીમરમાં દાખલ થઇ જાત અને તેને ઉંચી થવા દેત નહિ. પણ પાછું બીજી બાજુથી દબાણ આવ્યું, એટલે સ્ટીમર તો સીધી થઇ ગઇ.

પણ સ્ટીમરની ઉથલા ઉથલીમાં અને ડોલનમાં તૂતક ઉપર ઉભેલા અભેચંદે સમતોલપણું ગુમાવ્યું. તૂતક ફરતા સળીઆ (રેલીંગ) સાથે તેઓ ભટકાયા અને દરિયામાં ઉથલી પડયા.

સદ્ભાગ્યે, જ્યાં અભેચંદ ઉભા હતા ત્યાં રબરનું એક વ્હીલ (પૈડું) લટકતું હતું અને ઉથલીને ઝીંકાઇ પડેલા અભેચંદ દરિયામાં પડે તે પહેલાં, અધવચ્ચે તેમનો પગ પેલા વ્હીલમાં ભરાઇ ગયો. એટલે દરિયામાં પડવાને બદલે તેઓ અદ્ધર ટીંગાઇ રહ્યા.

અભેચંદને ઉથલી પડતાં થોડેક છેટેથી એક ખલાસીએ

જોએલા; એટલે એણે તુરતજ બૂમરાણ મચાવી મૂકયું. કેપ્ટન તથા બીજા અમલદારો ત્યાં એકઠા થઈ ગયા અને અભેચંદને બચાવી લેવામાં આવ્યા.

સ્વસ્થ થયા પછી કેપ્ટને અભેચંદને કહ્યું:– " Thank this wheel, it has saved your life." (આ વ્હીલનો આભાર માનો, એણે તમારી જીંદગી બચાવી.) જવાબમાં ગંભીરતાપૂર્વક અભેચંદે કહ્યું:—

"I thank God that my life is saved. It is He that saved my life. This lifeless wheel was only His hand which intervened at His instance."

અર્થાત્, "મારી જીંદગી બચી તે માટે આભાર તો હું પરમકૃપાળુ ઇશ્વરનો માનું છું. મારી જીંદગી તો **તેણે** બચાવી. આ જડ વ્હીલ તો **તેનો** એક હાથ છે જેણે મને **તેની** આજ્ઞાથી બચાવ્યો."

કેટલો સુંદર જવાબ !

આ બનાવ વિષે કયારેક વાત કરતાં આપણા ચરિત્ર-નાયક રાજમંત્રી, રાયસાહેબ શ્રી અભેચંદભાઇ કહે છેઃ—

"મારા મનથી આ ઘટનાની કિંમત માત્ર 'જીંદગી બચવા' પૂરતી નહોતી, પણ તેથી વિશેષ હતી. મારી જીંદગી તો બચી ગઈ પણ મારી ઇજ્જત પણ તેથી બચી ગઇ હતી. જો મારા શરીરે ત્યાં જળ સમાધી લીધી હોત તો મારે માથે

આપઘાત કરવાની કાળી ટીલી પણ ચોટત."

એ વિષે ખુલાસો કરતાં તેઓ કહે છે;—"મેં કોન્ટ્રાક્ટ લીધા હતા અને જે કામ હાથ ધર્યું હતું તે વિષે ઘણા માણસો એવું માનતા હતા કે અભેચંદે એ કામ ગજા ઉપરાંતનું લીધું છે, અને તેમાં તે પાયમાલ થઈ જશે. કેટલાકોએ તો મને મોઢે ચઢીને કહ્યું હતું કે "અભેચંદ, આ સરકારી કામ છે ને તમે હેરાન થઈ જશો. જેનાં કામ જે કરે. વર્ષોથી જે લોકો આ ધંધો કરતા હોય તેમનું આ કામ છે. તમારૂં નહિ." પણ મેં એ લોકોને કંઈ દાદ દીધી નહોતી. હવે જો હું રાતા સમુદ્રમાં અકસ્માતથી ડૂબી ગયો હોત તો લોકો એમ માનત કે 'મોટું કામ હાથમાં લીધું પણ પછી અભેચંદ ગભરાઈ ગયો અને દરિયામાં પડીને આપઘાત કર્યો.'

પણ જેને શ્રી રામના રખવાળાં હોય તેને સાગર શી રીતે સમાવી શકે? આ અને આવા બીજા અનેક પ્રસંગોમાંથી અભેચંદની ઇશ્વર ઉપરની આસ્થા અનેક ઘણી વધી ગઇ છે. તેમના જીવનમાં એ આસ્થાની કેટલી ઉંડી છાપ છે એનું સચોટ વર્ણન કરતો એક લેખ "નવચેતન" માસીકમાં અગાઉ પ્રગટ થયો હતો. એ લેખ આ પુસ્તકમાં છેલ્લે છાપવામાં આવ્યો છે.

## ચાંચીયાઓના પંજામાં

એવો એક બીજો પ્રસંગ સંવત ૧૯૮૫ માં બન્યો હતો.

તે વખતે ક્રુર અને દયાહીન ચાંચીઆઓના હાથમાં તેઓ આવી પડયા હતા. પોતાની નિડર વલણથી ચાંચીઆઓને આશ્ચર્ય પમાડીને તેઓ બચી ગયા હતા.

તે વખતે તેઓ કામ પ્રસંગે પોતાને વતન પોરબંદર આવ્યા હતા અને ત્યાંથી કામ પતાવી એડન ગયા હતા. એડનની પોતાની શાખાનું કામકાજ તપાસીને પછી પોતાની હોદ્દેદાની શાખા તપાસવા ઉપડયા હતા અને ત્યાંથી કામ પતાવી કામરાન આવવા માટે એક મછવો ભાડે કર્યો હતો. પોતાની પાસે ખાસ કંઈ જોખમ જેવું નહોતું. મછવામાં કંઇક શાકભાજી અને ફળફળાદિનો સારો જથ્થો પોતે સાથે લીધો હતો.

રાતા સમુદ્રમાં હવે તો ચાંચીયાગીરી તદ્દન નાબુદ થઈ છે. પણ અગાઉ આરબ ચાંચીઆઓનો એક મોટો કાફલો રાતા સમુદ્રમાં ત્રાસ ફેલાવતો હતો. મોટી સ્ટીમરોને હાથ લગાડવાનું જોખમ તેઓ ખેડતા નહિ; પણ નાના નાના મછવાઓ અને વહાણોને તેઓ તક મળતાં લૂંટી લેતા.

હોદ્દેદાથી ઉપડયા પછી અભેચંદનો મછવો થોડાક માઇલ આગળ ગયો ત્યારે એકાએક આરબ ચાંચીઆઓના બે મછવાઓ અચાનક બીજી દિશામાંથી આવી પહોંચ્યા અને મછવામાં કૂદી પડયા.

“જે કંઈ હોય તે આપી દો.” અરબ્બી ભાષામાં ચાંચીયાઓના આરબ સરદારે હુકમ કર્યો. જુવાન અને દેખાવડો

છતાં એ માણસ ક્રુર દેખાતો હતો. એના હાથે સેંકડો ખૂન થઈ ગયાં હતાં અને માણસનું ખૂન કરવું તે એ માનવીને મન મચ્છર મારવા જેવી વાત હતી.

અભેચંદના મછવામાંના ખલાસીઓ અને બીજા માણસો ગભરાઇ ગયા. તેઓ થરથર કંપવા લાગ્યા. શું થશે એ ભયે સૌના મોતિયા મરી ગયા. પાસેનો માલ લૂંટી જાય તો તે કંઈ બહુ ડરની વાત નહોતી; કિંતુ જતાં જતાં એક શોખને ખાતર ખૂન પણ કરતા જાય એવા આ આરબ ચાંચીઆઓની હાજરી કોના છક્કા ન છોડાવી દે ?

પણ આપણા ચરિત્ર નાયક અભેચંદભાઇ જરા પણ ગભરાયા નહિ. ચાંચીઆઓના સરદારના મોઢા સામે તેમણે ઘડી ભર નજર કરી અને પછી શુદ્ધ તથા છટાદાર અરબ્બી ભાષામાં પેલાને તેમણે કહ્યું:—

"તમે પેટને ખાતર આ ધંધો કરો છો એ હું સમજી શકું છું. તમારા ચહેરા પરથી લાગે છે કે તમને આ ધંધો ગમતો નથી, પણ સંયોગો તમને ફરજ પાડે છે, એટલે તમે લાચાર છો. કેમ ખરૂં કે નહિ ?" એટલું કહીને અભેચંદે ધીમું હાસ્ય કર્યું. "ઠીક, લ્યો, બીજો તો કંઈ માલ નથી પણ આ ફળફળાદિ છે. નાસ્તો કરવામાં ઉપયોગમાં આવશે. તમને જોઈએ તો લઇ જાઓ નહિ તો અહિંજ બેસીને નિરાંતે આરોગો."

બીલકુલ ગભરાયા વિના પોતાની સાથે આ રીતે વાત

કરનાર એક વ્યાપારીને જોઇને પેલાને આશ્ચર્ય થયું. એણે કરડાકી ભર્યે અવાજે બુમ પાડી: "જાણો છો, અમે જતાં પહેલાં તમને બધાને છરા મારી મારીને પછી દરિયામાં નાંખી દઈશું. આ મછવો પણ અમારે જોઇએ છે."

"ખુદાનો તમને ડર નથી લાગતો ?" અભેચંદે જરા પણ ગભરાયા વિના પૂછયું.

ખુદાનું નામ સાંભળીને પેલો ચાંચીયો જરાક ઢીલો પડયો.

"તો પછી ખુદા શા માટે અમને ભૂખમરામાં સડવા દે છે ?" એણે કંઇક આર્દ્ર સ્વરે પૂછયું.

"કેમ કે તમે નિર્દોષ માણસોને મારી નાંખો છો." બરાબર લાગ જોઇને અભેચંદે દાણો દાબ્યો.

એક ઘડી પેલો ચાંચીયો આકાશ ભણી મીટ માંડી રહ્યો.

"જો હું માણસ ના મારૂં તો ખુદા મને રોટી આપશે ?" એણે પૂછયું.

"માણસ નહિ મારે તો રોટી તો ખુદા તને જરૂર આપશે. પણ આ લૂંટફાટનો ધંધો મૂકી દઇશ તો રોટી અને ઈજ્જત બંને આપશે."

પેલો ચાંચીયો વિચારમાં પડી ગયો.

"વિચાર પછી કરજે દોસ્ત, પહેલાં આવ, તું ભૂખ્યો

હોઇશ. આ નાસ્તો છે, આપણે સાથે બેસીને જમીએ." અભેચંદે કહ્યું. અને યંત્રવત પેલો ચાંચીઓ આગળ વધ્યો. અભેચંદે તેનો હાથ પકડીને નીચે બેસાડયો.

"તમારા હાથમાં તો લોખંડી તાકાત છે." પેલા ચાંચીઆએ કહ્યું.

"હા, પણ એનો ઉપયોગ હું માણસોને મારવામાં નથી કરતો." હસતાં હસતાં અભેચંદે જવાબ આપ્યો.

"આના માણસોને પણ આ ફળફળાદિનો નાસ્તો કરાવો." પોતાના મછવામાંના ખલાસીઓને અભેચંદે આજ્ઞા કરી અને જાણે કે પોતાના સરદાર તરફથી જ એ આજ્ઞા આવી હોય તેમ બધા ચાંચીઆઓ ફળફળાદિ ઉપર હાથ લગાવવા બેઠા.

જમી લીધા પછી અભેચંદે પેલાની પીઠ પંપાળીને પૂછ્યું:—"હવે અમારાં ગજવાં તપાસવાં છે?"

"હવે તમે કંઇ આપો તોયે ના ખપે."

"ત્યારે આ ધંધો શા માટે આદર્યો છે?"

"બીજો કોઇ ઉપાય જ નથી."

"કેમ?"

"એક ખૂન મારા હાથે થઇ ગયું. તદ્દન અજાણતાં. ને સરકારે મને ફાંસીની સજા કરી. ફાંસીને આગલે દિવસે જેલમાંથી હું નાસી છૂટયો છું. હવે આ ધંધો ના કરૂં તો બીજું શું કરૂં?

અભેચંદ આનો શો જવાબ આપે? એમના મનમાં થયું કે ઘડીભર ગુસ્સાના આવેશમાં માણુસ ભૂલ કરી બેસે એને સુધારવાને બદલે કાયદો એને પાકો ગુનેગાર બનાવે છે. એક ખૂનની માફી મળી હોત અથવા હળવી સજા થઇ હોત તો આ માણુસ એક ઉપયોગી નાગરિક બનત. કાયદો એની તરફ ક્રૂર બન્યો, તો એવાં અનેક ખૂનો આ માણુસ હવે કરી રહ્યો છે!

આ વિચારમાં અભેચંદ મછવામાં ઉભા હતા ત્યાં પેલા આરબ ચાંચીયાએ અભેચંદનો હાથ પકડીને હલાવ્યો.

"દોસ્ત, સલામ" એણે કહ્યું અને કૂદકો મારી પોતાના મછવામાં તે દાખલ થયો. બીજા ચાંચીયાઓ પણ અભેચંદના મછવામાંથી ફળફળાદિનો ભાર ઓછો કરીને હીજરત કરી ગયા. પોતાના મછવાઓને ઝડપથી તેમણે ઉલટી દિશામાં હંકારી મૂક્યા.

"આ લોકો કોઇને જીવતા જવા દેતા નથી." એક ખલાસીએ અભેચંદને કહ્યું. તેનો અને મછવામાંના બીજા લોકોનો શ્વાસ હવે હેઠો બેઠો હતો.

"તોયે, આપણુને માર્યા વિના તેઓ ચાલ્યા ગયા." અભેચંદે સહાસ્ય કહ્યું.

"શેઠ, તમે અજબ પુરૂષ છો. તમારે લીધે આજે અમે બધા બચ્યા. જાણે બીજો અવતાર મળી ગયો." મછવાના ટંડેલે અભેચંદનો આભાર માનતાં જણાવ્યું.

ફરીવાર અભેચંદે આસમાન ભણી આંગળી ઉંચી કરી. "આભાર માનો ઇશ્વરનો." આટલો ટુંકો જવાબ તેમણે આપ્યો. અને મછવો કામરાન તરફ ઝડપથી ઉપડયો.

આ પ્રસંગની અભેચંદના મન ઉપર ઘણી ઉંડી છાપ પડી છે. રાક્ષસોના દિલમાં પણ દયા અને ભીનાશ ઈશ્વરનાં મોકલ્યાં આવે છે એની તેમને પ્રતિતિ થઈ. બીજો વિચાર એ આવ્યો કે ચાંચીઆએ છરો પેટમાં હૂલાવી દીધો હોત તો સોએ વરસ ત્યાં પૂરાં થઈ જાત અને કમાણી કરીને એકઠા કરેલા ધનમાંથી લાલ બદામ પણ જોડે ના આવત.

આ વિચારમાંથી લોકહિતાર્થે ધન ખર્ચવાની તેમની લાગણીઓ વધુ તીવ્ર બની. તેઓ આજે પણ કહે છે કે 'સાડા ત્રણ હાથ જમીન છેલ્લે છેલ્લે સહારો આપવાની છે અને દેહ બળી ગયા પછી ઉપરની રાખને પણ પવન ઉપાડી જવાનો છે. ધનધાન્ય ને જરઝવેરાત કંઈ સાથે આવવાનાં નથી તો પછી તેનો મોહ શો ?'

આવી ઉચ્ચ ભાવનાઓ ધરાવનારા એક સજ્જનનું રખવાળું રામ જ્યારે નહિ કરે ત્યારે દુનિયા રસાતાળ જવાની.

# ભૂત–પ્રેત

[ ૪૯ ]

જીવનમાં સામાજિક, આર્થિક અને ધાર્મિક માન્યતાઓ જેમ મહત્વનો ભાગ ભજવે છે તેમ બીજાં પણ કેટલાંક એવાં અંગો છે જે આ જગતમાં સદાયે વિવાદનો વિષય રહ્યાં છે. આધ્યાત્મિક બાબતોનો વિચાર કરનારાઓને માટે આ એક અભ્યાસનો વિષય છે; પરન્તુ સામાન્ય માનવીઓમાં પણ એને વિષે ચિત્રવિચિત્ર ખ્યાલો બંધાએલા હોય છે. આવી કેટલીક બાબતોમાંની એક બાબત ભૂતપ્રેતને લગતી છે.

અનેક મનુષ્યો આ પ્રશ્ન વિષે અનેક જુદા જુદા ખ્યાલો ધરાવતા હોય છે. કોઈ ભૂતપ્રેતની સૃષ્ટિના અસ્તીત્વનોજ ઈન્કાર કરે છે જ્યારે કોઇ એના અસ્તીત્વનો સ્વીકાર કરે છે ખરા પણ એ સષ્ટિમાંના જીવો મનુષ્યને હેરાનપરેશાન કરવા માટે કે સુખી કરવા માટે શ્રમ ઉઠાવતાં હોવાની બીનાનો ઈન્કાર કરે છે. કોઇ આ પ્રશ્નને તદ્દન ખ્યાલી માને છે. તેઓ કહે છે કે “શંકા ભૂત અને મંછા ડાકણ.”

આપણા ચરિત્રનાયક અભેચંદભાઇ પણ આ બાબતમાં ચોક્કસ વિચારો ધરાવે છે. તેમને પોતાને જીંદગીમાં એવો એક અનુભવ થયો હતો; એટલે તેમની જીવનકથામાં એ વિષે

કંઇક ઉલ્લેખ કરવાનું જરૂરી છે. તેમનો એ અનુભવ અહિં તેમના પોતાના જ શબ્દોમાં રજુ કરવાનું વધારે રસપ્રદ બની રહેશે. તેઓ કહે છે:—

"મારી હોદ્દેદા ખાતેની પેઢીમાંથી મારી પાસે એવી ફરીયાદ આવી કે ત્યાં એક 'જીન' આવીને વસ્યો છે અને રાતના ધાંધલ કરે છે.

"પ્રથમ તો મેં આ વાત સાચી ન માની.

"મેં કહ્યું;– એમ કોઈ રાતના ધાંધલ કરવા નવરૂં નથી. ખાલી ભ્રમણા હશે.

"પણ હોદ્દેદાની પેઢીના માણસોને ડર લાગ્યો હતો અને તેઓ એને કારણે ભયભીત રહેતા હતા. એટલે મને થયું કે એ ભ્રમણા ટાળવી જોઇએ અને માણસોને ભયમૂક્ત કરવા જોઇએ. એટલે મેં પોતે થોડા વખત હોદ્દેદા ખાતે રહેવાનો નિર્ણય કર્યો અને હું ત્યાં જઇને રહ્યો.

"પેઢીના માણસોએ મારી પાસે જે વિગત રજુ કરી એ ઉપરથી હું સમજ્યો કે જેને તેઓ 'જીન' માનતા હતા તેવું કોઇક રાતે મણીકા ફેરવે છે અને મેડા ઉપર ધબધબ અવાજ કરી ફરે છે. પછી દાદરા ઉપર આવીને તે બેસે છે અને એક પ્રકારનો વિચિત્ર અવાજ થાય છે. મળસ્કે દાદરા પરથી તે નીચે ઉતરીને ચાલ્યું જતું હોય તેવું અવાજ ઉપ-રથી લાગે છે.

"અલબત, એમાં માત્ર અવાજ સંભળાવવાની વાતોજ હતી. કોઈએ એને નજરે જોયો નહોતો. આશ્ચર્યભરી એક ઘટના બનતી ખરી, અને તે એ કે, મણીકા તથા બીજાં તોલ માપ રાત્રે જે સ્થળે મૂકયાં હોય તે સ્થળેથી રાતના ખસી જતાં અને બીજે ઠેકાણે પડેલાં માલુમ પડતાં. આ એક બાબત ઉપર આખી વાતનો મદાર હતો. રાતના ધમાલ કરનાર અને અવાજ કરનાર 'જીન' હોવો જોઈએ એમ માનવાનું કારણ રાતના ફરી જતા મણીકાઓ આપતા.

"એક રાત રહ્યો અને જે પ્રમાણે વર્ણન થયું હતું તે મુજબ બનતું મેં પણ અનુભવ્યું. સ્થાનભ્રષ્ટ થતા મણીકાઓ પણ જોયા. તેથી મને પોતાને પણ ઘણું આશ્ચર્ય થયું. પહેલે દિવસે તો મેં ઠીક હિંમત રાખી. પણ બીજા દિવસે મારામાં ભયનો સંચાર થયો.

"બીજી રાત્રે દાદર પર અવાજ થતો મેં સાંભળ્યો અને મારૂં હૈયું ધબકવા લાગ્યું. આખી રાત ભયની ભ્રમણામાં મેં વિતાવી." મળસ્કે દાદર પરથી ચંપલ પહેરીને કોઈ નીચે ઉતરતું હોય તેવો અવાજ સાંભળ્યો અને દિલને દહેશત લાગી ગઈ. પરિણામે તાવ આવી ગયો.

"કોઈ મંત્ર તંત્ર જાણનારને બોલાવવામાં આવ્યો અને એણે પાણી મંત્રીને મને આપ્યું. એ પાણી પીધાથી તુરત મને આરામ થઈ ગયો; પછી પેલા માણસને અમે કહ્યું કે "જીનને ઘરમાંથી કાઢવો છે." એણે હા પાડી અને યોગ્ય

મહેનતાણું નક્કી કર્યા પછી એણે કંઈક મંત્રતંત્રથી એક શીસામાં એ જીનને કેદ કર્યો અને લઈ ગયો.

"ત્યાર પછી અમારા ઘરમાંથી અગાઉ જેવો અવાજ આવવાનું બંધ થયું.

"આ બનાવથી તે વખતે મારા મન પર એવી ચોક્કસ અસર થઇ હતી કે 'જીન' ખરેખર હતો. પણ આજે એ વિષે વધુ વિચાર કરતાં મને એમ લાગે છે કે ખરેખર એ વહેમનું પરિણામ હતું અને જે કંઇ અમે અનુભવતા હતા તે નબળા મનનું (Psychological) પરિણામ હતું. આજે એ ઘટનાનું સ્પષ્ટ પૃથક્કરણ હું નીચે મુજબ કરૂં છું:–

"મણીકા ફેરવવાનું કામ અમારી પેઢીમાંથી કોઇક માણસ કાં તો જાણી જોઇને અથવા ઉંઘમાંના કોઈ રોગને કારણે કરતો હોવો જોઇએ. મેઢી ઉપર સૂનારાઓમાંનો તે કોઈ હશે અને ઉપર શરૂવાતમાં અવાજ કરતો હશે. ઉપર સૂનારા તથા નીચે સૂનારાઓના મનમાં એક વહેમ અને બીજો ભય દાખલ થઇ ગએલાં; એટલે આંખો ઉઘાડવાની કોઇ હિંમત કરતું નહોતું. પછી તો લાંબી વાત ચાલી, અને એકે બીજાને કહી ને બીજાએ ત્રીજાને કરી. એ બધાં ના માનસમાં ભ્રમણા દાખલ થઈ ગઈ.

"મારી પાસે એ વાતનું આગળથી સવિસ્તર વર્ણન કરવામાં આવ્યું હતું; એટલે રાતના હું સૂતો ત્યારથી એવો

અનુભવ માટે તયાર થઈને સૂતો હતો. માનસશાસ્ત્રના અટલ સિધ્ધાંતાનુસાર મને પણ એવી ભ્રમણા થઈ અને હું તેથી ડરી ગયો. ડરને લઇને તાવનું આવવું તો તદ્દન સાધારણ ઘટના છે.

"તાવ આવ્યા પછી મંત્ર તંત્ર માટે જાણીતા કોઈ માણસે મને પાણી પાયું અને શ્રદ્ધાથી એ પાણી મેં પીધું. અહિં ફરીવાર માનસશાસ્ત્રના સિધ્ધાંતે ભાગ ભજવ્યો. મને આરામ થઇ ગયો અથવા મારી ભ્રમણા અને ભય ભાંગી ગયાં.

"પછી જે માણસે મંત્રેલું પાણી પાઈને મને આરામ કરી દીધો તેના પર અમને સૌને શ્રધ્ધા બેસે તે સ્વાભાવિક હતું. એટલે એ જ્યારે જીનને શીસામાં કેદ કરીને લઇ ગયો ત્યારે અમે રાહત અનુભવી. અહિં ફરીવાર ભય અને ભ્રમણા ભાંગી જતાં અમને લાગ્યું કે હવે જીન ગયો. ને પછી અમને એવો અનુભવ ફરીવાર ના થયો. અહિં ફરીવાર માનસિક (Psychological) અસર થઇ.

"અત્યારે મારી ભૂતપ્રેત વિષેની માન્યતા એ છે કે સૃષ્ટિમાં મુસાફરી કરતા અનેક જીવોમાં લાલસા, અતૃપ્તિ, મોહ કે રોગને કારણે ઘણા જીવો પ્રેતયોનીમાં ભટકાય છે એ વાત ખરી. પણ મનુષ્યોને તેઓ ત્યાં સુધી હેરાન નથી કરી શકતાં જ્યાં સુધી મનુષ્યોનાં મન મજબુત અને નિર્ભય

( Strong-minded ) હોય છે. માનસિક નિર્બળતા જ્યારે આવે છે ત્યારે સૌથી પ્રથમ એવી જાતનો ખ્યાલ મગજમાં દાખલ થાય છે. એ ખ્યાલને હાંકી કાઢવાને મન જ્યારે અશક્ત બને છે ત્યારે ખ્યાલમાંથી ભ્રમણા અને ભ્રમણામાંથી સાક્ષાત્કાર અનુભવાય છે. એટલે, ભૂતપ્રેત કદાચ મનુષ્યને હેરાન કરી પણ જતાં હોય, તો તે હેરાન કરવાની ભૂતપ્રેતની શકિતને કારણે નહિ પણ મનુષ્યોમાં રહેલી માનસીક બળની (Mental resistance) ખામીને કારણે બને છે.

"એટલે, હકીકત તરીકે ભૂતપ્રેતની એક યોનિનું અસ્તીત્વ છે ખરૂં; પણ આપણી સાથેના એ વર્ગના સંબંધને લાગે વળગે છે ત્યાં સુધી તો "શંકા ભૂત અને મંછા ડાકણ"ની જે કહેવત છે એ તદ્દન સાચી છે."

શ્રી. અભેચંદભાઇની આ વિચારસરણી કેટલી તત્વપૂર્ણ [ Logical ] છે તે સહેજે સમજી શકાય તેવું છે. પોતે ભૂતની ભ્રમણાથી ડરી ગયા હતા એ વાતનો તેઓ ઈન્કાર કરતા નથી. પોતે જરા પણ ગભરાયા વિના આમ કર્યું ને તેમ કર્યું તેવાં બણગાં પુંકવાને બદલે તેઓ તદ્દન સાચી હકીકત સ્પષ્ટ રીતે રજુ કરે છે અને પછી એ વિષેની પોતાની માન્યતા રજુ કરે છે. દરેક વાંચકોએ બોધપાઠ લેવા જેવી આ ઘટના છે.

—o—

# નિવૃત્તિનો નાદ

[ ૫૦ ]

**જેમ જેમ** ધંધામાં અભેચંદને યારી મળતી ગઈ તેમ તેમ તેમનું દિલ વિશાળ બનતું ગયું. સેવા અને પરોપકારની વૃત્તિ દિનપ્રતિદિન વૃદ્ધિ પામતી ગઈ. ઇશ્વર પ્રત્યેની આસ્થા વજ્રલેપ સમી બની ગઇ. વાણિજ્યને સહજ એવી લોભવૃત્તિ ઓછી થતી ગઈ.

સામાન્ય રીતે એક કહેવત છે કે “લોભને થોભ હોતો નથી.” જીવનમાં મનુષ્ય જેમ જેમ આગળ વધતો જાય છે તેમ તેમ તેની મહત્વાકાંક્ષા વધતી જાય છે. મહત્વાકાંક્ષાને તો કોઇ આરો છે જ નહિ. ગરીબમાંથી સુખી બનેલો માણુસ વધારે ને વધારે સુખની ઇચ્છા કરે છે. ભાગ્યયોગે વધારે ને વધારે મળતું જાય છે, તેમ તેમ તે તેથી પણ વધારે મેળવવાની ઇચ્છા કરે છે. જગતમાં હજારમાંથી નવસો નવ્વાણું માણસો આવી જાતના હોય છે.

પણ આપણા ચરિત્રનાયક અભેચંદભાઇ એ બાબતમાં જુદીજ માટીનું પુતળું હતા. ધનના ઢગલા કમાવાની તેમની ઇચ્છા અંગત લિપ્સા નહોતી. વ્યકિતગત લાભો ઉઠાવવા માટે અને મોજશોખો તથા વિલાસ માણવા માટે ધનની ઇચ્છા એમણે કદિ કરી નહોતી. પોતાની પાસે જે કંઈ આવે તેનો સદુપયોગ કરવાની તેમની ભાવનાને લઈનેજ તેઓ વ્યાપારમાં

સાહસો કરતા હતા. ચાલુ આવકથી અસંતુષ્ટ બનીને કે વધારે ને વધારે મેળવવાની લોભી મહત્વાકાંક્ષાને કારણે નવાં સાહસો તેઓ નહોતા કરતા. એક ભાવના હતી કે, ઈશ્વર જો પોતાને કંઈક વધારે આપે તો પોતે કંઈક વધારે સદુ-પયોગ કરી શકે, કંઈક વધારે પરમાર્થ કરી શકે.

તેમની આ વૃત્તિનો પુરાવો તેમના જીવનમાંથી જડી આવે છે, કોઈ પણ વ્યાપારી પોતાનો ધીકતો વ્યાપાર મૂકીને માત્ર પરોપકારાર્થે અને ઈશ્વર ભક્તિ માટે વૃદ્ધત્વ આવે તે પહેલાં જ નિવૃત્તિ લઈ લેવાનો વિચાર સરખો પણ ના કરે. ચાલીસ બેતાલીસ વર્ષની ઉમ્મરે જે વખતે ધંધો સોળે કળાએ ખીલ્યો હોય અને વધારે સારી રીતે ખીલવી શકાય તેમ હોય, ત્યારે પરોપકાર માટે નિવૃત્તિ લેવાનો વિચાર આવે એ વાતજ આશ્ચર્યજનક ગણાય. કોઈ વિરલ મહાનુભાવનેજ એવો વિચાર આવે. આપણા ચરિ-ત્રનાયક શ્રી. અભેચંદભાઈના મનમાં ચાલીસ વર્ષની ઉમ્મરે એ વિચાર દાખલ થયો તે કેટલું બધું આશ્ચર્યજનક કહેવાય?

કામરાનમાં રહ્યા રહ્યા, પરોપકારનાં અનેક કાર્યો ત્યાં કરતાં કરતાં, અભેચંદભાઈ પોતાના વતનને વિસર્યા નહોતા. એ આગળ જણાવાઈ ગયું છે. એમના મનમાં એવો વિચાર આવ્યો કે અહિં બેઠાં બેઠાં વતનમાં શું બની રહ્યું છે તેનો મૌલિક ખ્યાલ આવી શકે નહિ. જો કે તેમણે પોતાની જ્ઞાતિના એક માસીક "વીશા સોરઠીયા હિતેચ્છુ" મારફતે

જ્ઞાતિનાં સુખ દુઃખ જાણવાની શરૂવાત તો ક્યારનીયે કરી દીધી હતી. પોતાને એ બધી માહિતિ મળે એટલા ખાતર એમણે ઉપરોકત માસીકને જીવતું રાખવા ઘણી મદદ કરી હતી. જેઠાલાલ ઝવેરચંદ શાહ નામના એક જ્ઞાતિબંધુ એ માસીક ચલાવતા હતા. માસીકને ચાલુ રાખવા માટે માસી-કને, અને માસીક ચાલુ રાખવામાં જેઠાલાલને સરળતા મળે એટલા માટે જેઠાલાલને, તેમણે છૂટા હાથે ઘણી ઉદાર મદદ કરી હતી. એનો સવિસ્તર હેવાલ આગળ આવશે. અત્રે તો એ વાતનો ઉલ્લેખ એટલા માટે કરવામાં આવ્યો છે કે સાગરપાર વસતા આ મહાનુભાવના દિલમાં પોતાના વત-નની અને પોતાના જ્ઞાતિબંધુઓની લાગણી કેટલી અપૂર્વ હતી એનો આ દાખલાથી ખ્યાલ આવે.

તેમના મનમાં આવેલો આ વિચાર દિવસે દિવસે દૃઢ બનતો ગયો. પરદેશમાંથી ફારેગ થઈને વતનમાં જઈ વસવાની અને ત્યાં રહી બની શકે એટલી માનવસેવા કરવાની ઈચ્છા તેમનામાં બળવત્તર બનતી ગઈ. ઈ. સ. ૧૯૩૦ ની સાલથી તેમના મનમાં આ વિચાર ઘોળાતો હતો. પણ એકદમ નીક-ળીયે કેવી રીતે શકાય! કોઈ પ્રસંગ એવો આવે જ્યારે નીક-ળવાની જરૂર ઉભી થાય. એકવાર ત્યાંથી નીકળી ગયા પછી નિવૃત્તિના વિચારને અમલમાં મૂકી શકાય. સમાજ સેવાના ઘણાયે વિચારો અભેચંદના મનમાં કેટલાયે વખતથી રમી રહ્યા હતા. પુખ્ત વિચારને અંતે તેમને એમ લાગ્યું હતું કે ધંધાની બધી જંજાળમાંથી મૂકત બનીને પોતે

પોતાના વતનમાં જઇ જ્યાં સુધી વસવાટ નહિ કરે ત્યાં સુધી એ બધા મનોરથો અધુરા જ રહી જવાના છે.

આખરે બે વરસની ગંભીર વિચારણાને અંતે અભેચંદભાઇએ એવો નિશ્ચય કર્યો કે કામરાનની મુખ્ય પેઢીનો વહીવટ પણ બીજી શાખાઓની માફક ભાગીદારને ભરોસે ભળાવી દેવો. અને પોતે વતનમાં જઇને સમાજસેવાના કામમાં લાગી જવું. તેમના આ નિશ્ચયને અમલમાં મુકવાની તક પણ તેમને તુરતમાંજ મળી ગઈ.

આખા કાઠિયાવાડમાં એવા બેજ મહાનુભાવો છે જેમણે સેવાધર્મના પાલન માટે લોભ અને તૃષ્ણાનો ત્યાગ કરી જીવનના ચોથા દાયકાના અંતમાં વ્યાપાર ધંધામાંથી નિવૃત્તિ લઇને જનહિતાર્થે જીવનને જોડયું છે.

**એક તો આ ચરિત્રના નાયક રાજમંત્રી રાયસાહેબ શેઠ અભેચંદ ગીરધરભાઇ અને બીજા શેઠ વીરચંદ પાનાચંદ શાહ. રાયસાહેબે કામરાનનો ધીકતો વ્યાપાર પોતાના ભાગીદારોના હાથમાં સોંપીને સમાજસેવા અર્થે પોરબંદરમાં થાણું જમાવ્યું છે અને શ્રી. વીરચંદભાઈએ મુંબઈ–આફ્રિકા–જાપાન વિગેરે સ્થળોનો પોતાનો વિપુલ વ્યાપાર પોતાના ભત્રીજાઓના હાથમાં સોંપીને કાઠીઆવાડમાં સમઢીઆળા [જામ] ખાતે ગ્રામસેવાનું થાણું જમાવ્યું છે.**

પોતાના પુત્રો ઉમ્મર લાયક થાય અને વ્યાપાર સંભાળી લે તે પછી નિવૃત્ત થનારાઓ તો કદાચ કોઇક હશે; પણ પારકાઓના હાથમાં પોતાનું નામ અને પોતાની આબ-

રૂનો પ્રાણ સોંપીને જનકલ્યાણ માટે નિવૃત્ત થનારા ઉપર જણાવેલા બે મહાનુભાવો સમા પુરૂષો તો જગતમાં વિરલજ હશે. ચાલીસ વર્ષની ઉમ્મરે શ્રી. વીરચંદભાઈએ લાખોનો વહીવટ પોતાના ભત્રીજાઓને સોંપ્યો, ત્યારે (ઈ. સ. ૧૯૩૦) તેમના બંને પુત્રો હજુ કાચી ઉમ્મરના હતા અને અભ્યાસ કરતા હતા. આપણા ચરિત્ર નાયક રાયસાહેબે જ્યારે પોતાની કામરાનની પેઢીમાંથી બેતાલીશ વર્ષની વયે નિવૃત્તિ લીધી અને પોતાનો લાખોનો વહીવટ ભાગીદારોને સોંપ્યો, (ઈ. સ. ૧૯૩૨) ત્યારે તેમના પુત્રનો તો જન્મ પણ નહોતો થયો ! આ બંને જનસેવકોનો જન્મ પણ લગભગ એકજ સાલમાં થએલો. એટલે બંને સમવયસ્ક ગણાય. એક જણે સમાજ-સેવાને કેંદ્ર બનાવીને બહુવિધ સેવાનાં ક્ષેત્રો સંભાળ્યાં છે. જ્યારે બીજા ગૃહસ્થે ગ્રામ્ય સેવાના વિશાળ ધ્યેયને પોતાનું બનાવ્યું છે. બંને ગૃહસ્થોએ લાખો રૂપીઆ આપબળે પેદા કર્યા છે અને એવીજ રીતે બંને ગૃહસ્થોએ હજારો રૂપીઆ દાન ધર્મમાં વાપર્યા છે. બંનેના જીવનમાં એક પ્રકારનું સામ્ય છે. પણ એ બધાનું સવિશેષ વર્ણન કરવા જતાં વિષયાંતર થઈ જવાનો સંભવ હોઈ અત્રે એટલું કહેવું બસ થઈ પડશે કે સમાજ, દેશ અને જગતના કલ્યાણકારી આવા સદ્દપુરુષો આ સંસારમાં ગણ્યા ગાંઠ્યાજ પાકે છે. એમનાં જન્મ, જીવન અને મૃત્યુ ધન્ય બની જાય છે.

# વ્હાલા વતનમાં

[૫૧]

**અંગ્રેજીમાં એક કહેવત** છેઃ– "Where there is a will, there is a way." અર્થાત્, "ઇચ્છા પેદા થાય છે ત્યારે માર્ગ હંમેશાં મળી રહે છે.

અભેચંદે એકવાર નિર્ણય કરી લીધો કે હવે કામરાન છોડવું છે, ત્યારે કામરાન છોડવાની જરૂર પડે એવો એક પ્રસંગ પણ તુરતમાંજ હાજર થયો.

૧૯૩૨ ના જાન્યુઆરી માસમાં અભેચંદભાઈના ભાણેજ ભાઈ ભગવાનદાસનું લગ્ન લેવાયું હતું. તે પ્રસંગે દેશમાં આવવાનું આમંત્રણ કામરાન ખાતે અભેચંદને પહોંચાડવામાં આવ્યું હતું. હિંદુ સમાજમાં ભાણેજનાં લગ્નની મહત્તા પુત્રનાં લગ્ન કરતાં ઉતરતી નથી મનાતી. પુત્રનાં લગ્ન પ્રસંગે, કદાચ કોઈ અતીશય અગત્યના કારણે ગેરહાજર રહે તો કંઇ વાંધો નહિ; પણ ભાણેજનાં લગ્ન પ્રસંગે જો મામા ગેરહાજર રહે તો તે આબરૂનો સવાલ થઈ પડે છે.

એટલે ભગવાનદાસના લગ્નને લગતું આમંત્રણ મળ્યું કે તુરતજ આ પ્રસંગને ઝડપી લેવાનો અભેચંદે વિચાર કર્યો. આ શુભ પ્રસંગને પોતાની નિવૃત્તિથી યાદગાર બનાવ-

વાનો નિર્ણય કરીને અભેચંદે બંદર તરફ નજર દોડાવી. કમનસીબે તે અરસામાં વતન આવવા માટે તુરતમાંજ સ્ટીમર મળે તેવા સંયોગો નહોતા; એટલે અભેચંદ મુંઝવણમાં પડી ગયા. પણ શેતરંજનો એક પાકો ખેલાડી જેમ અણીની પળે માર્ગ કાઢે છે તેમ અભેચંદે રસ્તો શોધી કાઢયો.

જેદ્દા ખાતે હાજીઓને લઇ જતી એક સ્ટીમર કામરાન બંદર પર ઉતારૂઓને કવોરન્ટાઈન પાસ કરાવવા લઇ આવી હતી. આ સ્ટીમર કામરાનથી મક્કા મદીના જવાની હતી અને ત્યાં બધા ઉતારૂઓને ખાલી કરીને ત્યાંથી મુંબઈ તરફ રવાના થવાની હતી. આ સ્ટીમરમાં જો અભેચંદ દાખલ થાય તો વખતસર પોરબંદર પહોંચી જવાય તેવો યોગ હતો. તે સિવાય સ્ટીમરની સગવડતા થઇ શકવાના સંયોગો નહોતા.

હાજીઓની મજકુર સ્ટીમર પર તેમણે તપાસ કરાવરાવી પણ ત્યાંથી જવાબ મળ્યોઃ—"હાજીઓ સિવાય બીજાને આ સ્ટીમરમાં અમે લેતા નથી અને મુંબઈના પેસેંજરોને તો કામરાનથી લઈ શકાય જ નહિ."

આ જવાબથી વળી પાછી અભેચંદભાઇને મુંઝવણ થઇ. પણ ભયંકર મુંઝવણોમાંથી માર્ગ કાઢીને જે બાહોશ નર આગળ વધ્યા હોય તે આટલી મુંઝવણથી ડરી જાય?

તેમણે તુરતજ ટાપુના સિવિલ એડમીનીસ્ટ્રેટર કેપ્ટન વિકહામ ઉપર એક ચીઠ્ઠી લખીઃ—

"મારે કોઈ પણ હિસાબે આ હાજીઓની સ્ટીમરમાં બાલબચ્ચાં સાથે દાખલ થવું જ જોઈએ. બીજી સ્ટીમરોની સગવડતા નથી અને આ સ્ટીમર જો ચૂકી જાઉં તો પછી મારા ભાણેજના લગ્નમાં ટાઈમિસર પહોંચી શકાય તેમ નથી. સ્ટીમરના સત્તાવાળાઓ લઈ જવાની ના પાડે છે; પણ મારે ઉપડયા સિવાય ચાલે તેમ નથી. તમે આ બાબતમાં મને મદદ કરશો એવી આશા રાખું ?"

આ ચીઠ્ઠીના જવાબમાં તુરતજ ગવર્નર સાહેબે કહેવડાવ્યું:—

"તમે જવાની તૈયારી કરો. હું સ્ટીમરના કેપ્ટનને કહેવડાવી દઉં છું. એ સામેથી તમને તેડવા આવશે."

કેપ્ટન વિકહામે ખાસ માણસ મોકલીને હાજીઓની સ્ટીમરના કેપ્ટનને કહેવડાવ્યું:—

"અભેચંદ શેઠને તેમના કુટુંબ સાથે મુંબઈ ઉતાવળના કામે જવું છે. તમે એમને ના પાડી એ ઠીક નથી કર્યું. હવે તમે તમારા આસીસ્ટન્ટને મોકલીને અભેચંદ શેઠને માનપૂર્વક સ્ટીમર ઉપર તેડાવી લો અને સંપૂર્ણ સગવડતાપૂર્વક મુંબઇ પહોંચાડો."

થઈ રહ્યું. કામરાન ટાપુના ગવર્નરનું ફરમાન છૂટે એટલે કેપ્ટનની શું મજાલ કે ના પાડી શકે ? તેણે તુરતજ પોતાના આસીસ્ટન્ટને અભેચંદ શેઠને ત્યાં દોડાવ્યો. કેપ્ટનની

વતી એણે અભેચંદની માફી માગી અને "સ્ટીમર આપની રાહ જુએ છે, આપ બેસી જશો પછી ઉપડશે" એવા ખબર આપ્યા.

અભેચંદ તો તયાર જ હતા. જે માણુસે તોછડો જવાબ આપીને ના પાડી હતી તે સામો ચાલીને માનપૂર્વક તેડાવતો હતો એટલે તેમને ખુશાલી ઉપજી. સરસામાન બધો તૈયાર હતો એટલે તુરતજ બધાં બંદર ઉપર પહોંચ્યાં.

પોતાની અજાયબી વચ્ચે અભેચંદભાઇએ જોયું કે ટાપુના ગવર્નર સાહેબ તેમને વિદાય આપવા સ્ટીમર ઉપર આવ્યા હતા. તેમણે અભેચંદને સફળ સફર ઇચ્છી.

સ્ટીમરનો કેપ્ટન તો દંગ થઈ ગયો હતો. ટાપુના ગવર્નર સાહેબ જે ગૃહસ્થને વિદાય આપવા માટે ખુદ પોતે બંદર ઉપર આવે તે ગૃહસ્થનું મહત્વ કેટલું બધું હોવું જોઇએ? અભેચંદની આથી ઘણી સારી છાપ કેપ્ટન ઉપર અને ઉતારૂઓ ઉપર પડી. કેપ્ટને તો દિવસમાં દસ વખત ખબર અંતર પૂછવાનો તે પછી નિયમ રાખ્યો હતો!

સ્ટીમરમાં લગભગ પંદરસો મુસલમાન યાત્રાળુઓ હતા. તેમની સાથે અભેચંદે ભાઇચારાનો સુંદર વ્યવહાર રાખ્યો. તે લોકોના દિલમાં આથી અભેચંદ પ્રત્યે ઘણું માન ઉત્પન્ન થયું. હિંદુસ્તાનમાં અભેચંદે હિંદુ તીર્થોની યાત્રા તો તેમનાં પ્રથમ પત્નિના અવસાન અગાઉ કરી હતી. આ વખતે તેમણે મુસ્લીમ

તીર્થોની મક્કા–મદીનાની યાત્રા કરી. એક મુસ્લીમ યાત્રાળુએ પૂછ્યું:—

"શેઠજી તમે હિંદુ થઇને મુસમાનોનાં તીર્થ સ્થળોની યાત્રા કેમ કરો છો?

અભેચંદે તુરતજ હસતાં હસતાં જવાબ આપ્યો:—"હું ઘણો નાનો હતો ત્યારથી એક કવિતાની બે લીંટીઓ મારા દિલમાં કોતરાઈ ગઇ છે.

"રામ કહો, રહેમાન કહો,
કોઉ કહાન કહો મહાદેવરી;
પારસનાથ કહો કોઉ બ્રહ્મા,
સકળ બ્રહ્મ સ્વયમેવરી."

મારી માન્યતા મુજબ દુનિયામાં ઇશ્વર એક છે. તમે એને 'ખુદા' કહો છો ને અમે એને 'પરમેશ્વર' કહીએ છીએ."

"તમારી વાત તદ્દન સાચી છે." પેલા મુસ્લીમ ગૃહસ્થે કહ્યું "બધા હિંદુઓ જો તમારા મતના હોત તો હિંદુસ્તાનમાં 'હિંદુ–મુસ્લીમ' એકસંપી ક્યારનીયે થઈ ગઈ હોત."

"અને બધા મુસ્લીમો તમારા જેવા મતના હોત તો હિંદુસ્તાનને સ્વરાજ્ય પણ ક્યારનુંયે મળી ગયું હોત!" અભેચંદે સામો જવાબ આપ્યો. પછી બંને જણ હસી પડયા.

હાજીઓને મક્કા મદીના ઉતારીને સ્ટીમર જ્યારે મુંબઇ તરફ પાછી ફરી ત્યારે તેમાં બીજા કોઇ ઉતારૂઓ નહોતા.

આખી સ્ટીમરમાં ઉતારૂઓ તરીકે ફક્ત અભેચંદભાઇનું કુટુંબ જ હતુ. સામાન્ય રીતે સ્ટીમરની મુસાફરીમાં એકલવાયાપણું ઉપાધી કરનારૂં છે; પણ અભેચંદની સ્ટીમરના સ્ટાફ ઉપર પ્રથમથી જ સરસ છાપ પડી ગઇ હતી. એટલે તેઓ અભેચંદને એકલા ન રાખતા. સ્ટીમરનો કેપ્ટન તો અભેચંદભાઇનો પાકકો દોસ્ત બની ગયો હતો ને રમતગમતમાં ટાઇમ સારી રીતે પસાર થઈ ગયો.

પણ મુંબઇ આવતાં એક અણધારી મુશ્કેલી ઉભી થઈ. એ એવી મુશ્કેલી હતી કે મુંબઇના કિનારે ઉતરવાની અભેચંદને પોલીસ સત્તાવાળાઓ તરફથી મનાઈ કરવામાં આવી.

# પરવાનગી મેળવી

[૫૨]

"શેઠ, તમે મુંબઇના કિનારા પર પગ નહિ મૂકી શકો. તમારી પાસે જે પાસપોર્ટ છે તેની મુદત ખલાસ થઈ ગએલી છે અને તમે તે નવેસરથી કઢાવ્યો નથી એટલે કાયદા મુજબ અમારાથી તમને અહિં ઉતરવાની પરવાનગી આપી શકાય નહિ." પોલીસ અમલદારે અભેચંદભાઇને ઉપરોક્ત શબ્દો સંભળાવ્યા ત્યારે તેમને કેટલો આઘાત લાગ્યો હશે?

અભેચંદે જોયું કે ભૂલ તો થઇ ગઈ હતી. એકાએક કામરાનથી ઉપડવાનું થયું અને પાસપોર્ટનું ધ્યાન ન રહ્યું. જો તે વખતે યાદ આવ્યું હોત તો કામરાનના ગવર્નર સાહેબ પાસેથી સ્પેશીયલ પરમીટ પણ કઢાવી લેત. પણ ઉતાવળમાં એ બાબત લક્ષ્યમાં આવીજ નહિ. એડન રસ્તે આવવાનું થયું હોત તો ત્યાંથી પણ બંદોબસ્ત કરાવી લેવાત. પણ હાજીઓની સ્ટીમરમાં અચાનક આવવાનું થયું ને સ્ટીમર પરબારી મુંબઇ આવી એટલે કશોજ બંદોબસ્ત થઈ શક્યો નહિ.

અભેચંદભાઇએ સ્ટીમર ઉપરના પોલીસ અમલદારને સમજાવવાની કોશીષ કરી. પણ તે તો કહે કે કાયદા મુજબ તમને ઉતરવાની મંજુરી આપી શકાયજ નહિ.

"પણ ભલા માણુસ, હું કોઇ પરદેશી નથી. આ

દેશનો જ વતની છું. કસુર માત્ર એટલીજ છે કે પાસપોર્ટ renew કરાવાયો નથી. અચાનક આવવાનું થયું અને સ્ટીમર પરબારી આવી એટલે કશો બંદોબસ્ત થઇ શકયો નથી. તું કહે તેવી અને તેટલી ખાત્રી તથા જામીનગીરી આપું; પણ ઉતરવાનો પરમીટ (પરવાનગી) તો તારે મને આપવો જ જોઇએ. બાલબચ્ચાં સાથે પાછાં કામરાન જવામાં મને કેટલી મુશ્કેલી નડે તેનો કંઈ ખ્યાલ આવે છે?"

પણ પેલો અમલદાર એકનો બે ન થાય. છેવટે અભિચંદે કહ્યું:–

"ખેર, તારાથી કંઈ ના બને તો મને પોલીસ કમિશ્નર પાસે લઈ ચાલ."

પેલો કહે કે "તેમ કરવાની મને સત્તા નથી."

"અરે તારી ભલી થાય! પોલીસ કમિશ્નર પાસે મને લઈ જવાની તને સત્તા નથી તો પછી મને તેમની સાથે ટેલીફોનથી વાતચીત કરવાની સગવડ તો કરી આપ!"

છેવટે સ્ટીમરના કેપ્ટનના કહેવાથી ટેલીફોન પર વાતચીત કરવાની સગવડ આપવાનું પેલા અમલદારે કબુલ્યું.

તેણે ટેલીફોન જોડીને 'કામરાનના એક પેસેંજર વાત કરવા માગે છે' એમ જણાવ્યું. સામેથી જવાબ મળ્યો કે "એમને લઇને તમે અહિં આવી જાઓ."

ઉપરી અમલદાર તરફથી હુકમ મળી ગયો એટલે તુરતજ અભેચંદને લઈને તે અમલદાર પોલીસ કમિશ્નરની ઓફીસમાં આવ્યો.

કમિશ્નર સાહેબને અભેચંદે પોતાની આખી વાત સમજાવી. પોતાને કેવી રીતે અચાનક આવવાનું થયું અને કામરાનના સિવિલ એડમીનીસ્ટ્રેટર સાહેબની ખાસ પરવાનગીથી હાજીઓની સ્ટીમર મારફતે પોતે કેવી રીતે મુંબઈ આવ્યા તે વાત તેમણે કમિશ્નરને કરી. પાસપોર્ટની બાબત તદ્દન ભૂલમાં રહી ગઇ તે વાત ભારપૂર્વક જણાવી અને અભેચંદે કમિશ્નર સાહેબને કહ્યું—

"કામરાનથી ઉપડતી વખતે જો આ બાબત મને ખ્યાલમાં આવી હોત તો ત્યાંના સિવિલ એડમીનીસ્ટ્રેટર સાહેબ પાસેથી સ્પેશીયલ પરમીટ હું કઢાવી લેત. તમે તારથી આ બાબત કામરાન ખાતે પૂછાવી શકો છો. તારનું જે ખર્ચ થશે તે હું આપીશ."

અભેચંદભાઇએ પોલીસ કમિશ્નરને એવી સુંદર રીતે પોતાની વાત સમજાવી કે તેમની ઉપર આ અમલદારને વિશ્વાસ બેઠો. તેમણે કહ્યું કે "પાસપોર્ટ રીન્યુ ન થવાની કસુરમાં કંઈ ખોટા જેવું નથી એટલે તમે તમારે ઉતરી શકો છો ને પોરબંદર તરફ જવા માટે રવાના થઈ શકો છો."

કમિશ્નર સાહેબે જરૂરી પૂછપરછ કરી અને કેટલીક નોંધ

કરી લીધી. આ બાબતનું એક નિવેદન લખીને અભેચંદભાઈની સહી લઈ લીધી અને પછી તેમને જવાની પરવાનગી આપી. અથવા એમ કહીએ તો ચાલે કે અભેચંદે મહેનત કરીને એ પરવાનગી મેળવી.

જે અરસામાં અભેચંદે મુંબઈના કિનારે પગ મૂક્યો તે સમય હિંદુસ્તાનમાં સનસનાટીભર્યો હતો. હિંદમાં તે વખતે ભારે અગત્યના બનાવો બની રહ્યા હતા. આઝાદી માટે મથતી રાષ્ટ્રિય મહાસભાની સવિનયભંગની બીજી લડતની રણભેરીઓ બજી રહી હતી.

બીજી ગોળમેજી પરિષદમાંથી મહાત્મા ગાંધીજી ખાલી હાથે ૧૯૩૧ ના ડીસેમ્બરની ૨૮ ની તારીખે પાછા મુંબઈ આવી ગયા હતા. ૧૯૩૧ ના માર્ચ મહિનામાં મુલતવી રહેલી સત્યાગ્રહની લડત પાછી ૧૯૩૨ માં શરૂ કરવાનાં નગારાં વાગી રહ્યાં હતાં. પંડિત જવાહરલાલ નેહરૂને જેલમાં પૂરીને લોર્ડ વીલીંગ્ડનની સરકારે રાષ્ટ્રિય મહાસભા સામે હાથ ઉગામ્યો હતો અને દેશમાં સર્વત્ર અશાંતીની આગ ફેલાઈ ગઈ હતી.

બરાબર એ સમયે પરદેશથી આવતા જતા હિંદીઓ ઉપર હિંદી સરકાર કડક જાપ્તો રાખે તો એ તદ્દન સંભવિત અને સામાન્ય ઘટના હતી. આપણા ચરિત્રનાયક શ્રી. અભેચંદભાઈને પણ પાસપોર્ટ બાબતમાં જે મુશ્કેલી નડી તેની પાછળ હિંદની તે સમયે પ્રવર્તિ રહેલી રાજદ્વારી પરિસ્થિતિ પણ અમુક અંશે જવાબદાર હતી.

પોરબંદરમાંનાં રાયસાહેબની માલીકીનાં જૂનાં મકાનો



પણ પોલીસ કમિશ્નરને ખાત્રી થઇ કે આ તો એક વ્યાપારી માણસ છે ને તત્કાળ પોતાને વતન પોરબંદર જવા માગે છે ત્યારે તેમણે તુરત જ અભેચંદભાઇને ઉતરવાની પરવાનગી [ Landing Permit ] સુપ્રત કરી.

મુંબઇ ઉતરીને તુરતજ અભેચંદે પોરબંદર જવા માટેની ગાડી પકડી.



કામરાન ખાતેનો રાયસાહેબનો ભવ્ય બંગલો

# નિવૃત્તિમાં પ્રવૃત્તિ

[ ૫૩ ]

પોરબંદરમાં આવીને પોતાના ભાણેજનું લગ્ન પતાવી લીધા પછી અભેચંદભાઈએ નિવૃત્ત જીવનની શુભ પ્રવૃત્તિઓની શરૂવાત કરી. સમાજ સેવાનાં નાનાં મોટાં કાર્યો હાથ ધરવા માંડયાં. સુપાત્રે દાન દેવાની પોતાની ફરજ પાળવા માટે ગરીબ ગુરબાંઓને ગુપ્તદાન આપવાનું શરૂ કર્યું. જાહેર સંસ્થાઓને ખાનગી અને ખુલ્લી મદદો કરવા માંડી.

પોતાની કામરાન, એડન, લોહીઆ, હોદેદા અને પેરીમ ખાતેની પેઢીઓમાં તેમણે પોતાના સઘળા ભાગીદારોને લખી નાંખ્યું કે હવે પોતે વતનમાં રહેવા માગે છે અને વ્યાપારમાંથી નિવૃત્તિ લેવા માગે છે. અલબત, પોતે વ્યાપારમાં સક્રિય ભાગ નહી લઈ શકે પણ બધા રિપોર્ટ તેમને નિયમિત મળવા જોઈએ એવી સૂચના પણ તેમણે સાથે સાથે લખી નાંખી.

સેવા અને પરમાર્થ માટેની પોતાની સઘળી પ્રવૃત્તિઓ તેમણે તે પછી હાથ ધરી. એને માટે પોતાના મન સાથે એક ચોકકસ યોજના તેમણે ઘડી કાઢી.

અંગ્રેજીમાં કહેવત છે કે "Charity begins from home." અર્થાત્ દાનની શરૂવાત ઘરમાંથીજ થાય છે. સેવાનાં અન્ય ક્ષેત્રોમાં પણ આ સિદ્ધાંત લાગુ પડે છે.

અમેચંદભાઈએ પોતાની શક્તિમર્યાદાઓ નક્કી કરીને એવો નિર્ણય કર્યો કે પોતાની સઘળી પ્રવૃત્તિઓ (૧) પોરબંદર શહેર તથા પોરબંદર રાજ્યમાં અને (૨) પોતાની જ્ઞાતિમાં મર્યાદિત રહેશે. જ્ઞાતિજન ગમે ત્યાં વસતો હોય, મલબારમાં હોય કે અરબસ્તાનમાં હોય, જ્ઞાતિને લગતી કોઈ પણ બાબતમાં પોતાનાથી બની શકતો તન, મન અને ધનનો ફાળો આપવો. અને પોરબંદર શહેરમાં તથા પોર-બંદર રાજ્યમાં પોતાનાથી બની શકે તેટલી સેવા કરવી.

પોરબંદરમાં તેમણે અમુક સંસ્થાઓને પ્રથમ મનમાં રાખી. ચાલુ સંસ્થાઓને યથા શકિત મદદ કરવાનો પણ નિયમ રાખ્યો અને મૃતપ્રાય : બનતી સંસ્થાઓને ટકાવી રાખવા માટે યોગ્ય સહાયતા આપવાનું તેમણે નકકી કર્યું.

જ્ઞાતિની બોર્ડિંગમાં દર વરસે પાંચસો રૂપીઆ આપ-વાનું જાહેર કર્યું. વિદ્યાર્થીઓને બધી રીતની મદદ કર-વાનો નિર્ણય કર્યો. વિદ્યાભ્યાસ અર્થે કોઇ પણ ખૂણામાંથી સહાયતા માગવામાં આવે તો તે આવવાનું તેમણે નક્કી કર્યું અને તે પ્રમાણે અમલ કરવા માંડયો.

સામાજિક ક્ષેત્રોમાં પણ તન મન અને ધનનો ફાળો આપવાનું તેમણે નક્કી કર્યું અને તે મુજબ અમલ કરવો પણ શરૂ કરી દીધો.

આ બધી પ્રવૃત્તિઓ અભેચંદભાઇએ જરા પણ ટામટોમ સિવાય શરૂ કરી દીધી. કીર્તિની તેમને જરાસરખી પણ ભૂખ છે નહિ; એટલે ચૂપચાપ મુંગા સેવક તરીકેનું કામ તેમણે શરૂ કરી દીધું. આજકાલ મોટામોટા શ્રીમંતો નાનું સરખુ કંઇ કામ કરે છે તો જાણે કે મોટો વાઘ માર્યો હોય તેમ એ બાબતનો ભારે ઉહાપોહ કરાવે છે; જ્યારે આપણા ચરિત્રનાયક શ્રી. અભેચંદભાઇએ તદ્દન ચુપકીદીથી અને જરાપણ ઉહાપોહ કર્યા કરાવ્યા વિના મુંગી સેવાના પોતાના કામનો પ્રારંભ કરી દીધો. ગરીબને રોટી આપવાના કાર્યથી માંડીને તે સાહિત્યકારને સાહિત્ય-સર્જનમાં ઉત્તેજન આપવાના કાર્ય સુધી એમની પ્રવૃત્તિઓ પહોંચી વળી. ધીમે ધીમે એમની સેવા પ્રવૃત્તિઓની સુવાસ ચોમેર પથરાવા માંડી અને વણમાગી કીર્તિ તેમને આંગણે ઠલવાવા લાગી.એમની અનેકવિધ પ્રવૃત્તિઓ અને અપાર સદ્‌ગુણો, ધૂળથી જો સૂર્ય ઢંકાઇ જાય તો, ઢાંકયાં રહે. તેમણે ઘણીયે એવી ઇચ્છા કરી કે પોતે તદ્દન મુંગી રીતે પોતાનો સેવાયજ્ઞ ચાલુ રાખે, પણ સદ્‌પુરૂષોનાં શુભ કાર્યો જગતથી કદિ છાનાં રહી શકે ખરાં ?

પોરબંદરમાં અભેચંદભાઇની પ્રવૃત્તિઓની જેમ જેમ ખબર પડવા માંડી તેમ તેમ એક મહાનુભાવ પોતાની વચ્ચે આવીને વસ્યા છે એની જાણ ત્યાંની પ્રજાને થવા લાગી.

# સ્ટેટ કોન્ટ્રાકટર

[ ૫૪ ]

"ભલા કર ભલા હોગા" એવી એક કહેવત છે. જે આ જગતનાં અન્ય પ્રાણીઓની ચિંતા કર્યા કરે છે અને જગતની સેવામાં જીવન સાર્થક સમજે છે તેની ચિંતા ઈશ્વર કરે છે અને તેની સેવા કુદરત કરે છે.

પોરબંદરમાં આવીને અભેચંદભાઈએ છૂટા હાથે શુભ કાર્યોમાં ધનનો વ્યય કરવા માંડયો. કુબેરનો ભંડાર પણ ખર્ચવાથી ખૂટી જાય છે ત્યાં અભેચંદભાઈનું શું ગજું ? પણ આ બાબતનો વિચાર આ પરગજુ પુરૂષને આવ્યો જ નહિ. આંખો મીંચીને ઈશ્વરે આપેલું ધન ઈશ્વરનાં બાળકોની સેવામાં તેમણે ખર્ચવા માંડયું. ઓછા થતા ધનની રાયસાહેબને તો કંઈ ચિંતા નહોતી પણ ભાગ્યદેવીને ચિંતા થવા લાગી. જાણે કે કુદરતના મનમાં એવો વિચાર આવ્યો કે અભેચંદનો હાથ વધારે છૂટો રહે માટે પોરબંદરમાં કમાણીનું કંઈક સાધન ઉભું કરી આપવું.

હિંદુસ્તાનના વડા હાકેમો (વાઈસરોયો) તેમના હોદ્દાની મુદત જ્યારે લગભગ પૂરી થવા આવે છે ત્યારે દેશી રાજ્યોની મુલાકાત લેવા માટે નીકળી પડે છે. તેઓ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તેમનું બહુમાન કરવામાં આવે છે અને રાજવીઓ તેમના માનમાં ભારે જલસાઓ કરે છે.

અમેચંદભાઈ વતનમાં આવ્યા અને પોતાના સેવાકાર્યની શરૂઆત કરી તે અરસામાં ખબર આવ્યા કે હિંદના તે વખતના વાઈસરોય લૉર્ડ વિલિંગ્ડન સાહેબ દેશી રાજ્યોની મુલાકાતે નીકળ્યા છે અને ફરતા ફરતા ટુંક સમયમાં પોરબંદર આવી પહોંચશે.

પોરબંદરના ના૦ મહારાણાશ્રીએ, આ વર્તમાન મળ્યા પછી, ના૦ વાઇસરોયના સન્માનને લગતી સઘળી તૈયારીઓ કરવા માંડી. ના૦ વાઈસરોય પોતાના રસાલા સાથે પોરબંદર આવે ત્યારે તેમને પોતાના રાજમહેલમાં જ ઉતારો આપવાનો મહારાણાશ્રીએ નિર્ણય કર્યો. પણ તેમણે જોયું કે રાજમહેલનો વિસ્તાર પુરતો નહોતો. તુરતજ મહારાણાશ્રીએ નિર્ણય કરી લીધો કે મહેલની પાછળ તથા આજુબાજુ નવું બાંધકામ કરીને રાજમહેલને આલીશાન બનાવી દેવો.

સ્ટેટના ગેઝેટમાં આ બાંધકામ માટે ટેંડરો માગવામાં આવ્યાં. વખત ઘણો ઓછો હતો અને કામ ઘણું ભારે તથા જવાબદારીવાળું હતું. સ્ટેટ કોન્ટ્રાક્ટર શ્રી. ભીમજીભાઇની આ ટેંડરો પર નજર ગઈ. પણ કામ એટલું બધું વિકટ હતું કે ભીમજીભાઇ મુંઝવણમાં પડી ગયા. તેમણે અમેચંદભાઇની આ બાબતમાં સલાહ અને મદદ માગી. અમેચંદભાઈએ જોયું કે કામ કઠીન તો છે, પણ બાહોશીથી કામ લેવામાં આવે તો થઇ જાય તેવું છે. તેમણે ભીમજીભાઇને યોગ્ય સલાહ સૂચના આપી; પણ એ મહાન જવાબદારી એકલે હાથે ઉપાડવાની

હિંમત ભીમજીભાઇ કરી શકયા નહિ. તેમણે અમેચંદભાઇને કહ્યું:—

"મારા એકલાનું ગજું નથી. આપ જો આમાં મારી સાથે જોડાઓ તો હિંમત કરૂં."

બીજી તરફથી સમય ઓછો હોવાને કારણે સ્ટેટના અમલદારો પણ મુંઝાતા હતા. નામદાર વાઇસરોય સાહેબનું આગમન થાય તે પહેલાં બધું કામ પૂરૂં થઈ જવું જોઇએ. સ્ટેટ કોન્ટ્રાકટર શ્રી. ભીમજીભાઇને એ કામ મુશ્કેલ લાગતું હતું અને તેઓ અચકાતા હતા; એટલે બીજું કોણ એ કામ હાથમાં લે ?

પણ અમેચંદભાઇએ એ જવાબદારી માથે લઇ ભીમજી-ભાઇને હીંમત આપી. ટેંડરો તૈયાર કરીને મોકલી આપ્યાં.

સ્ટેટ એંજીનિયર શ્રી. મણીલાલભાઈની આ પછી અમેચંદભાઇએ રૂબરૂ મુલાકાત લીધી. ખુદ એંજીનિયરના મનમાં આ કામ વખતસર તૈયાર થવા વિષે વસવસો હતો.

"તમે મને જરૂરી સગવડતાઓ આપો તો મુદ્દત દરમિ-યાન કામ તો હું પાર પાડી આપીશ." અમેચંદે તેમને કહ્યું.

મણીભાઇ ઉપર અમેચંદના વ્યકિત્વની અને કાર્યશકિતની એવી તો સચોટ છાપ પડી કે તેમણે જરૂરી મંજુરી ખુશીથી આપી દીધી.

અહિં એક ખાસ નોંધવા જેવી વાત એ છે કે અભેચંદે ધાર્યું હોત તો પોતે એકલાજ આ કામનો કોન્ટ્રાકટ લઇ શકત. સ્ટેટ કોન્ટ્રાકટર શ્રી. ભીમજીભાઇને ભાગીદારીમાં લીધા વિના પોતે જ બધો નફો મેળવી શકત. પણ તેમનું ઉદાર મન હમેશાં બીજાઓના હિતની વાતનો પ્રથમ વિચાર કરે છે. તેમણે સ્વાર્થીપણું અને એકલપેટાપણું શું છે એ જીવનમાં કદી જાણ્યાં નથી.

કોન્ટ્રાકટ લીધા પછી પૂર ઝડપથી કામકાજ અભેચંદે શરૂ કરી દીધું. તેઓ જાણતા હતા કે બીજા કોન્ટ્રાકટરો જેને બાર મહિને પણ પૂરૂં ના કરી શકે તે કામ ઘણાજ ટુંકા સમયમાં પૂરૂં કરી નાંખવાની જવાબદારી પોતે માથે લીધી હતી. પણ તેમનો આત્મવિશ્વાસ અજબ હતો. કામરાનના ગવર્નમેન્ટ કોન્ટ્રાકટર તરીકે જે અજોડ અને વિશાળ અનુભવ પોતે મેળવ્યો હતો તે તેમને અહિં ડગલે ને પગલે કામ લાગશે તે અભેચંદભાઇ સારી પેઠે સમજતા હતા.

બીજાઓ જ્યારે અભેચંદના આ સાહસ પ્રતિ અદ્ધર દિલે જોઇ રહ્યા હતા ત્યારે અભેચંદે સેંકડો મજુરોને કામે લગાડીને એક ઉપર એક પત્થર ચડાવવાનું ઝડપસેર શરૂ કરી દીધું હતું.

ના૦ વાઇસરોય આવે તે પહેલાં કોઇ પણ ભોગે કામ પૂરૂં થઇ જવું જોઇએ એવો સ્પષ્ટ હુકમ ના૦ મહારાણાશ્રીએ આપી દીધો હતો; જો કે તેમને પોતાને (હાઇનેસને) આ વિષે શંકા હતી.

પણ અભેચંદભાઈ તદ્દન નચિંત મને કામકાજ ધપાવી રહ્યા હતા. ના૦ વાઇસિરોયના આગમનના ભણકારા હવે તદ્દન નજીક આવી રહ્યા હતા; ને બાંધકામની સ્થિતિ આશાજનક દેખાતી નહોતી.

"અભેચંદ, ના૦ વાઇસરોય સાહેબ હવે સીમાડે સંભળાય છે ને તેમના આવતાં અગાઉ બધું તૈયાર નહિ થાય તો આબરૂ નહિ રહે." રાણા સાહેબે ચિંતિત સ્વરે કહ્યું.

"બાપુ, આપ નિરાંતે નિંદર કરો. મુદત દરમિયાન જો કામ પુરૂં ના થાય તો રાજનો ગુનેગાર ગણીને યોગ્ય લાગે તે શિક્ષા કરજો." અપૂર્વ આત્મવિશ્વાસ પૂર્વક અભેચંદે જવાબ આપ્યો.

આડી અવળી વાતો અભેચંદે સાંભળીજ નહિ. પોતાના કામમાં એકાગ્રપણે લક્ષ્ય તેમણે પરોવ્યું. શ્રી. ભીમજીભાઇમાં પણ અભેચંદનો આત્મવિશ્વાસ જોઇને ભારે હિંમત આવી ગઇ હતી.

અંતે અભેચંદે ના૦ વાઇસિરોયના આગમન પૂર્વે ભવ્ય રાજમહેલ ખડો કરી દીધો અને સૌને મંત્રમુગ્ધ કરી નાંખ્યા. ના૦ મહારાણાશ્રીને અને દિવાન સાહેબને તો સાનંદાશ્ચર્ય થયું પણ ખુદ સ્ટેટ એંજીનિયર મણીભાઇને પણ આ કામ અજબ કૌતુક સમું લાગ્યું. તેમણે સૌએ છૂટે મોઢે અભેચંદભાઇનાં વખાણ કર્યાં.

વતન પોરબંદરમાં આ રીતે અમેચંદભાઈને ધંધાની એક લાઈન મળી. જનસેવાનાં પોતાનાં કાર્યોમાં વધારો કરવાની સગવડતા મળી.

ના. વાઈસરોય સાહેબ પધાર્યા અને રાજ્યનો મોભો જળવાયો. આ બધું શ્રી. અમેચંદભાઈની બુદ્ધિ, ચપળતા અને કાર્યદક્ષતાને આભારી હતું તેમ છૂટે મોઢે બોલાયું.

આમ, કામરાનના ગવર્નમેન્ટ કોન્ટ્રાકટરને ભાગ્યદેવીએ પોરબંદરમાં પણ સ્ટેટ કોન્ટ્રાકટર બનાવ્યા. ના૦ મહારાણાશ્રીની અમેચંદભાઈ ઉપર પૂરી કૃપા ઉતરી.

રાણા સાહેબને અમેચંદની આ ચીલઝડપી અને સુંદર કામગીરીથી એટલો બધો આનંદ થયો કે તેમણે એક ખાસ લેખીત હુકમ બહાર પાડીને પોરબંદરમાંના નવા વિકસતા પરાવિભાગમાં ૩૫૨૫ વાર કીંમતી જમીન અમેચંદભાઈને બક્ષીસ તરીકે આપવાનું જાહેર કર્યું. વળી રાણાસાહેબને એમ લાગ્યું કે સ્ટેટ કોન્ટ્રાકટરનો મોભો અને દરજ્જો જળવાય તે માટે એક મોટરકાર તેમની પાસે હોવી જોઈએ. એ ભલા અને કદરદાન રાજવીએ આથી એક નવી મોટરકાર પણ અમેચંદભાઈને ભેટ આપી. પોરબંદરના મહારાણાશ્રી નટવરસિંહજીની આ કદરદાની અને દિલેરી તેમની પ્રજામાં પણ પડઘો પાડી રહી છે. કહેવત છે કે "યથા રાજા તથા પ્રજા." એ મુજબ આ ઉદાર અને નિર્મળચરિત્ રાજવીનાં પ્રજાજનોમાંથી અમેચંદભાઈ જેવાં નરરત્નો પાકે તે તદ્દન સ્વાભાવિક છે.

રાણાશ્રી તરફથી બક્ષીસ મળેલી જમીનમાં અભેચંદભાઇએ ત્રીસ બ્લોકો બાંધ્યા છે. તેમાંથી એક ચાલુ આવકનું સાધન તેમને મળ્યું છે. અભેચંદભાઇ કહે છે કે રાણાસાહેબના પ્રતાપે સદ્કાર્યો કરવાની ફરજ બજાવવાની ચાલુ સગવડતા મળી છે.

ના૦ રાણા સાહેબને પણ પોતાના સ્ટેટના આ નવીન કોન્ટ્રાકટર તરફ ભારે મમતા છે. એ મમતાનું મુર્તિમંત સ્વરૂપ પાછળથી " રાજમંત્રી " નો માનવંતો ઇલ્કાબ અર્પણ કરીને રાણા સાહેબે પ્રત્યક્ષ કર્યું છે.

આ બધું શાને આભારી છે? એ વિષે જરાયે અભિમાન આણ્યા વિના શ્રી. અભેચંદભાઇ કહે છે કે " પરમકૃપાળુ પરમેશ્વરની એમની ઉપર અપાર દયા છે."

આ લેખકનું એમ માનવું છે કે એવાં સાધનો ઉભાં કરી આપીને પરમેશ્વર પણ પોતાની ફરજ બજાવી રહયો છે.

# રાયસાહેબ

[૫૫]

પોરબંદર ખાતે આવીને વસ્યા પછી અભેચંદભાઈએ બહારના જગત સાથેનો પોતાનો સંબંધ તદ્દન કાપી નાંખ્યો નહોતો. એમના આરબ અને યુરોપિયન મિત્રોનો પત્રવ્યવહાર ચાલુ હતો. ખાસ કરીને કામરાન ટાપુના ગવર્નર કેપ્ટન વિકહામ સાથે તેમને ચાલુ પત્રવ્યવહાર થયા કરતો હતો.

અભેચંદભાઈ કામરાનનો તદ્દન ત્યાગ કરી દે એ વાત કેપ્ટન વિકહામને ગમતી નહોતી. તેઓ અભેચંદભાઇને લખ્યા કરતા હતા કે કામરાનને તમે સદંતર વિસારી મૂકો તે ઠીક નથી. પોતાના એક કાગળમાં તેમણે લખ્યું હતું. :—

" I appreciate your idea of serving your people, and I very much like it too. But you cannot deprive us of your pleasant company and high talents of which the whole Island is in a great need. "

અર્થાત્, "તમારા દેશબાંધવોની સેવા કરવાનો તમારો ખ્યાલ મને ઘણો ગમે છે અને તેની હું કદર કરૂં છું. પણ જેની આખા ટાપુને ઘણી જરૂર છે એવા તમારા સહવાસથી અને તમારી ઉચ્ચ બુદ્ધિથી તમે અમને વિમુક્ત રાખી શકો

નહિ." અંતમાં કેપ્ટન સાહેબે લખ્યું હતું કે વધારે નહિ તો વરસમાં છ મહિના તો તમે અહિં આવો. પણ અભેચંદ ભાઇએ લખ્યું કે: "Call of duty is to be obeyed first." (ફરજનું પાલન પ્રથમ કરવું જોઇએ.)

આખરે સને ૧૯૩૫ માં કેપ્ટન વિકહામનો છેલ્લો પત્ર આવ્યો. "મારે રિટાયર થવાનો પ્રસંગ હવે નજીક આવે છે. નિવૃત્ત થઇને ગ્રેટબ્રિટનના એક નાના ગામડામાં હું અદ્રશ્ય થઇ જઇશ અને પછી આપણો કદી ભેટો નહિ થાય. મારા વ્હાલા મિત્ર, હમેશને માટે આપણે એકબીજાથી વિખૂટા પડીએ તે પહેલાં એક વાર મળી લેવાનું અને બથોબથ ભેટી લેવાનું મન થાય છે. હું વિનંતિ કરૂં છું ને આશા રાખું છું કે તમે થોડા સમય માટે જરૂર આવશો."

દોસ્તીના આવાઝને કોણુ તરછોડી શક્યું છે? પોતાના મિત્ર અને સિવિલ એડમિનિસ્ટ્રેરને મળવા માટે આખરે શ્રી. અભેચંદભાઇ સને ૧૯૩૫ માં ઉપડયા અને મે મહીનામાં કામરાન પહોંચ્યા. મે, જુન અને જુલાઇ એમ ત્રણ મહિના તેઓ કામરાનમાં રહ્યા. એ મુલાકાત દરમિયાન કેપ્ટન વિકહામે એક વાર અભેચંદને કહ્યું :—"આપણી આ મુલાકાતની કંઇક કાયમી અને માનભરી યાદગીરી રહે તે જોવાની મારી ઇચ્છા છે."

"ઇચ્છા હોય તો આપણે ભેગા ફોટો પડાવીએ અને નીચે 'આખરી મુલાકાતની યાદગીરીમાં' એવું તારીખ સાથે લખાવીએ!" અભેચંદે હસતાં હસતાં કહ્યું

"નહિ નહિ, ફોટા તો ઘણા પડાવ્યા. તમે જાણો તો છો કે બ્રિટિશ શહેનશાહતની અને બ્રિટિશ સામ્રાજ્યનાં પ્રજાજનોની જેઓ સેવા કરે છે તેમની, ના૦ શહેનશાહની સરકાર માનવંતા ખીતાબો આપીને યોગ્ય કદર કરે છે. તમે મહાયુદ્ધ વખતે સામ્રાજ્યની ભારે સેવા બજાવી છે અને કામરાનમાં લોકોપયોગી કાર્યો કરીને પ્રજાની ઘણી સેવા કરી છે. એનો બદલો તમને ના. શહેનશાહની સરકાર તરફથી મળવો જોઇએ. એડનથી પૃછપરછ આવી છે અને હું પણ ભલામણ કરવાનો છું."

કેપ્ટન વિક્હામની આ વાત સાંભળીને અલેચંદભાઈ ગંભીર બની ગયા. તેમણે જવાબમાં કહ્યું:- "અમારા ધર્મમાંથી અમને એવું શિક્ષણ મળે છે કે બદલો મેળવવાની અપેક્ષા રાખીને કંઇ કામ કરવું નહિ. મારી ઉપરની તમારી મમતા માટે હું આભાર માનું છું અને ના. શહેનશાહની સરકાર મારે વિષે જે શુભેચ્છા ધરાવે છે તે બદલ હું ઋણી છું. પણ કૃપા કરીને મને એવી માન–ઇલ્કાબની કોઇ ઉપાધીમાં નાંખશો નહિ. મને એની ભૂખ નથી. મારે કોઇ પણ જાતનો બદલો જોઇતો નથી."

કેપ્ટન વિક્હામે હસતાં હસતાં જણાવ્યું: 'પણ જો જો, જ્યારે એવો કોઇ પ્રસંગ આવી પડે ત્યારે ઇન્કાર રખે કરતા' નહિ તો સરકારના ગુનેગાર બનશો."

ત્રણ મહિના પરદેશમાં ગાળીને અલેચંદભાઈ પાછા પોરબંદર આવ્યા. કેપ્ટન સાહેબ સાથે થએલી ઉપરોક્ત વાતચીત

તો તેઓ તુરતજ ભૂલી ગયા હતા. એનો ખ્યાલ પણ તેમને રહ્યો નહોતો. પાછા પોતાના જ્ઞાતિસેવાના અને સમાજસેવાના કાર્યમાં તેઓ લાગી ગયા હતા.

ઈ. સ. ૧૯૩૬ ના જાન્યુઆરીની ૨ જી તારીખે એડન ખાતેથી એકાએક તેમને એક તાર મળ્યો. એ તાર એડનના ચીફ કમિશનર તરફથી મોકલવામાં આવ્યો હતો. આ રહ્યો તે તારઃ—


INDIAN POSTS AND TELEGRAPHS DEPARTMENT.

NOTICE.
This form must accompany any inquiry made respecting this Telegram.

Charges to pay Rs. As.

PORBANDAR TEL 2 JAN 36

39 Aden 1 10 10

Shah Abheychand Girdhar Near Darbar deli Porbandar

His excellency Viceroy has been Pleased Confer on you title of rai sahib Please accept my Congratulations.

Chief Commissioner

અર્થાત્ “ નામદાર વાઇસરોય ઘણી જ ખુશાલીપૂર્વક “ રાય સાહેબ ”ના ઈલ્કાબની આપને નવાજેશ કરે છે, મહેરબાની કરીને મારાં અભિનંદન સ્વીકારશો. ”

ચીફ કમિશનર

આ તાર વાંચીને અલેચંદભાઈને ભારે આશ્ચર્ય થયું. ના. શહેનશાહની સરકારે પોતાની કદર કરીને તેમને એક એવો સન્માનનીય ખીતાબ આપ્યો હતો જે તેમની વણીક કોમની આખીયે તવારીખમાં પ્રથમજ બનાવ હતો. એડન ખાતે વસી રહેલા અનેક શ્રીમંત વણીક વ્યાપારીઓના બસો વર્ષના ઈતિહાસમાં આ સૌથી પ્રથમ જ બનાવ હતો જ્યારે એક વણિક વ્યાપારીને આવો બહુમાન ભરેલો ખીતાબ મળતો હતો. બ્રિટિશ સરકારે પણ આવું અપૂર્વ આદર પરદેશમાં વસતા વણિક સોદાગરોમાંથી કોઇને આપ્યું હોય તો આ પ્રથમજ બનાવ હતો.

આ સમાચાર વાયુવેગે ફેલાઇ ગયા અને પોરબંદરમાં, મુંબઈ તથા અન્ય સ્થળે વસતાં રાયસાહેબનાં જ્ઞાતજનો તથા મિત્રોમાં અને એડન, કમરાન, હોદ્દેદા, લોહીયા, પેરીમ મનાખા વિગેરે સ્થળોનાં વ્યાપારી મંડળોમાં પણ ભારે આનંદ છવાઇ રહયો. મુબારકબાદીના સેંકડો સંદેશાઓ આવવા લાગ્યા અને તાર ઓફીસે અભીનંદનના સેંકડો સંદેશા ‘ રાય સાહેબ ’ ના હાથમાં લાવીને મૂકયા.

પણ આ બનાવની અલેચંદના મન ઉપર અપૂર્વ સાત્વિક અસર હતી. ખોટો આનંદ; અભિમાનનો ઉછાળો, ગર્વની હેલી કે મોટાઈની રેખા સરખી પણ એ ધીરપુરૂષના વદન ઉપર દેખાતી નહોતી. તેમણે સામો તાર કરીને પોતાને આવું બહુમાન આપવા બદલ ના૦ વાઇસરોયનો અને ના૦ શહેનશાહની સરકારનો આભાર માન્યો.

શયસાહેબને ઇલ્કાબ મળ્યો ત્યારે યોજાએલો એક બીજો સત્કાર સમારંભ.



# સત્કાર સમારંભો

[ ૫૬ ]

સૌથી પ્રથમ તો રાયસાહેબની એવી ઈચ્છા હતી કે ના૦ બ્રિટિશ સરકારે તેમની કદર કરતો જે ઈલ્કાબ આપ્યો તેનો ઝાઝો ઉહાપોહ ના થાય તો સારૂં. માન પાનની ભૂખ તેમના દિલમાં કયારેય પણ જાગી નથી.

આમ છતાં તેમના જ્ઞાતિજનો અને મિત્રો હાથમાં આવેલા આ અવસરને જતો કરે તે કેમ બને ? રાયસાહેબને મળીને તેમણે વિનંતિ કરી કે, મહેરબાની કરીને સત્કાર–સમારંભો યોજવા દો. જ્ઞાતિના એક અગ્રેસરે કહ્યું:—

"આપણી જ્ઞાતિના ઈતિહાસમાં આ પહેલી જ વખત આવો અનુપમ અવસર આવ્યો છે, જ્યારે ના૦ શહેનશાહની સરકારની કદરદાની આપણી કોમના એક અગ્રેસર ઉપર ઉતરી છે. એ ધન્ય અવસરનો લાભ તમારે અમને લેવા દેવો જ જોઈએ."

પ્રથમ તો રાયસાહેબે ના પાડી. પણ પછી તેમણે વિચાર કર્યો કે આવા પ્રસંગો જો સમૂહને એકત્ર થવાની તક આપતા હોય, એક બીજાને ઓળખવાનો અને અન્યોન્યનાં સુખદુઃખ જાણવાનો મોકો આપતા હોય તો એવા પ્રસંગો યોજાય તેમાં કશું ખોટું નથી. પોતે પોતાના મન સાથે વિચાર

કર્યો કે આ પ્રસંગો યોજાશે ત્યારે એ સમારંભો દ્વારા બે પૈસા વાપરવાની તક પણ મળશે. આવા શુભ અને પરમાર્થભર્યા આશયથી તેમણે આખરે હા પાડી.

સૌથી પ્રથમ માન તેમને તેમની જ્ઞાતિની અગ્રેસર કમીટી તરફથી લોએજ મૂકામે આપવામાં આવ્યું. આ પ્રસંગે પ્રમુખસ્થાન લેવા માટે માંગરોળના દિવાન સાહેબ ખાસ આવ્યા હતા. અભેચંદભાઈને કમિટિ તરફથી માનપત્ર આપવામાં આવ્યું અને જવાબમાં, અગાઉથી નક્કી કર્યું હતું તે મુજબ, રાયસાહેબે લોએજ પરગણાના સંકટ નિવારણ ફંડમાં એક સારી રકમ આપી.

લોએજમાં અગ્રેસર કમીટી તરફથી માનપત્ર મળ્યા પછી બીજો ભવ્ય મેળાવડો પોરબંદર ખાતે યોજવામાં આવ્યો. પોરબંદરની જ્ઞાતિ સમસ્ત તથા બોર્ડીંગ કમિટિ તરફથી તેમને સંયુકત માનપત્ર આપવામાં આવ્યું. આ મેળાવડામાં રાજ્યના ઘણા અમલદારો પણ હાજર રહ્યા હતા. અને પ્રમુખ-સ્થાન બોર્ડિંગના મહર્ષિ ગણાતા શેઠ દયાળ દેવકરણે શોભાવ્યું હતું.

આ મેળાવડામાં મળેલા માનપત્રના જવાબમાં રાયસા-હેબે જે મનનીય ભાષણ કર્યું હતું તેમાંની એક લીટી માત્ર અહિં ટાંકવાથી તેમના ઉદાર માનસનો પરિચય થશે. તેમણે જણાવ્યું: “ગરીબો અને દલીતોની સેવા એજ સાચો ધર્મ છે.” અને આ શબ્દો ખાલી બોલવાનાજ નહોતા. તુરતજ

તેમણે જાહેર કર્યું:—"પોરબંદર ખાતે બહારથી આવતા જતા ભાઈઓને ઉતારાની સગવડ નથી. આ પ્રસંગની યાદગીરીમાં મારી તરફથી જ્ઞાતિભાઈઓના ઉપયોગ માટે એક હોલ બાંધી આપવામાં આવશે."

તદુપરાંત બોર્ડીંગને રૂપીઆ ૨૫૧) વધુ આપવાની તેમણે જાહેરાત કરી. વિદ્યાર્થી મંડળને રૂપીયા ૫૧) ની ભેટ પોતાની તરફથી આપી અને પુરવાર કરી આપ્યું કે ના૦ શહેનશાહની સરકારે તેમની યોગ્ય કદર કરી હતી.

વળી આ પ્રસંગે જ્ઞાતિ સમસ્તને માટે રાયસાહેબે પોતાને ત્યાં ભોજન સમારંભ યોજ્યો. પોરબંદરમાં તો આ સમારંભો દરમિયાન આપણા ચરિત્ર નાયક રાયસાહેબનો ડંકો વાગી ગયો.

પોરબંદર ખાતે જ્યારે આ સત્કાર સમારંભો ચાલતા હતા ત્યારે મુંબઈમાં વસતા રાયસાહેબના જ્ઞાતિજનો કંઈ ચૂપ બેઠા નહોતા. રાયસાહેબના માનમાં મુંબઈમાં ભવ્ય સમારંભો ગોઠવવાની ધમાલમાં તેઓ પડયા હતા. તારદ્વારા અભિનંદનો ચાલ્યાં આવતાં હતાં. મુંબઈથી તારદ્વારા આમંત્રણ આવ્યું: "મુંબઈમાં વસતાં આપનાં જ્ઞાતિજનો આપનું બહુમાન કરવા માટે તડપી રહ્યાં છે અને કાગને ડોળે આપની રાહ જોઈ રહ્યાં છે. જલદી પધારો."

પંચ કહે તે પરમેશ્વરે કહ્યું સમજવું. સમસ્ત જ્ઞાતિ તરફથી આમંત્રણ મળે તેને નકારાય પણ કેવી રીતે?

રાયસાહેબ આવ્યા મુંબઈ. લાડવાણીઆની વાડીમાં એક ગંજાવર સભા મળી. જ્ઞાતિ સમસ્ત તરફથી તેમને પ્રેમભરપૂર માનપત્ર અર્પણ થયું.

રાયસાહેબ તો મનમાં સમજતા હતા કે આ બધા સત્કારસમારંભો એ પૈસા ખરચવાની તક સમા છે. તેમણે વિધવા નિર્વાહ ફંડમાં રૂ. ૫૦૧), જ્ઞાતિ સમસ્ત ફંડમાં રૂા. ૧૫૧), નિરાશ્રીત ફંડમાં રૂા. ૫૧) શ્રી. સામુદ્રિ માતાના ફંડમાં રૂા. ૨૫), યુવક મિત્રમંડળને ઉત્તેજનાર્થે રૂા. ૨૫) એમ એકંદરે રૂા. ૭૫૦) ની સખાવતો જાહેર કરી.

આ એક સભાથી જાણે કે મુંબઈવાસીઓ ધરાયા ના હોય અને ફરીવાર રાયસાહેબની અમૃતવાણીનું કર્ણપાન કરવા માગતા હોય તેમ મુંબઇમાં હિતવર્ધક મંડળ તરફથી એક વધુ દબદબાભર્યો મેળાવડો ગોઠવાયો. રાયસાહેબની દાનવીરતાનાં અને બીજા ગુણોનાં ભારોભાર વખાણ થયાં.

પણ રાયસાહેબે તો આ વખાણથી ફુલાઇ જવાને બદલે ઠંડે પેટે જવાબ આપ્યોઃ—

"ભાઇઓ, પ્રભુની પ્રેરણા અને કૃપા વિના કશું બનતું નથી." અને પછી આસ્તે રહીને રાયસાહેબે સભાને ચમકાવી મૂકતાં જણાવ્યું:—"હિતવર્ધક મંડળ જે શુભ કાર્ય કરે છે તે ઉત્તેજનને યોગ્ય છે એમ મને લાગવાથી એના કાર્ય માટે રૂા. ૫૦૧) મારી તરફથી મંડળને આપવાનું હું જાહેર કરૂં છું." આવી અણધારી ઉદારતા કોને ન ચમકાવી મૂકે !

અને આ બધું ઓછું હોય તેમ તેમની જ્ઞાતિના માસિક પત્ર "હિતેચ્છુ"ના તંત્રીએ માસિકનો એક ખાસ અંક પ્રસિદ્ધ કર્યો અને તે અંકનું નામ રાખ્યું: "રાયસાહેબ અંક". રાય સાહેબને લગતી વિવિધ માહિતિથી ભરપુર આ અંકને જ્ઞાતિ જનોમાં ઘણો સારો આદર મળ્યો. ઉપર જે સત્કાર સમારંભોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેના સવિસ્તર અહેવાલો મજકુર માસિકે પ્રગટ કર્યા છે. એમાંનો કેટલોક ઉપયોગી ભાગ આ પુસ્તકને અંતે પ્રગટ કરવામાં આવ્યો છે.

હિતેચ્છુ માસિકના તંત્રીએ તો ખુલ્લા દિલે જાહેર કર્યું કે શેઠ શ્રી. રાયસાહેબ મજકુર માસિકના અન્નદાતા ને જીવન-દાતા છે અને તેમની કૃપાથી જ માસિક નભે છે. અંકના અંદ-રના પ્રથમ પાનામાં આ ખુલ્લા એકરારને લગતું જે કાવ્ય પ્રસિદ્ધ થયું છે તે આ નીચે આપ્યું છે. જેથી વાંચકોને સ્પષ્ટ ખ્યાલ આવશે કે જ્ઞાનપ્રચારાર્થે રાયસાહેબે કેટલો ભોગ આપ્યો છે.

આ રહ્યું તે કાવ્યઃ—

## રાયસાહેબ
## શેઠ અભેચંદ ગીરધરભાઇને વંદન.

**વંદન હો, જયવંદન હો. અમારા આ આશ્રયદાતાને,**
**અભિનંદન હો, અભીનંદન હો. અમારા આ આશ્રયદાતાને.**
**અમારા આત્મ ને ઓજસના, દાતા તમે છો ને;**
**તમે છો સહાય કરનારા ગરીબ વિદ્યાર્થીઓને.**

હિતેચ્છુનું જીવન, ધન, તન તમે છો ને;
ઉન્નત છે પંથ અમારો, તમારા શુભ આશ્રયે.
વંદન–હો.

હિતેચ્છુ પત્રના તંત્રીએ ખુલ્લા હૃદયે આ એકરાર કર્યો છે. મજકુર અંકમાં બીજા કેટલાક અગત્યના લેખો પ્રસિદ્ધ થયા છે. તેમાંથી મહત્વનો ભાગ પણ આ પુસ્તકના અંતે પ્રસિદ્ધ થયો છે. આ બધું એક મહાપુરૂષના જીવન–પથમાંથી વાંચકોને પ્રેરણાદાયક શા માટે ના બની રહે ? અને એવા પુરૂષના માનમાં સત્કારસમારંભો પણ શા માટે ના ગોઠવાય ?

# રાજમંત્રી.

[ ૫૭ ]

રાયસાહેબ અભેચંદભાઇને, આપણે ગત પ્રકરણોમાં જોયું તે મુજબ, ના૦ બ્રિટિશ સરકારે જે માન આપ્યું તેનો તેમણે શો ઉપયોગ કર્યો ? પોતાની દાનવીરતાને વધારે ગાઢી બનાવવામાં તેમણે આ પ્રસંગનો ઉંપયોગ કર્યો. તેમની કીર્તિ ચોપાસ ફેલાએલી હતી તેમાં આથી ઓર વધારો થયો.

પોરબંદરના રાણાસાહેબને પણ પોતાના એક પ્રજાજનને આટલું બધું માનપાન મળે તેથી આનંદ કેમ ન થાય? રાણાસાહેબે પોતે મજકુર પ્રસંગે ભારે ખુશાલી બતાવી હતી. ઉપરાંત તેમણે વિચાર કર્યો:—મારા એક પ્રજાજનની કીર્તિ છેક મીસર અને અરબસ્તાન સુધી ફેલાએલી હોય અને ના૦ બ્રિટિશ સરકાર તરફથી બહુમાન મળતું હોય તો તે ગ્રહસ્થને રાજ્ય તરફથી પણ સત્તાવાર માન મળવુંજ જોઇએ. વળી રાજ્યની સેવા પણ રાયસાહેબે કંઇ ઓછી કરી હતી? ના૦ વાઇસિરોયના આવાગમન પ્રસંગે રાજમહેલનું દુષ્કર બાંધકામ માથે લઇને વિજળીની ઝડપે તેમણે પુરૂં કરી આપ્યું હતું.

પોરબંદરમાં પણ નાની મોટી ઘણી સખાવતો તેમણે કરી હતી, તેની માહિતિ પણ રાણાસાહેબને હતી. રાણા-સાહેબે આથી દિવાનસાહેબ વિગેરે સાથે મંત્રણા ચલાવીને એમ નક્કી કર્યું કે રાયસાહેબને પોરબંદરના મહારાણાશ્રી તરફથી "રાજમંત્રી"નો બહુમાનભર્યો ખીતાબ આપવો.

આ શુભ નિર્ણયની જાહેરાત ના૦ મહારાણાશ્રીએ સં. ૧૯૯૩ ના કારતક સુદી ૨ ને દિને ભર દરબારમાં કરી. દબ-દબાભર્યા દરબારમાં રાણાસાહેબે અભેચંદભાઇને પોતાના રાજ્યના એક ઉત્તમ નાગરિક તરીકે સંબોધ્યા અને ભારે ખુશાલીપૂર્વક 'રાજમંત્રી'નો ઇલ્કાબ આપ્યો.

આ પ્રસંગને અંગે બોર્ડિંગ તરફથી એક મેળાવડો ગોઠ-વાયો હતો. ના૦ મહારાણાશ્રીએ તે મેળાવડામાં ખાસ હાજરી આપી હતી. એ પ્રસંગે રાયસાહેબનો ઉલ્લેખ કરીને ના૦ રાણાસાહેબે કહ્યું:—

"રાયસાહેબ અભેચંદ ગીરધર સંબંધમાં તમોએ જે ઉલ્લેખ કર્યો છે તે બરાબર છે. દેશાવરમાં તેઓએ પરોપકારનાં કામો તથા ઉમદા સખાવતો કરી નામના મેળવી રાયસાહેબનો ઇલ્કાબ મેળવ્યો અને તમારી જ્ઞાતિમાં અને અહિંના પ્રજાજનોમાં એક અગ્રગણ્ય શેઠ તરીકે પોતાનું સ્થાન મેળવ્યું છે. દેશાવરથી આવ્યા બાદ તેઓએ તમારી જ્ઞાતિની તથા રાજ્યની સારી સેવા બજાવી સૌને સંતોષ આપ્યો છે.

"અગ્રગણ્ય પ્રજાજનોમાંથી રાજમંત્રીઓને પસંદ કરી તેઓને રાજકાજમાં રસ લેતા કરવાની પદ્ધતિ અખત્યાર કરવામાં આવેલ

'રાજમંત્રી પદવીદાન સમારંભનાં બે દ્રશ્યો





પોરબંદરના  ના૦  મહારાણાશ્રી,  અભેચંદભાઈને
સ્વહસ્તે  "રાજમંત્રી"  ચંદ્રક  પહેરાવે  છે.



છે. તે દરેક રીતે ફળદાયક નીવડે એમ હું ઈચ્છું છું. રાયસાહેબ અભેચંદ ગીરધરને "રાજ્યમંત્રી" તરીકે પસંદ કરવામાં બહુ વિચાર કરવો પડે તેવું ન હતું. પોતાના અત્યાર સુધીનાં કાર્યોથી તેઓએ આવી પસંદગી માટે તેઓની સંપૂર્ણ લાયકાત સાબીત કરેલ છે, અને હું એટલુંજ ઈચ્છું છું કે તેઓને આ હોદો ભોગવવા માટે અને રાજ્યની તથા તમારી સૌની વધારે સેવા કરવા માટે પરમકૃપાળુ પરમેશ્વર સુખ અને સંપત્તિભર્યું દીર્ઘાયુષ્ય બક્ષે."

રાણાસાહેબનાં આ વચનો રાયસાહેબ માટેની તેઓશ્રીના દિલની ઉંડી લાગણી દર્શાવે છે.

આ પ્રસંગે બોર્ડિંગ કમીટી તરફથી ના૦ મહારાણાશ્રીને જે માનપત્ર એનાયત કરવામાં આવ્યું હતું તેમાં શ્રી. રાયસાહેબ સંબંધી ઉલ્લેખ કરતાં જણાવાયું હતું:—

"અમારા જ્ઞાતિરત્ન સરીખા જ્ઞાતિના માનનીય તેમજ દાનવીરતામાં ઉચ્ચ સ્થાન ધરાવતા રાયસાહેબ શ્રી. અભેચંદ ગીરધરભાઇ શાહની દીલેર ભાવનાઓની કદર કરી આપ કૃપાળુ પ્રજાપતીએ તેઓ શ્રીમાનને "રાજમંત્રી"નું પુનિત પણ જવાબદારીભર્યું સન્માન બક્ષીને અમારી જ્ઞાતિને યશભાગી બનાવી છે. અમારાજ જ્ઞાતિબંધુને સાંપડેલ આ ભારે માન અમારી જ્ઞાતિ સમસ્તના ગૌરવરૂપ છે. નામદારશ્રી ! અમારી જ્ઞાતિ પરના આ મહદ્ અનુગ્રહે અમો સર્વ આપ મહારાણાશ્રી તેમજ આપના પ્રજાપ્રિય સચીવશ્રીના સદાસર્વદાના ઋણી છીએ અને હંમેશને માટે રહેશું.

"કૃપાવંત ! આપે શેઠ શ્રી. અભેચંદભાઈની જે કદર બુઝી છે તે ખરેખર યોગ્યતાનો યોગજ કહી શકાય. તેઓશ્રીએ અમારી જ્ઞાતિને કીર્તિવંત કાર્યોથી ગૌરવાન્વિત બનાવી છે. આ છાત્રાલયને પણ તેમણે એટલીજ ઉદાર મદદો કરી છે. તેમના જેવા દાનવીર અને મુંબઈના અન્ય શ્રીમંતો અને તમામ જ્ઞાતિભાઈઓની સહાય વડે આ સંસ્થાએ આજે સુદૃઢ સ્થાન પ્રાપ્ત કર્યું છે."

બૉર્ડિંગ તરફથી ના૦ મહારાણાશ્રીને અપાએલા માન-પત્રમાં જે ભાવનાભર્યા શબ્દો રાયસાહેબ વિષે નીતરે છે તે રાયસાહેબની અભૂતપૂર્વ લોકપ્રિયતાનો એક મજબુત પુરાવો છે.

આ સમારંભ દરમિયાન વક્તાઓએ કરેલાં ભાષણોમાં એક ભાઈએ રાયસાહેબના નવા સન્માનનો ઉલ્લેખ કરતાં 'રાજમંત્રી' ને બદલે ભૂલથી 'રાજરત્ન' શબ્દનો ઉપયોગ કર્યો હતો.

રાણાસાહેબ જ્યારે પોતાને અપાએલા માનપત્રનો જવાબ આપવા માટે તાલીઓના ગડગડાટ વચ્ચે ઉભા થયા ત્યારે તેઓ સાહેબે ઉપરોક્ત બાબત તરફ સભાનું લક્ષ ખેંચતાં એક ભારે રમુજભરી છતાં ભાવનાભરી ટકોર કરી હતી.

તેઓ સાહેબે જણાવ્યું:—

"અભેચંદ શેઠ રાજમંત્રી તો થયા છે પણ કલ્યાણ-જીભાઈએ 'રાજરત્ન' શબ્દનો પ્રયોગ કર્યો છે. એટલે હું

ઇચ્છું છું કે નજદિકના ભવિષ્યમાં તેઓ ' રાજરત્ન ' પણ થવાજ જોઇએ."

અને ના. મહારાણાશ્રીના ઉપરોકત કથનમાં જરાસરખી પણ અતિશયોકિત નથી. તેઓ એ સમયની રાહ જોઇ રહ્યા છે જ્યારે પોતાના એક આદર્શ નાગરિકને તેઓ "રાજરત્ન" ના બહુમાનભર્યા ખીતાબની નવાજેશ કરે.

પોતાને રાજમંત્રીના સન્માનીત ખીતાબની ના૦ મહારાણાશ્રીએ જે નવાજેશ કરી તેના જવાબમાં ના૦ રાણાશ્રીનો આભાર માનતું એક મનનીય પ્રવચન રાજમંત્રી રાયસાહેબ શેઠ અભેચંદભાઇએ સભા સમક્ષ કર્યું હતું. મજકુર 'આભાર દર્શન' દરમિયાન રાયસાહેબે જણાવ્યું હતું:-

"ધર્મમૂર્તિ મહારાજા મહારાણા સાહેબ સર નટવરસિંહજી બહાદુર કે. સી. એસ. આઇ; તઆઝીમે સરદાર દિવાનસાહેબ, આમંત્રિત, અધિકારી મહાશયો તથા સદ્ગૃહસ્થો અને મારા ગુણગ્રાહક જ્ઞાતિબંધુઓ,

"આપણા ધર્માવતાર નામદાર મહારાણાશ્રીએ આ સેવકને આ નૂતન વર્ષના પદવીદાન સમારંભ વખતે "રાજમંત્રી"ના ગૌરવભર્યાપદે નિયુક્ત કરવાની જે ઉદારતા દર્શાવી છે તે ગૌરવભર્યાપદને દિપાવવાની યોગ્યતા પરમાત્મા મને સમર્પે અને એ ભાર સરળતાથી ઉપાડી શકું એવી હું જગન્નિયંતા પ્રત્યે પ્રાર્થના કરૂં છું.

"પ્રજાપિતા ! આપે મારી શકિત કરતાં વધુ બોજો મારા શિર પર અનુરાગથી પ્રેરાઇને મૂકયો છે. પરંતુ જેટલી પદવી મોટી હોય છે તેટલીજ મોટી જવાબદારી પણ તેની સાથે જોડાએલી હોય છે; ગુલાબમાં જેમ મધુર સુગંધ છે તેમ કાંટા પણ હોય છે. નામદાર બ્રિટિશ સરકારે પણ મને 'રાયસાહેબ'ની પદવી આપીને સન્માનીત કર્યો છે. પણ મારી સ્વર્ગ કરતાં ગરિયસિ માતૃભૂમિના આદર્શ રાજવીદ્વારા થયેલા મારા આ સત્કારે મારા હૃદયમાં અનહદ આનંદ અને આત્માભિમાનની દિવ્ય જ્યોત જગાવી છે.

"સુદામાપુરીના પવિત્રતમ નરેન્દ્રની આ ગુણગ્રાહકતા માટે હું તેઓશ્રીનો આજન્મ ઋણી છું અને રહીશ. હું એજ આશા સેવી રહ્યો છું કે અચલ રાજભકિતને વ્યવહારદ્વારા દર્શાવવાના અને આપ શ્રીમાનની વફાદારી હેઠળ પ્રજાસેવા કરવાના સુયોગ્ય અવસરો આ સેવકને પ્રાપ્ત થતા રહે. ત્યારેજ મને મળેલા પદવીદાનને યોગ્ય હું બની શકું.

"નરવીર મહારાણાશ્રી ! આપને અપાએલા માનપત્રમાં તેમજ અમારા આ વિદ્યાર્થીભવનના સંચાલકોએ કરેલા નિવેદનમાં મારી દાનવીરતા અને સેવાઓનો ઉલ્લેખ કર્યો છે. માત્ર આજેજ નહિ, પણ પહેલાં પણ અનેક વખત મારી સમસ્ત જ્ઞાતિએ, આ સંસ્થા તેમજ અહિંની જ્ઞાતિએ તથા મુંબઇનાં મંડળોએ મારૂં ભારે સન્માન કર્યું છે. મારા પ્રત્યેના આ મમતાભર્યા પ્રેમથી મારૂં હૃદય ભરાઇ આવે છે. વારંવાર મારા

માટે દર્શાવવામાં આવતી આ લાગણીનો આભાર માનવા હવે તો શબ્દો શોધવાનુંયે અશક્ય થઇ પડયું છે. કૃપાવંત! આ સંબંધમાં મારે એજ જણાવવાનું છે કે રાજયોગી ભર્તૃહરી જેવા મહાન પુરૂષના કથન અનુસાર " ધનની દાન, ભોગ તથા નાશ એ ત્રણ ગતીઓજ નિર્માણ થએલી હોય છે. અર્થાત્ જે ધનનો દાનભોગમાં સદુપયોગ થતો નથી તે ધન અવશ્ય નાશ થવાનેજ નિર્માયેલું હોય છે. તો પછી પરમાત્માએ મને જે કંઈ થોડું ઘણું આપવાની કૃપા કરી છે તે ધનનો મારા હસ્તથી આવા પરોપકાર પરાયણ કાર્યોમાં સદુપયોગ થાય છે, તે એક માત્ર મારૂં કર્તવ્યજ છે અને હોવું જ જોઇએ, એમ હું માનું છું. નાશના પંથે જનારી લક્ષ્મીનો મારી જ્ઞાતિ કે મારા સ્વદેશની સેવામાં મારાથી જે ઉપયોગ થઇ શકયો છે તેથી હું મને પોતાને કૃતાર્થ થએલો સમજું છું. એથી મારી ઉદારતા તથા જનસેવાને દાનવીરતા જેવાં વિશેષણો લગાડવાની અથવા મારો આભાર માનવાની જરા પણ જરૂર હોય તેવું મને લાગતું નથી. ઉપકાર તો મારે એ જનતાજનાર્દનનો માનવો જોઇએ કે જેણે માનવજાતની સેવાધર્મના પાલનનો સુપ્રસંગ મને મેળવી આપ્યો છે. આવો સુયોગ મળવાથી માનવજન્મની સફળતાને અલ્પ પ્રમાણમાં મારાથી સાધી શકાય છે. છતાં પણ મારા સામાન્ય ગુણોને મોટું રૂપ આપી મારા બંધુઓએ મારી જે પ્રસંશા કરી છે તે મારા પ્રત્યેના પ્રેમના અતિરેકનું પરિણામ હોવાથી હું તેઓ બધાની ગુણગ્રાહકતા માટે અંતઃકરણપૂર્વક આભાર

માનું છું. અને વધુમાં જણાવવાની આજ્ઞા લઉં છું કે ભવિષ્યમાં જીવનના કોઈ પણ પ્રસંગે જ્યારે પણ સેવાઓનો શુભ અવસર મને પ્રાપ્ત થશે ત્યારે જ્ઞાતિ તેમજ આપ સૌ રાજા–પ્રજાની એક નમ્રમાં નમ્ર સેવક તરીકે તન મન અને ધનથી બની શકતી તમામ યથાવિધ સેવાઓ હું કરતો રહીશ. અને તે માટે હું મારી જાતને ભાગ્યશાળી માનીશ.

"દયાવતાર રાજન ! આપ કૃપાળુ રાજવી તેમજ આપના પ્રજાસેવક દિવાન સાહેબનો, આપ શ્રીમાનોએ અત્રે પધારી લીધેલા શ્રમ માટે, ફરી એકવાર આભાર માનતાં આ સંસ્થા તેમજ મારા સ્વજ્ઞાતિબંધુઓ તરફથી પ્રભુને પ્રાર્થું છું કેઃ હે જગન્નિયંતા ! આપ શ્રીમાન મહારાણાશ્રીનો ઉત્કર્ષ મારી જ્ઞાતિની આ જ્ઞાનદાયીની સંસ્થા તથા રાજાપ્રજા વચ્ચેની રાજ-ભક્તિ તથા પ્રજાવાત્સલ્યથી ભરપૂર સ્નેહ સંબંધને અવિચળ રાખો. એ ઇચ્છતો હું આસન ભણી જવાની રજા લઉં છું.

હું છું રાજ્ય અને પ્રજાજ્ઞાતીનો સેવક,
અભેચંદ ગીરધરભાઈ શાહ.

પોરબંદર
સંવત ૧૯૯૩ ના પોષ શુદી ૩ શુક્રવાર
તા. ૧૫–૧–૩૭

રાયસાહેબના ઉપરના ઉદ્દગારો તેમના આત્માની કેવી ઉચ્ચ અવસ્થા સૂચવે છે !

———o———

# જ્ઞાતિના પરમ ઉદ્ધારક

[ ૫૮ ]

**આપણા ચરિત્રનાયક** રાયસાહેબ અભેચંદભાઈએ તેમની જ્ઞાતિની કેટલી સેવા કરી છે તેનો પૂરો ખ્યાલ તો "શ્રી. વીસા સોરઠીયા હિતેચ્છુ" માસીક પત્રની ફાઈલો તપાસીએ ત્યારે આવે. આ નાનકડા પુસ્તકમાં રાયસાહેબે તેમની જ્ઞાતિની કરેલી સેવાનું સવિસ્તર વર્ણન આપવાનું શકય નથી. તેમની જ્ઞાતિમાં તેઓ એક પરમ રત્ન તરીકે અને મહાન ઉધ્ધારક તરીકે પૂજાય છે. એ વસ્તુ બતાવી આપે છે કે તેમને પોતાની જ્ઞાતિ તરફ કેટલી લાગણી, કેટલી ધગશ અને કેટલી ભાવના છે. સાથોસાથ તેમની સમસ્ત જ્ઞાતિમાં તેમને એક અદ્દભૂત સ્થાન મળેલું છે. તેમનાં જ્ઞાતિબંધુઓએ પ્રેમપૂર્વક એ સ્થાન આપેલું છે. જ્યાં સુધી આ સૃષ્ટિના પડ ઉપર વીસા સોરઠીયા વણીક જ્ઞાતિનું અસ્તીત્વ હશે ત્યાં સુધી રાયસાહેબનું નામ જ્ઞાતિના એક પરમ ઉદ્ધારક તરીકે કાયમ રહેશે.

જ્ઞાતિમાં કેળવણી દાખલ કરવા માટે રાયસાહેબે લેખો લખ્યા છે, ભાષણો કર્યાં છે અને હજારો રૂપીઆનો ભોગ આપ્યો છે. જ્ઞાતિની બોર્ડિંગ તેમની જ પ્રેરણાથી અને તેમની ઉદાર મદદથી અસ્તીત્વમાં આવી. બીજી પણ અનેક નાની મોટી કેળવણીની સંસ્થાઓ રાયસાહેબના પ્રયાસથી

અને મોટે ભાગે રાયસાહેબના ધનથી જ અસ્તીત્વમાં આવી, ખીલી અને પાંગરી.

રાયસાહેબે ઘણા પ્રયાસો પછી જોયું કે જ્ઞાતિના વિદ્યાર્થીઓ ભણે છે ખરા પણ મેટ્રીક સુધી માંડ માંડ પહોંચીને ઉઠી જાય છે. આ સ્થિતિ તેમને ખૂબ સાલવા લાગી. પુખ્ત વિચાર પછી તેમણે જાહેર કર્યું:-

**"મારી જ્ઞાતિનો જે કોઈ વિદ્યાર્થી મેટ્રીકમાં પાસ થશે તેને પચાસ રૂપીયા ઈનામ તરીકે આપવામાં આવશે. કોલેજમાં જે વિદ્યાર્થી દાખલ થશે તેને ચોપડીઓની વ્યવસ્થા કરી આપવામાં આવશે. ઉપરાંત પણ બીજી કોઇ મદદ વધુ અભ્યાસ માટે જો જરૂરી જણાય તો અમને લખવાથી તે વિષે ઘટતું કરવામાં આવશે."**

રાયસાહેબની આ જાહેરાતની પાછળ કીર્તિનો કે યશનો કોઇ લોભ નથી. નામનાની કોઇ તૃષ્ણા નથી. એની પાછળ એક ઇચ્છા છે, એક ધગશ છે, એક અભિલાષા છે, અને તે એ કે મારી જ્ઞાતિનાં બાળકો ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરે, પોતાનું જીવન સાર્થક કરવા ઉપરાંત જ્ઞાતિના હિતમાં કંઇક ઉપયોગી કાર્ય કરતા થાય. આવી ઉમદા ભાવનાનો જોટો જગતમાં મુશ્કેલીથી જડશે.

કેળવણીના ક્ષેત્રમાં તો તેમણે પોતાની જ્ઞાતિ બહાર પણ ઘણી સખાવતો કરી છે. પણ તેમની જ્ઞાતિની ભાવી પ્રજા જ્યારે કેળવાઇને તૈયાર થશે, ત્યારે એ પ્રજાનું નૂર બદલાઈ ગયું હશે અને એ સઘળા પ્રતાપ રાજમંત્રી રાય-સાહેબ શેઠ અભેચંદ ગીરધરભાઇના હશે.



★

રાજમંત્રીની પદવી ભર દરબારમાં ના૦ મહારાણા શ્રીએ આપી તે પ્રસંગનાં ત્રણ દ્રશ્યો.

★

જ્ઞાતિની ઉન્નતિનાં બીજાં અનેક શુભ કાર્યો રાયસાહેબે ર્યાં છે. કુરૂઢીઓને દફનાવી દેવામાં, સામાજિક સુધાાઓ દાખલ કરવામાં અને બીજી અનેક જ્ઞાતિ–પ્રવૃત્તિઓમાં ેમનું મન, તેમનું તન અને તેમનું ધન અણખૂટ રીતે પરાયાં છે.

તેમને લાગ્યું કે જ્ઞાતિનાં બાળકોને કેળવણી માટે સ્થાન જોઇએ ને બોર્ડિંગ ઉભી થઇ. તેમને લાગ્યું કે સર્વતોમુખી સુધારાનો સંદેશો જ્ઞાતિમાં ઘેરઘેર પહોંચવો જોઇએ ને 'હિતેચ્છુ' પત્ર ફુલ્યું ફાલ્યું.

આવી તો બીજી અનેક શુભ પ્રવૃત્તિઓ જ્ઞાતિમાં રાય સાહેબને કારણે જન્મી છે, જીવી છે ને ફાલીફુલી છે. એ બધા વિષે થોડી થોડી માહિતિ આપવાનો પ્રયત્ન કરવા જતાં ઘણાં પાનાં લખાય. પણ રાયસાહેબનું જીવન તો સર્વદેશીય છે. એને જ્ઞાતિની એક સીમા વચ્ચે કેદ કરવું ને માત્ર જ્ઞાતિ વિષે તેમણે કરેલાં બધાં કામોનો ઈતિહાસ આપવો તે એમને પોતાને અન્યાય કરનારી વાત છે.

જ્ઞાતિમાંથી બેકારી દૂર કરવા માટે પણ રાયસાહેબ અભેચંદભાઇએ પોતાનાથી બન્યું તેટલું બધું કર્યું છે. પોતે પરદેશમાં ઘણા જ્ઞાતિભાઇઓને ઠેકાણે પાડયાં છે. ઘણા જુવાનીઆઓને ખાસ ત્યાં તેડાવી તેડાવીને કામ સોંપ્યું છે.

તેમના જ્ઞાતિબંધુઓએ રાયસાહેબની સેવાઓની યથા-શક્તિ કદર કરવા માટે ઘણા મેળાવડાઓ ગોઠવ્યા છે ને ઘણાં માનપત્રો આપ્યાં છે. એ બધામાંથી આપણા વિરલદિલ ચરિત્ર નાયકે તો એકજ સાર કાઢયો છે કે 'યથાશકિત કર્તવ્ય બજાવવું'.

તેઓ અવિરત અને અવિશ્રાંતપણે એ કર્તવ્ય બજાવ્યે જાય છે.

# મહાન દાનવીર

[ ૫૯ ]

**રાયસાહેબને કામરાનમાં** જેમ અબુઅલમશાકીન ( ગરીબોના બેલી ) તરીકે ઓળખવામાં આવે છે તેમ તેમના વતનમાં પણ તેમને મહાન દાનવીર તરીકે ઓળખ-વામાં આવે છે. તેમને અપાએલાં અનેક માનપત્રોમાં " મહાન યશસ્વી દાનવીર " શબ્દ ખાસ મૂકવામાં આવે છે. રાય-સાહેબ પોતે તો સમજે છે કે આવાં ગુણગાનદર્શક વિશેષ-ણોની તેમને કોઈ જાતની સ્પૃહા નથી. પણ એથી દાન કરવાની વૃત્તિને એક પ્રકારનું પુનિત ઉત્તેજન મળે છે. એટલે દાનપ્રેમી રાયસાહેબ એ બધું ચલાવી લે છે.

દાનવીરતા એ કોઈ ' નસીબ ' નથી. એ કોઇ 'પુરૂષાર્થ' પણ નથી. એને માટે કોઇ મહાન શ્રમની જરૂર પણ પડતી નથી. એનો આધાર તો માનવીની દિલેરદિલી ઉપર અવલંબે છે. માનવીની વિવેકબુદ્ધિ ઉપર તે અવલંબે છે. અંગ્રેજી ભાષાના સુપ્રસિદ્ધ નાટ્યકાર અને કવી શેકસ્પીયરે એક ઠેકાણે લખ્યું છે.

" Even a begger can be a philantrophic; because Philantrophy does not require a big balance in bank. It is an inhernt virtue of a great heart which the man brings with him from God who gives him birth."

અર્થાત્ "એક ભીખારી પણ દાનવીર હોઇ શકે છે; દાનવીરતા માટે મોટી મુડીની જરૂર પડતી નથી; એ તો ઇશ્વરે બક્ષેલો દિલેર દિલનો એક મહાગુણ છે."

મહાકવી શેકસ્પીયરની વાત તદ્દન સાચી છે. ઘણા કરોડપતીઓ કૃપણ હોય છે ને પાઇપાઇ માટે મકકા જવાનું મંજુર કરે છે. જ્યારે કેટલાક સામાન્ય માણસો ટુકડામાંથી પણ જરૂર પડયે ટુકડો બીજાના ભાણામાં નાંખે છે.

આપણા ચરિત્ર્યનાયક રાયસાહેબ અભેચંદભાઇએ તેમને રાજમંત્રી તરીકેનું બિરૂદ મળ્યું ત્યારે ના૦ મહારાણાશ્રી સમક્ષ આભાર–પ્રદર્શન કરતાં જણાવ્યું હતું તેમ તેઓ તો એમ માને છે કે દાન, ભોગ અને નાશ એ ધનની ત્રણ અવસ્થાઓ છે. જેઓ તેનું દાન કરી શકતા નથી અને જેઓ તેને ભોગવી શકતા નથી તેમનું ધન નાશની ત્રીજી અવસ્થાને આપમેળે કે કાળબળે ભેટે છે. આ સુત્ર રાયસાહેબના હૈયા સાથે એવું તો હાડોહાડ જડાઈ ગયું છે કે દાન કરવાની સુયોગ્ય તકની તેઓ હંમેશાં પ્રતિક્ષા કરતા હોય છે. કૃપણ અને કંજુસ માણસો એવી હાયહાય કરે છે કે "અમારૂં ધન કોઈ લૂંટી જશે. જ્યારે રાયસાહેબના દિલમાં એથી ઉલટી જ હાયહાય છે. "વાપરતાં ચૂકીશ તો મારૂં ધન નાશને માર્ગે ચડશે" એની ચિંતા તેઓ હરહમેશ કરે છે અને પરિણામે તેમનો આત્મા સદાયે પ્રફુલ્લ રહે છે.

જ્ઞાન જેમ વાપરવાથી વધે છે તેમ દાનવીર પુરૂષનું ધન પણ વાપરવાથી વધે છે; એનો પ્રત્યક્ષ પુરાવો રાયસાહેબના

જીવનમાંથી મળી આવે છે. આપવાની કોઈ દિવસ ના નહિ પાડનાર આ નરવીરનું ધન ખૂટતું નથી કેમકે એની ચિંતા પરમાત્મા કર્યા કરે છે.

અચાનક અને અણધાર્યું ના૦ મહારાણા સાહેબ પાસેથી એક તેડું આવે છે ને અભેચંદભાઈ હજુરશ્રી પાસે ચિંતિત દિલે જાય છે. શું હશે ?

હજુરશ્રી કહે છે કે રાયલી બ્રધર્સને એક ગોદામ જોઈએ છે. જાઓ, દરિયાકાંઠે જમીન પસંદ કરીને બાંધી લ્યો, ને ભાડાની આમદાની ચાલુ કરો. રાજમહેલનું બાંધકામ નિર્લેપ ભાવથી રાયસાહેબ ના૦ મહારાણાશ્રીને કરી આપે છે ને છ બંગલા બંધાય તેટલી જમીન હજુરશ્રી રાયસાહેબને ભેટ આપે છે. કોન્ટ્રાકટમાંથી વધેલા માલમાં થોડું ઘણું ઉમેરવાથી એ જમીનો ઉપર બંગલાઓ ઉભા થઈ જાય છે ને રાયસાહેબને વગર માગી ભાડાની સારી આવક ચાલુ થાય છે. આ બધું શું છે ! વણમાગી આ આવક રાયસાહેબના ચરણમાં કેમ દોડતી આવે છે ?

એનો જવાબ એક હોઈ શકે. "રાયસાહેબ લક્ષ્મીનો દાનધર્મમાં સદુપયોગ કરે છે, ને પ્રસન્ન થયેલી લક્ષ્મી, રાયસાહેબ હડસેલાં મારે છે છતાંયે જવાની ના પાડે છે. છૂટે હાથે દાન દેતા આ માણસની તીજોરી ખાલી થઈ જશે તો પછી સત્કર્મ કરવાની એની ભાવના કેવી રીતે પૂરી થશે ? એ ચિંતા ખુદ ઈશ્વરને થાય છે અને ઈશ્વર ના૦ રાણાસાહેબને પ્રેરણા આપે છે.

રાયસાહેબની અલૌકિક ઉદારદિલીનું એક અદ્દભુત ઉદાહરણ અહિં ટાંકવાનું મન થઇ જાય છે.

કામરાન ખાતે ઓરસ મેળો દરવર્ષે ભરાય . અભેચંદભાઇ આ મેળામાં પોતાના મિત્રો વિગેરેને સાથે લઇને ફરવા નીકળે. સાંજ પડે ને જ્યારે મેળો વીખરાવાની તયારીમાં હોય ત્યારે બધા દુકાનદારો પાસે અભેચંદભાઈ ફરી વળે. કોની પાસે કેટલો માલ બાકી રહી ગયો છે એ જોઇ લે. પછી બધા દુકાનદારોનો વધેલો તમામ માલ પોતે ખરીદી લે. ઉધડ ઠરાવીને સઘળો માલ લઇ લે અને પછી બાળકોને તથા ગરીબ માણસોને એકઠાં કરીને લૂંટાવી દે.

આ શું કંઇ જેવી તેવી દિલેરી છે ?

કામરાનમાં તો દિલેરી માટે અભેચંદભાઇનું નામ એક કહેવત સમું મશહૂર બની ગયું છે. એ વિષે અગાઉ કહેવાઈ ગયું છે એટલે એની પુનરાવૃત્તિ અહિં કરવાની નથી; પણ એટલું તો બાપોકાર કહેવું પડશે કે આપણા ચરિત્રનાયકના જીવનની આ એક મહાનમાં મહાન અને ઉજ્વળમાં ઉજ્વળ બાજુ છે.

હજારો રૂપીયા દાનમાં ખર્ચ્યાં છે પણ કોઇ દિવસ એનો હિસાબ રાયસાહેબે રાખ્યો નથી. એમણે આપેલા દાનમાં મુખ્યત્વે કરીને એવાં ગુપ્તદાનોનો સમાવેશ થાય છે જેની વાત લેનાર ને દેનાર સિવાય ત્રીજા કોઇના કાનમાં કદી પણ પહોંચી શકતી નથી. વેપારી ગૃહસ્થ છે એટલે પાઇએ પાઇનો હિસાબ

ચોપડામાં રાખવો જોઇએ. આ ચોપડામાં પણ દાન લેનારનું નામ ચડતું નથી. અંગત ખાતે લખાઇને એ રકમ પરબારી પહોંચી જાય છે. ને, અંગત રકમનો હિસાબ એક પરમેશ્વર સિવાય બીજું કોઇ માગી શકે તેમ નથી. પરમેશ્વર તો આ મહાન દાનવીરથી સદાયે સંતુષ્ટ છે.

શ્રીમંતોએ તો રાયસાહેબના જીવન ઉપરથી ઘણો ધડો લેવાનો છે. મુંબઇ, અમદાવાદ ને એડન–આફ્રિકામાં ઘણા એવા માણસો છે જેમને ત્યાં લક્ષ્મીની રેળંછોળ ઉડતી હોય છે; ને જેમની સાથે સરખામણીમાં આપણા આ ચરિત્રનાયકને કદાચ તદ્દન મામુલી મુડીવાન ગણી શકાય. પણ અભેચંદની પાસે જે 'દિલ' છે, જે 'દાનેશમંદી' છે ને જે 'દિલાવરી' છે તે આવા કરોડપતીઓને લબ્ધ નથી. એટલેજ શાસ્ત્રકારોએ કહ્યું છે કે "એવા નરને ધન્ય છે જે ધનને પારકું ગણી પરાઇ સેવામાં નિશદિન રચ્યા પચ્યા રહે છે."

———:o:———

# પ્રખર સુધારક

[૬૦]

**મહાન નેપોલીયને** કહ્યું છેઃ—"સ્ત્રીઓની સ્થિતિ જ્યાં સુધી નહિ સુધરે, સ્ત્રીઓનો આત્મા જ્યાં સુધી જાગૃત નહિ બને અને એક વર્ગ તરીકે સ્ત્રીઓ પુરૂષો જેટલા જ સંસારિક તેમજ સાંસ્કારિક હકકો ભોગવતી નહિ થાય ત્યાં સુધી દેશની ને પ્રજાની આબાદી થવાની નથી."

રાયસાહેબ આ સુત્ર બરાબર સમજી ગયા છે. તેઓ સમજે છે કે સ્ત્રીઓને કેળવણી આપીને અને તેમના રૂઢીએ ઝુંટવી લીધેલા સ્વાભાવિક તથા પ્રકૃતિજન્ય હકોને પાછા આપીને તેમને સમાન કક્ષા પર જ્યાં સુધી નહિ મૂકવામાં આવે ત્યાં સુધી જેમની તેઓ માતા બનવાની છે તે ભાવી પ્રજા દમ વિનાની જ પેદા થવાની છે.

આથી તેમણે સ્ત્રી–કેળવણીની પ્રવૃત્તિ ઉપરાંત વિધવા-વિવાહ જેવા પુનિત પ્રશ્ન પાછળ પણ ધ્યાન આપવા માંડયું છે. તેઓ એને પોતાનો એક પ્રાણપ્રશ્ન ગણે છે. એક પ્રખર સુધા-રક તરીકે તેમણે વિધવા–વિવાહને ઉત્તેજન આપવા માટે તન, મન અને ધનની કુરબાની અનેક વાર કરી છે. આ સંબંધમાં લખતાં તેમની જ્ઞાતિનું મુખપત્ર "હિતેચ્છુ" એક ઠેકાણે લખે છે.

જ્ઞાતિની અગ્રેસર કમિટિ વચ્ચે રાયસાહેબ



રાયસાહેબના પોરબંદરમાંના નિવાસસ્થાનના દિવાનખાનાની
બહારની ગેલેરીનું દમામદાર દ્રષ્ય.



"રાયસાહેબ જેમ લગ્ન પ્રસંગોમાં હાજરી આપે છે, અનેક ગરીબોના જમણવારો ઉકેલે છે, વરણાં અને મોસાળાંની છાબ પણ પૂરી કરી આપે છે, દરેકે સ્થળે જાતે હાજર થઇ વધાવું પણ નોંધાવે છે, ગામડાંઓનાં લગ્નોમાં ઢોલી અને શરણાઇવાળાઓને પણ વધામણાં આપે છે અને અનેક પ્રકારની નાની મોટી હાડમારીઓથી અનેક ભાઇબ્હેનોને પ્રસંગોપાત બચાવી લે છે તેમ સામાજીક સુધારાના કાર્યમાં અને ખાસ કરીને વિધવા–વિવાહના પ્રશ્નમાં પણ તેઓ અસાધારણ ઉત્સાહ અને ઉલટ રાખે છે.

"વિધવા વિવાહનો આદર્શ તો રાયસાહેબનો પ્રાણ-પ્રશ્ન છે. તેઓ જ્યારે ગામડાઓમાં જાય છે ત્યારે વિધવાઓ માટે પુનર્લગ્નનો ઉપદેશ આપવાનું ચૂકતા નથી. તેઓશ્રી દરેકને કહે છે. "કોઇપણ હિસાબે બાળવિધવાઓને સમજાવો, અનીતિ અને ગર્ભપાતને ઓછાં કરો અને જ્ઞાતિભાઇઓનાં ઘર મંડાવો. વિધવાઓને લગ્નગ્રંથિથી જોડી તેમના આશિર્વાદ મેળવો.

"વિધવાઓને ભલે નાણાંની સહાય કરો, તેમને પેટ પૂરતું ખાવાનું પણ આપો, પણ તેથી તેમની પ્રાકૃતિક તૃષ્ણા, પૌરૂષ્યના સહચારની તેમની અદીઠ ઝંખનાને તમે કેમ સંતોષી શકશો ? ફરજીયાત વૈધવ્યથી તો એક આત્મા કચરાઇ જશે ને એક મહાન વ્યક્તિત્વ કરમાઈ જશે.

"આ બધી ઉપાધીઓનું ઓસડ કેવળ પુનર્વિવાહજ છે. બ્હેનો મુંગી હોય છે, દબાએલી હોય છે, શરમનો

શેરડો અને પરાધીનતા તેમના અંતરની સ્વાધીનતાને ચગદી નાંખે છે. આવી વિધવાઓના ઘરેઘર ફરો, સમજાવો, તેમના વાલીઓને તેમની દીનદશાનું ભાન કરાવો.” અને પછી રાયસાહેબ કહે છે: “આ પ્રચાર પાછળ અને આ ધ્યેયની સિદ્ધિ ખાતર ગમે તેટલો ભોગ આપવા માટે હું તૈયાર બેઠો છું.

વિધવાઓ પ્રત્યેની રાયસાહેબની આ સહાનુભૂતિ કેવળ સૂકી હમદર્દી નથી. માત્ર વાતો કરીને તેઓ બેસી રહેતા નથી. પોતાને હાથે ઘણી વિધવાઓનાં તેમણે કન્યાદાન દીધાં છે. એની પાછળ ધનનો પણ ઘણો વ્યય કર્યો છે. એક વાર તો, રાયસાહેબને વાવડ મળ્યા કે જુનાગઢમાં એક હિંદુ વિધવા ગુંડાઓના પંજામાં ફસાયેલી છે ને એનું જીવન બરબાદ થવાની તયારીમાં છે. તુરતજ મારતી મોટરે પોરબંદરથી તેઓ જુનાગઢ પહોંચ્યા ને ત્યાંથી પેલી વિધવા યુવતિને વિનાશની ખાઈમાં પડતી બચાવી.

“મને બચાવીને તમે શું કરશો?” પેલી અભાગીણીએ પૂછ્યું.

“તારે શું જોઈએ છે?” રાયસાહેબે સામો પ્રશ્ન કર્યો.

“મારે ધન નથી જોઈતું. કોઈ ગૃહસ્થ મને પોતાની પત્નિ તરીકે, ધર્મપત્નિ તરીકે રાખવા અગ્નિની સાખે કબૂલ થશે?” એ બાઈએ પૂછ્યું.

"બસ એટલુંજ !" રાયસાહેબ બોલ્યા. "ચાલ મારૂં વચન છે, તારો સંસાર મંડાઈ જશે." અને જે સેવાભાવી યુવકો સાથે રાયસાહેબ જુનાગઢ ગયા હતા તેમની સાથે એ બાઇને લઇને તેઓ પોરબંદર પાછા ફર્યા.

જેમને પોતે પરદેશ લઈ જઈને કામધંધે વળગાડી ઠેકાણે પાડયા હતા, એવા એક કુંવારા ગ્રહસ્થને રાયસાહેબે પોરબંદર તેડાવ્યા અને પેલી બાઇનું ઘર મંડાઇ ગયું.

આ કિસ્સામાં રાયસાહેબે તન, મન, અને ધનનો ભોગ આપવા ઉપરાંત, ગુંડાઓના હાથમાંથી એક બાઇને બચાવી લાવવાની હોઇ, કેટલું જોખમ ખેડયું હતું, ને કેવું સાહસ ઉઠાવ્યું હતું તે જુઓ. એ શું બતાવે છે? એમાંથી એ નિર્દિષ્ટ થાય છે કે જે ધ્યેયને રાયસાહેબ એક આદર્શ તરીકે સ્વીકારે છે તેની સિદ્ધિ અર્થે તેઓ જાતને જોખમમાં મૂકતાં પણ ડરતા કે અચકાતા નથી.

વ્યાપારમાંથી નિવૃત થયા પછી તો રાયસાહેબે પોતાની આ સુધારક પ્રવૃત્તિને ઘણો વેગ આપ્યો છે. ઇશ્વર એમને એમાં મદદ કરો !

# કેપ્ટન વિકહામ

[ ૬૧ ]

જે **અંગ્રેજ સદ્‌ગૃહસ્થ** સાથેના પરિચય પછી આપણા ચરિત્ર્યનાયક રાયસાહેબ અભેચંદભાઈનું ભાગ્ય સોળે કળાએ ખીલ્યું, જેની લાગણી અને પ્રેમનું પરિણામ અભેચંદભાઇ માટે "રાયસાહેબ જેવા વિરલ માનમાં પરિણમ્યું અને જે ગૃહસ્થ હજુ આજે પણ રાયસાહેબના જીવનમાં એક અતિ વિશ્વાસુ, અંગત અને નિકટના મિત્ર તરીકેનું સ્થાન ધરાવે છે તે કેપ્ટન જી. વી. વિકહામ વિષે બે શબ્દો જો આ જીવનકથામાં ન લખાય તો પુસ્તક અધુરૂં ગણાય. કામરાન ટાપુના સિવિલ એડમિનિસ્ટ્રેટર તરીકે કેપ્ટન વિકહામ આપણા ચરિત્રનાયકના પરિચયમાં આવ્યા હતા. ઉત્તરોત્તર વધતાં વધતાં એ પરિચય ગાઢ મિત્રતાના સ્વરૂપમાં પરિણમ્યો છે.

કેપ્ટન વિકહામે પોતાની જીંદગી બ્રિટીશ રેજીમેન્ટના એક સામાન્ય અમલદાર તરીકે શરૂ કરી હતી. પોતાના ઉપરીઓની તારીફ અને કૃપા મેળવીને તેઓ વધતાં વધતાં કેપ્ટનની જગ્યા સુધી પહોંચી ગયા હતા.

મહાયુદ્ધ જ્યારે ફાટી નીકળ્યું ત્યારે કેપ્ટન વિકહામ એક આરબ ઈન્ફન્ટ્રીના સેનાધ્યક્ષ હતા; અને ટર્કીશ સરકાર સામે લડવા માટે તેમને ફરમાન કરવામાં આવ્યું હતું. જીવ સટોસટનું જોખમ ખેડીને કેપ્ટન વિકહામે રાતા સમુદ્રમાં મિત્ર

રાજ્યોની આણ વર્તાવી દીધી હતી. રાતા સમુદ્રમાંના તુર્ક સરકારના કબજા હેઠળના ટાપુઓ તેમણે ઘણી બહાદૂરીથી કબજે કર્યા હતા.

કામરાન ટાપુ પણ તે વખતે તુર્ક લશ્કરના હાથમાં હતો. ત્યાંથી તેઓ રાતા સમુદ્રમાંના બ્રિટિશ સૈન્યને હેરાન કરતા હતા. કેપ્ટન વિકહામે આંખમાં ખૂંચતા કણા સમા આ મથક ઉપર એક વાર અચાનક છાપો માર્યો અને ભયંકર ઝનૂનભરી હાથોહાથની લડાઇ પછી તેમણે તુર્ક સિપાઇઓ પાસેથી કામરાનનો કબ્જો મેળવ્યો. આ યુદ્ધમાં બંને પક્ષે ભારે ખુવારી સહન કરવી પડી હતી. ટર્ક સિપાઇઓ ઘણા ખરા ઠાર થયા હતા, કેટલાક કેદ પકડાયા હતા અને કેટલાક દરિયામાં ડૂબી મૂઆ હતા.

મહાયુદ્ધ જ્યારે પુરૂં થયું ત્યારે બ્રિટિશ સરકારે રાતા સમુદ્રમાંનું પોતાનું લશ્કર પાછું ખેંચી લીધું અને જે જે નવાં મથકો કબજે કર્યાં હતાં ત્યાં પોતાની સત્તા બરાબર સ્થાપી દીધી. કેપ્ટન વિકહામે યુદ્ધ દરમિયાન ભારે વીરતાભરી સેવા બજાવી હતી એટલે સામ્રાજ્યના સુત્રધારો તેમને કંઇક બદલો આપવા માગતા હતા. તેમણે જોયું કે કામરાન ટાપુને કબ્જે કરવામાં કેપ્ટન વિકહામે ભારે બહાદુરી દર્શાવી હતી અને ત્યાર પછી પોતાની સફાઇભરી વર્તણુંકથી કામરાનની આરબ પ્રજાનાં દિલ તેમણે જીતી લીધાં હતાં. આથી લશ્કર ખાતામાંથી મુલ્કી ખાતામાં તેમની બદલી કરવામાં આવી અને કામરાન ટાપુના સિવિલ એડમિનિસ્ટ્રેટર તરીકેનો હોદ્દો તેમને સોંપવામાં આવ્યો.

કેપ્ટન વિકહામે આ કામ ભારે કુશળતાપૂર્વક બજાવ્યું. પરિણામે તેમને તે સ્થાને કાયમ કરવામાં આવ્યા. છેક ૧૯૩૫ ની સાલ સુધી તેઓ કામરાનમાં ગવર્નરપદે હતા. હિંદી સરકારના હુકમો અને બંધારણ મુજબ એડન સરકારના હાથ નીચે તેઓ પોતાના ટાપુનો વહિવટ ચલાવતા.

શરૂઆતમાં તો આ ટાપુ વેરાન અને ઉજ્જડ જેવો હતો. પણ કેપ્ટન વિકહામે એમાં ઘણો સુધારો કરી પોતાના વહીવટ દરમિયાન તેને એક સુંદર ટાપુ બનાવ્યો. સ્થાનિક પ્રજાનો તથા હાથ નીચેના અમલદારોનો ઘણોજ પ્રેમ તેમણે સંપાદન કર્યો હતો.

આપણા ચરિત્રનાયક અભેચંદભાઈ જ્યારે પહેલ વહેલા કેપ્ટન વિકહામને કામરાન ખાતે મળ્યા ત્યારે કુદરતી રીતેજ બંને જણ એક બીજા ઉપર ઘણી સારી અસર પાડી શકયા હતા. કામરાનના વસવાટ દરમિયાન ત્યાંની પ્રજાનું પાણીનું દુઃખ ટાળવાનું તથા ટાપુ ઉપર રસ્તાઓ બાંધી આપવાનું જે ઉદાર કામ રાયસાહેબે કર્યું, તેની કેપ્ટન વિકહામ ઉપર ઘણી સારી છાપ પડી. ત્યારથી અભેચંદભાઈને તેઓ પોતાના એક પ્રજાજન તરીકે નહિ પણ એક સમોવડીયા મિત્ર તરીકે માન આપતા થયા હતા.

સન ૧૯૩૫ માં જ્યારે તેઓ તબિયતને કારણે નોકરી પરથી નિવૃત થઈને વતનમાં જવાના હતા ત્યારે તેમણે રાયસાહેબને ખાસ મળવા માટે કામરાન બોલાવ્યા હતા. અને ‘ રાયસાહેબ ’ ના ખીતાબ માટે તેમણે જ હિંદી સર-

કારને ભલામણ કરી હતી. ત્યાર પછી નાદુરસ્ત તબિયતને કારણે તેઓ વિલાયત ગયા અને અત્યારે બર્મિંગહામ ખાતેના બરફના પ્રદેશમાં નિવૃત જીવન ગાળે છે.

કેપ્ટન વિકહામને બે પુત્રો હતા. તેમાંનો એક કામરાનમાં જ ન્યુમોનિયાની બિમારીથી ગુજરી ગયો. એડનથી એરોપ્લેનમાં સરજન ડોકટર આવી પહોંચ્યા હતા; પણ તેઓ આ દર્દીને બચાવી શકયા નહોતા. કુદરત જેને મારવા બેઠી હોય તેને કોણ બચાવી શકે ?

બીજો પુત્ર પીટર ઇંગ્લેન્ડમાં ભણે છે અને ઘણો તેજસ્વી યુવાન છે. તેઓ બધાં જ્યારે કામરાનમાં હતાં ત્યારે રાયસાહેબના કુટુંબ સાથે તેમને ઘરવટ જેવો સંબંધ થઈ ગયો હતો અને અરસ્પરસને ઘેર ઘણી વાર જવા આવવાનું થતું.

રાયસાહેબ પોતાને વતન પોરબંદરમાં આજે વસે છે અને કેપ્ટન વિકહામ તેમના વતન બરમિંગહામના બરફ આચ્છાદિત પ્રદેશમાં આરામ કરે છે. બંને મિત્રોની વચ્ચે હજારો માઈલનું અંતર છે છતાં તેમનો સંબંધ હજુ જેવો ને તેવો કાયમ છે. તેમની વચ્ચે હજુ પત્રવ્યવહાર ચાલુ છે. એક યુરોપિયન અને એક ઇન્ડીયન, એક ગોરા અને બીજા કાળા માનવી વચ્ચેની આ નિસ્વાર્થ મહોબ્બત એકરંગી દિલનો અજોડ પુરાવો આપે છે. આ ભલા અને માયાળુ અંગ્રેજ અમલદારને કામરાનની પ્રજા હજુ આજે પણ યાદ કરે છે.

———•———

# મિત્રમંડળ

[ ૬૨ ]

**દિલના સાફ અને** સ્વભાવના સજ્જન પુરૂષોનું મિત્રમંડળ સામાન્ય રીતે ઘણું મોટું હોય છે. જીભમાં મીઠાશ હોય અને હૈયામાં હેત હોય એવા સેવાભાવી પ્રમાણીક સદ્‌ગૃહસ્થોને તેવાજ સારા મિત્રો મળી રહે છે.

આપણા ચરિત્રનાયક અભેચંદનું મિત્રમંડળ પણ પણ ઘણું બહોળું છે અને દેશ પરદેશમાં પથરાએલું છે. હિંદી મિત્રો ઉપરાંત ખાસ કરીને યુરોપિયન અને આરબ મિત્રોનો ઘણો મોટો સમૂહ તેમણે એકઠો કર્યો છે.

જેમનું અંગ્રેજી જ્ઞાન તદન મામુલી અથવા બીલકુલ નહિ જેવું હોય તેની આસપાસ યુરોપિયન મિત્રોનું એક મોટું ટોળું એકત્ર થાય એ જરા આશ્ચર્ય જેવું નથી? અંગ્રેજી બે ચોપડીઓનો પણ માંડ જેણે અભ્યાસ ના કર્યો હોય તે મોટી મોટી અમલદારી ભોગવતા અંગ્રેજો સાથે મિત્રતા કેળવી શકે તે ખરેખર એક અદ્‌ભુત સિદ્ધિ છે.

એડનમાં પાટી ફેંકી દઈને અભેચંદભાઈએ નાની ઉંમરે શેઠ કાવસજી દિનશાહને ત્યાં કામ શરૂ કર્યું તે વખતે રેજીમેંટો તથા લશ્કરી ખાતાના ઓફીસરોના પરિચયમાં તેમને આવવું પડતું. ત્યાર પછી ફ્રેન્ચ ફર્મ મોં. એ. બીસે ને ત્યાં કામ કર્યું તે દરમિયાન ઘણા યુરોપિયનો સાથે તેમને કામ પડતું અને

તેને લઇને તેમના મનમાં ઘણી હિંમત આવી ગઈ હતી. ગોરા લોકો વિષે જે ભડક હિંદીઓના મનમાં દાખલ થએલી હોય છે તે ભડક ભાગી ગઈ હતી. ગમે તેવા લાટ સાહેબ સાથે વાત કરતાં રાયસાહેબ કદી પણ અચકાતા નહિ. સામાન્ય સોલ્જરોથી માંડીને મોટા મોટા અમલદારો સાથે પરિચયમાં આવવું પડતું; એટલે અંગ્રેજી ભાષા સહેજે આવડી ગઇ હતી. આજે તો રાયસાહેબ એક ગ્રેજ્યુએટને પણ થંભાવી નાંખે તેવું ફાંકડું અંગ્રેજી મૌલિક છટા પૂર્વક બોલી શકે છે. તેમના યુરોપિયન મિત્રો સાથેનો બધો અંગ્રેજી પત્રવ્યવહાર તેઓ પોતે જાતે લખે છે અને તેમના હસ્તાક્ષરવાળા કાગળો તેમના મિત્રો ઘણી સહેલાઇથી વાંચી શકે છે.

સને ૧૯૨૨માં જ્યારે પોતાના ધંધાની બ્રાંચ કામરાન ખાતે ખોલવી હતી ત્યારે એડનના રેસીડેન્ટ લેફ્ટનન્ટ કર્નલ સર બર્નાર્ડ રાયલી K. C. M. G. C. I. R. O. B. E. (ચીફ કમિશ્નર, રેસીડન્ટ તથા કમાન્ડર ઇન ચીફ, એડન) સાહેબને તે બાબતમાં પરવાનગી મેળવવા માટે અરજી કરવાની હતી. આ વખતે જરા પણ ગભરાયા વિના રાયસાહેબ સર રાયલીને મળેલા અને તેમની પહેલીજ મુલાકાતે તેઓ બંને મિત્રો બન્યા હતા.

કામરાનમાં કેપ્ટન વિકહામ તો કુટુંબીજન સમા થઇ પડયા હતા. તેમના સેક્રેટરી મી. લેથબ્રીજ, કેપ્ટન એન. કે. ચોહાણ (કામરાનના ચીફ મેડીકલ ઓફીસર)

એન્જીનીયર મી૦ વિથાલ, કેપ્ટન કિલરોય, કેપ્ટન રોસ મેજેન્ટી વિગેરે લશ્કરી અમલદારો સાથે પણ રાયસાહેબને ઘણો સારો સંબંધ બંધાયો હતો. એન્જીનીયર કેપ્ટન મેલોની, રોયલ એર ફોર્સના મી. બેલી, મી. માર-ટીન, મી. લીમાયે, મી. સી. ડી. પરેરા વિગેરે બીજા ઘણા જાણીતા અમલદારો તેમને ત્યાં આવતા જતા અને પાર્ટીઓ તથા નાચગાનના જલસાઓમાં ભાગ લઇ જતા. આમાંના ઘણા ખરા સાથે નિવૃત્તિના દિવસો દરમિયાન પણ રાયસા-હેબને પત્રોદ્વારા મિત્રતા ચાલુ રહી છે.

અરબીભાષા ઉપર અભેચંદભાઇએ એટલું અદ્ભૂત પ્રભુત્વ મેળવ્યું હતું કે પડદા પાછળથી જો તેઓ અરબી-માં વાત કરતા હોય તો કોઇ આરબ બોલે છે તેવો ખ્યાલ આવે. આને કારણે ઘણા આરબોને પણ અભેચંદભાઇએ પોતાના મિત્રો બનાવ્યા છે. ખાસ કરીને એડનમાં, હોદેદામાં અને કામરાનમાં અભેચંદભાઇના આરબ મિત્રોની સંખ્યા ઘણી મોટી છે. હોદ્દેદા ખાતે મીરઝાં હારાજી, સૈયદ સાદીકી, બા સાલે ઉમર તથા ઉમર મીગજાજી; આ ચાર ધનવાન અને ભારે લાગવગ ધરાવતા આરબો સાથે અભેચંદભાઇને ઘણીજ નિકટની મિત્રતા કેળવાઇ હતી. આ બધા મિત્રો લાલિયા કે તાલિયા મિત્રો નહોતા; પણ વખત આવ્યે માથું આપે એવા હતા. હોદેદા ખાતે જ્યારે અભેચંદભાઇ મહાયુદ્ધના કેદી તરીકે પકડાયા અને મૃત્યુના મુખમાં ચાર વર્ષ તેમણે જીવન–મરણ વચ્ચે

ઝોલાં ખાતાં વિતાવ્યાં ત્યારે આ આરબ મિત્રોની ઓળખાણ અને લાગવગ ઘણું કામ કરી ગઈ હતી.

ઉપરાંત એડન ખાતે તેમના હિંદી મિત્રોનું વર્તુલ તો ઘણું મોટું છે. તેમને જ્યારે રાયસાહેબનો ઇલ્કાબ મળ્યો ત્યારે એકલા એડન ખાતેથી તેમને અભીનંદનના કુલ એંશી જેટલા તાર સંદેશાઓ મળ્યા હતા. તેમાં યુરોપિયનો તથા આરબોને બાદ કરતાં લગભગ પચાસ જેટલા સંદેશાઓ હિંદીઓ તરફના હતા. આમાં પંજાબી, મદ્રાસી અને હિંદુ-સ્તાનીઓનો સમાવેશ પણ, ગુજરાતીઓ ઉપરાંત થઇ જાય છે.

વતનમાં પણ રાયસાહેબનું મિત્રમંડળ ઘણું મોટું છે. તેમાં વકીલો, દાકતરો, મોટા મોટા અમલદારો અને જાહેર સેવકોનો સમાવેશ પણ થાય છે. ઘણા નામાંકિત સાહિત્યકારો રાયસાહેબને આંગણે આવી ગયા છે અને તેમની મિજબાની ઉડાવી ગયા છે. ઘણા કવીઓ ને સંગી-તકારો પણ મિત્રદાવે રાયસાહેબને ત્યાં રહી ગયા છે ને મહેમાનગતી માણી ગયા છે. તેઓ બધા રાયસાહેબનાં છૂટે મોઢે વખાણ કરે છે.

ફ્રેન્ચ ફર્મમાં તેઓ જ્યારે કામ કરતા હતા ત્યારે ફ્રેન્ચ ભાષા શીખવાની પણ તેમણે કોશીષ કરી હતી અને બરાબર બોલતાં તથા કોઈ બોલે તે સમજતાં તેમને આવડી ગયું હતું. એને લઇને કેટલાક ફ્રેન્ચ લોકો સાથે પણ તેમને પરિચય થયો હતો. સ્વભાવના તેઓ ભારે નિખાલસ અને

ગુણગ્રાહક હોઇ તેમણે પોતાને માટે સૌ કોઇના દિલમાં આદરભાવ ઉત્પન્ન કર્યો છે. તેમને ત્યાં ધંધા રોજગારની જે ટપાલ આવે છે, તેને બાદ કરતાં બીજી ટપાલ લગભગ હમેશાં થોકબંધ આવે છે. તેમાં વીસ ટકા જેટલી ટપાલ મિત્રોની હોય છે; જ્યારે એંશી ટકા ટપાલ માગનારાઓની હોય છે. ગજા પ્રમાણે લગભગ બધાને કંઈ ને કંઇ રાયસાહેબ આપી છૂટે છે. તેમની આ પરોપકારવૃત્તિ તેમની આસપાસ મિત્રો અને પ્રસંશકોનું ટોળું વધાર્યે જ જાય છે.

# ગોસેવક

[ ૬૩ ]

**ભગવાન કૃષ્ણના** જીવનમાંથી અને તેમના ઉપદેશમાંથી જેમ ધાર્મિક અમૃત આપણને જડે છે તેમ જીવનની લગભગ સઘળી દિશાઓનું માર્ગદર્શન પણ આપણને મળે છે. તેમણે ઉપદેશેલી 'ગીતા' ને કર્મયોગ શાસ્ત્રના નામથી સંબોધવામાં આવે છે અને તેમાં તેમણે સર્વ પ્રકારનાં કર્મો અને તેની શ્રેણી વિષે ઉપદેશ આપ્યો છે. સાંસારીક બાબતોમાંથી આસક્તિ ઉઠાવી લઇને કર્મયોગી કેવી રીતે બની શકાય એ જેમ તેમણે બતાવ્યું છે તેમ સંસારની સઘળી માનવ–ક્રિયાઓમાંથી પસાર થતાં થતાં કર્મયોગનું પાલન કેવી રીતે થઇ શકે એ પણ તેમણે બતાવ્યું છે. નાણું કેવી રીતે શુભ કાર્યોમાં ખર્ચવું એનો રાહ જેમ શ્રીમદ્ કૃષ્ણચંદ્ર ભગવાને દર્શાવ્યો છે તેમ સામુદાયિક સંપત્તિમાં કેમ વધારો કરવો તે પણ તેમણે જગતને શીખવ્યું છે.

જાણીતી પ્રભાત ફિલ્મ કંપનીએ "ગોપાળ કૃષ્ણ" એ નામનું એક સુંદર બોલપટ ઉતાર્યું છે. તેમાં ગાયોનું પાલન કરનાર તરીકે શ્રી. કૃષ્ણનું એક સુંદર સ્વરૂપ રજુ કરવામાં આવ્યું છે. શ્રી. કૃષ્ણનો ગાયોને ઘેલી કરવાનો ને તેનું રક્ષણ કરવાનો આગ્રહ ખાલી મોહ હતો કે એક પ્રકારનો શોખ હતો એવું નથી. ખેતી માનવ–જીવનનું પોષક અંગ છે અને

ખેતી ગોપુત્ર ઉપર આધાર રાખે છે એ બતાવવા ઉપરાંત ઘી દુધ માટે અને દેશના પશુધન દ્વારા ખેતીધનને સમૃદ્ધ બનાવવા માટે ગાયોની આવશ્યકતા કેટલી અનિવાર્ય છે એનું સચોટ શિક્ષણ શ્રીકૃષ્ણે આપણને આપ્યું છે.

**આની રાયસાહેબના મન ઉપર બચપણથી જ અસર છે. કસાઈખાનામાં કપાતી ગાય હિંદુઓને મન એક ધાર્મિક અત્યાચાર તો છે જ; પણ તેથીયે વધુ દેશની સામુદાયિક સમૃદ્ધિનો નાશ કરનારું એ કામ છે. હિંદુસ્તાનમાં જ્યારથી ગાયોનું માંસ ખાનારા લોકો આવ્યા ત્યારથી દેશની આર્થિક સ્થિતિ ઉત્તરોત્તર બગડતી ચાલી છે. એક રૂપીઆનું પાંચ શેર ઘી મળતું હતું એ જમાનો તો આપણાં વૃદ્ધ વડીલોએ પણ જોયો છે. ઘી દુધની છોળો ઉડતી હતી, આપણે ત્યાં, એ પ્રતાપ હિંદુસ્તાનના ગોધનનો હતો. એની હત્યા થતી ચાલી ત્યારથી ઘી–દુધની છત ઓછી થતી ગઈ છે. ખેતીમાંથી રસકસ ઉડી ગયો છે. એને પરિણામે, પહાડ જેવાં એક વખતનાં હિંદુસ્તાની માનવીનો દુબળાં, પાતળાં ને માયકાંગલાં, સુસ્ત બની ગયાં છે. ભેંશનું દુધ સુસ્ત બનાવનારૂં છે એ વાત અમેરીકનો સારી પેઠે જાણે છે. કેનેડામાં તથા યુનાઇટેડ સ્ટેટસમાં લાખો ગાયોને પાળવામાં તથા ઉછેરવામાં આવે છે. આફ્રિકામાં પણ અંગ્રેજ લોકો ગાયોનું દુધ પીએ છે અને ભેંશોને તે દેશમાં દાખલ થવા દેતા નથી. જે દેશો માંસાહારી છે તે લોકો આજે ગોભક્ત બન્યા છે પણ ગોપાલકૃષ્ણના વારસો આજે ગાયોને સાચવી શકતા નથી!**

રાયસાહેબના દિલમાં આ વાત હાડોહાડ લાગી ગએલી છે. તેમણે સેંકડો ગાયોને કસાઈખાને જતી બચાવી છે. કામરાન ખાતે તેમણે પોતાની એક નાની સરખી પાંજરાપોળ બનાવી હતી અને કસાઇખાને જતી ગાયોને તેઓ છોડાવીને પોતાની પાંજરાપોળમાં લાવીને રાખતા. એવી

ગાયોની સંખ્યા વધી જતી ત્યારે તેઓ કામરાનથી સ્ટીમરમાં ચડાવી ગાયોને એડન ખાતેની મોટી પાંજરાપોળમાં મોકલાવી આપતા. આ પાંજરાપોળને તેમની તરફથી ઘણો સારો ટેકો મળતો.

ગાયોને માટે રાયસાહેબના દિલમાં ભારે ઉકળાટ છે. તેઓ કહે છેઃ—"મુસલમાનો ગાયો કાપવાને પોતાનો ધર્મ માને છે અથવા મનાવે છે તે વાત તેમના ધર્મમાં ખરેખર નથી. આર્થિક દ્રષ્ટિએ ગાયોનું રાષ્ટ્રિય મૂલ્ય એ લોકો સમજતા નથી અથવા સમજવા માગતા નથી. આગુસે ચલી આતી હય એમ તેમણે આ વાતને પકડી રાખી છે. હકીકત એમ છે કે મુસલમાનો પહેલવહેલા હિંદુસ્તાન ઉપર ચડાઇ લઇ આવ્યા ત્યારે તેમને કેટલેક ઠેકાણે એવો અનુભવ થયો કે હિંદુ લોકો ગાયોને બહુ પવિત્ર માને છે. આ હકીકતનો તેમણે લડાઇના મયદાનમાં પોતાની તરફેણમાં લાભ લીધો. પોતાના લશ્કરની આગળ તેમણે ગાયો રાખવા માંડી અને આગળ કૂચ કરવા માંડી. હિંદુ લશ્કર મુંઝાઇને બેસી રહ્યું. મુસલમાનો ઉપર તીર ચલાવતાં ગાયો મરી જાય તો ગૌહત્યાનું પાપ લાગે. અટલે તેમણે પરાજય સ્વીકારી લીધો. અલબત્ત, આ એક નરી બેવકુફાઈ હતી. પણ ત્યારથી મુસલમાનોમાં એક રિવાજ થઇ પડયો કે હિંદુઓને ચીડવવા હોય તો ગાય કાપવી. પછી તો ગાયનું માંસ પણ એ લોકો શા માટે ના ખાય? મૂળ વાત ભૂલાઈ ગઇ કે ગાયોનો ઉપયોગ લડાઇના પ્યાદા તરીકે કરવામાં આવતો હતો. પછી એક

રિવાજ બનાવી મૂકયો. પરિણામે આજે આ દેશની પાયમાલી થઇ છે."

રાયસાહેબની વાત તદ્દન સાચી છે. કેનેડામાં હજારો ગાયોનાં ધણનાં ધણ છે. ત્યાં એટલું બધું દુધ મળે છે કે એને સૂકવીને વૈજ્ઞાનિક પદ્ધતીથી એનો પાવડર બનાવવામાં આવે છે. આખી દુનિયામાં એ પાવડર વેચાય છે. એક વખતના પ્રિન્સ ઓફ વેલ્સ, માજી સમ્રાટ અને અત્યારના ડયૂક ઓફ વિન્ડ-સર મી. એડવર્ડની માલિકીનાં કેનેડામાં સંખ્યાબંધ ગોચરો છે. એક ઠેકાણે તો ત્રીસ હજાર ગાયો તેમની માલીકીની છે. આમ પરદેશી લોકો, માંસાહારી હોવા છતાં ગાયોની કિંમત સમજે છે. પરિણામે એમનો દેશ કેટલો આબાદ છે?

**ગૌરક્ષા માટે રાયસાહેબે ઘણો પ્રચાર કર્યો છે. છાપાંઓમાં લેખો લખ્યા છે ને ઘણું સક્રિય કાર્ય પણ કર્યું છે. તેમના જીવ-નનું એક સ્વપ્ન છે કે ભગવાન! આ ભારતભૂમિને પાછી હતી તેવી, કામધેનુઓ સમી, ગોમાતાઓ વડે ભરપૂર, બનાવી દે. એ સ્વપ્ન ફળશે?**

ના. મહારાણા સાહેબના પ્રમુખપણા હેઠળનો એક માનપત્ર સભારંભ



# પોરબંદર

[ ૬૪ ]

રાયસાહેબ અભેચંદભાઈના આ જીવનચરિત્રમાં તેમના વતન પોરબંદર વિષે કંઈ પણ માહિતિ જો ના હોય તો આ પુસ્તક ખામીવાળું ગણાય. એટલે, પોરબંદર વિષે ટુંકી માહિતિ આપવી આવશ્યક છે.

પોરબંદરનું 'સુદામાપુરી' તરીકેનું પ્રાચીન મહત્વ તો જગ જાહેર છે. હિંદુ ધર્મ પાળનારા હજારો યાત્રાળુઓ પ્રતિસાલ સુદામાપુરીનાં દર્શન કરી પાવન થાય છે.

અરબ્બી સમુદ્રના કિનારે પથરાએલા "પોરબંદર રાજ્યનો વિસ્તાર ૬૪૨ ચોરસ માઈલનો છે. રાજ્યની વસ્તી છેલ્લી વસ્તીગણત્રી મુજબ ૧૦૧,૮૮૧ માણસોની છે. કાઠિયાવાડની સુપ્રસિદ્ધ નદીઓ ભાદર, સોરટી, વરતુ, મીણુસર અને ઓઝત પોરબંદર રાજ્યની હદમાંથી પસાર થાય છે. કપાસ, અનાજ અને મીઠું એ રાજ્યની મુખ્ય પેદાશ છેઃ બરડાના ડુંગરોમાંથી નીકળતો પત્થર પોરબંદર રાજયની કીર્તિને દૂર દૂર આફ્રિકા અને બર્મા સુધી લઇ જાય છે. પોરબંદર, નવીબંદર, માધવપુર અને મીયાણી રાજયનાં મુખ્ય બંદરો છે. રાજયનાં હવા પાણી ખૂબ તંદુરસ્ત છે. રાજ્યને પોતાની રેલ્વે છે.

પોરબંદરના રાજવી નેક નામદાર મહારાજા મહારાણા શ્રી. સર નટવરસિંહજી બહાદુર (કે. સી. એસ. આઈ;) યશસ્વી જેઠવા કુળના વંશજ છે.

પોરબંદરના હાલના રાજવી જેઠવાકુળની ગાદી ઉપર ૧૮૦ મા છે. એટલી આ ગાદી પ્રાચીન છે.

રાણા સાહેબે રાજકોટની રાજકુમાર કોલેજમાં કેળવણી લીધી છે. વિદ્યાર્થી તરીકેની તેમની કારકીર્દિ ઉજ્જળ છે. ખેલાડો તરીકે તેમણે અપૂર્વ માન મેળવ્યું છે. ઈ. સ. ૧૯૧૮ માં હિંદની તમામ નરેંદ્ર–શાળાઓ (Chiefs' Colleges) ની ડીપ્લોમા–એકઝામીનેશન લેવામાં આવી ત્યારે તેઓ નામદારે પ્રથમ નંબરે ઉત્તિર્ણ થવાનું માન મેળવ્યું હતું.

રાણાસાહેબ ઇ. સ. ૧૯૨૦ માં ગાદીનશીન થયા. તેજ વર્ષમાં લીમડીના મહારાણા સાહેબનાં સુશિક્ષિત અને સંસ્કારી કુંવરી પ્રીન્સેસ રૂપાળીબા સાહેબ ( એમ. બી. ઇ ) સાથે તેઓ લગ્નગ્રંથીથી જોડાયા હતા. ઇ. સ. ૧૯૨૧–૨૨ માં રાણાસાહેબ યુરોપ અમેરિકાના પ્રવાસે ગયા હતા. ત્યાર પછી ઘણીવાર તેઓ જઈ આવ્યા છે. એક ક્રીકેટ–ખેલાડી તરીકે તેઓ સાહેબની કીર્તિ દુનિયાભરમાં ફેલાએલી છે. ઈ. સ. ૧૯૩૨ માં અખિલ હિંદ ક્રીકેટ ટીમના કેપ્ટન બનીને તેઓ ઇંગ્લેન્ડ ગયા હતા અને ત્યાં પોતાની રમતથી સૌને તેમણે મુગ્ધ કર્યાં હતા.

પોતાના રાજ્યમાં તેઓ નામદાર અત્યંત પ્રજાપ્રિય છે. ગ્રામ્ય પ્રજાનાં દુઃખદર્દોના નિવારણ પાછળ ધ્યાન આપવાની પહેલ, કદાચ હિંદભરમાં, તેઓ નામદારે કરી છે. ખેડુતો અને વ્યાપારીઓને તેઓ પોતાની ડાબી–જમણી ભુજા સમજે છે અને તેમના ઉત્કર્ષ માટે તેઓશ્રીએ બનતું બધું જ કર્યું છે.

પોરબંદર અતિ પ્રાચીન જમાનાથી મુલ્ક મશહુર બંદરી રાજ્ય છે. પોરબંદરના જહાજો બાંધનારાઓ સુવિખ્યાત છે. પોરબંદરના વ્યાપારીઓની માલીકીનાં વહાણો જગતભરની પ્રદક્ષિણા કરી આવ્યાં છે.

બંદર તરીકેની પ્રાચીન ખ્યાતિને પુનર્જીવીત બનાવવા માટે નેક નામદાર મહારાણાશ્રીએ કરેલા પ્રયાસોને પરિણામે ઇ. સ. ૧૯૩૦થી 'બ્રિટિશ ઇન્ડીયા, કલાન, એંકર, રૂઝવેલ્ટ, હુંસા, એલરમેન બકનેલ અને સીટી લાઇન્સ' જેવી પ્રખ્યાત પરદેશી કંપનીઓની સ્ટીમરો પોરબંદરના બારામાં આવતી જતી થઈ છે. રાજ્ય તરફથી મળતી વ્યાપારી સગવડતાઓને કારણે રાલી બ્રધર્સ અને લુઇસ ડ્રેયફ્સ જેવી જંગી કંપનીઓએ પોરબંદરમાં પોતાની ઓફીસો ઉઘાડી છે.

શિક્ષણના મથક તરીકે માત્ર કાઠિયાવાડમાં જ નહિ બલ્કે હિંદભરમાં પોરબંદર જાણીતું છે. બનારસની સંસ્કૃત કોલેજની પરીક્ષાઓ માટેનાં મથકોમાં પોરબંદર પણ છે. પ્રજાના સાંસ્કૃતિક

અને શિક્ષણવિષયક વિકાસ માટે રાજ્ય તરફથી બનતું બધું કરવામાં આવે છે.

મહારાણી શ્રી. બાલુબા બાળમંદિર, મહારાણી શ્રી. બાલુબા કન્યાવિદ્યાલય અને રાજરત્ન શેઠ નાનજી કાળીદાસ આર્ય કન્યા મહાવિદ્યાલય વિગેરે સંસ્થાઓ પશ્ચિમ હિંદમાંની ગણી ગાંઠી શિક્ષણ–સંસ્થાઓમાં સ્થાન પામી છે.

મોટાં ઓપરેશનો માટે વિજળીક–છૂરીનો ઉપયોગ કરનારી પોરબંદરની ભાવસિંહજી હોસ્પીટલ હિંદભરમાં પ્રથમ સ્થાન ધરાવે છે. સ્રીઓ માટેની મહારાણી શ્રી. રૂપાળીબા હોસ્પીટલ સૌરાષ્ટ્રભરમાં અજોડ મનાય છે.

ઔદ્યોગિક ક્ષેત્રમાં પણ પોરબંદર હવે સારી પ્રગતિ કરી રહ્યું છે. સીમેન્ટનું એક કારખાનું, કાપડની એક મિલ અને દિવાસળી બનાવવાનું કારખાનું રાજ્યની શોભા વધારી રહ્યાં છે. નેક નામદાર મહારાણા સાહેબના ઉત્તેજનથી હજુ બીજા ઘણા ઉદ્યોગો ખીલવા વિષે શંકા નથી.

પોરબંદરની પ્રજા અતિ સાહસિક મનાય છે. દુનિયાના સઘળા ભાગો સાથે વ્યાપારી સંબંધ પ્રાચીન સમયથી પોરબંદરી સોદાગરોએ જાળવી રાખ્યો છે. પોરબંદરનાં પ્રજાજનો આજે પણ, દક્ષિણ તથા પૂર્વ આફ્રિકામાં, ઇજીપ્તમાં, એબિસિનિયામાં, ફ્રાન્સ તથા ઈંગ્લેન્ડમાં, પરશિયન ગલ્ફ, સિલોન, જાવા, ચીન, જાપાન, ફીજી અને કોસ્ટા રીકા જેવા દૂરદૂરના

મુલકોમાં પણ વ્યાપારાર્થે વસેલાં છે. ઇ. સ. ૧૯૩૬ માં હિંદના ભૂતપૂર્વ વાઇસરોય લોર્ડ વિલિંગ્ડને જ્યારે પોરબંદરની મુલાકાત લીધી હતી ત્યારે પોરબંદરના ના૦ મહારાણા સાહેબે રાજ્યકર્તા તરીકે મેળવેલી અનુપમ સિદ્ધિઓ માટે તેઓ નામદારને તેમણે ભારે પ્રસંશાપૂર્ણ અંજલી સમર્પી હતી.

પોરબંદર શહેરની રોનક પણ આજકાલ તો ફેરવાઈ ગઇ છે. ના૦ મહારાણા સાહેબે નવીન બાંધકામો અને જાહેર સ્થળો બંધાવીને પોરબંદરને ભવ્ય અને રોનકદાર નગર બનાવ્યું છે અને એ દિશામાં હજુ કાર્યક્રમ ચાલુજ છે. પોરબંદરના કેટલાંક દ્રશ્યો આ પુસ્તકમાં પ્રગટ થયાં છે તે ઉપરથી એનો ખ્યાલ વાંચકોને આવી શકશે.

# વાળવડાં

[ ૬૫ ]

**હિંદુ સમાજમાં** નાના બાળકોના જન્મ સમયના વાળનું અમુક વયે ધાર્મિક ક્રિયા વડે મુંડન કરાવવાની એક રૂઢિ છે. સુધારાનો પવન જ્યારે દાખલ થયો ત્યારે કેટલાકો આ રૂઢિને અર્થ વિનાની કહેતા પણ હવે તો પશ્ચિમના વૈજ્ઞાનિકો પણ કહે છે કે નાના બાળકના જન્મસમયના વાળ અમુક ચોક્કસ ઉમ્મરે તદ્દન કઢાવી નાંખવાથી બાળકોની તંદુરસ્તીને ઘણો લાભ થાય છે.

રાયસાહેબના એકના એક લાડીલા પુત્ર ચિ. બાબુના જન્મ સમયના વાળ સંવત ૧૯૯૫ ના માગશર માસમાં કઢાવી નાંખ્યા ત્યારે તેને અંગે મથુરા જવાનું થયું હતું. તીર્થસ્થળ મથુરામાં ધાર્મિક ક્રિયાઓપૂર્વક ચિ. બાબુના વાળ કઢાવી નાંખવામાં આવ્યા. આ ક્રિયાને 'વાળવડાં' કહે છે. આ પ્રસંગે જ્યારે મથુરા જવાનું હતું ત્યારે રાયસાહેબે વિચાર કર્યો કે સાથે સાથે ઉત્તર હિંદનાં ને ગુજરાતનાં તીર્થધામોની યાત્રા પણ કરવી.

"કેમ, બાબુનાં વાળવડાં કરાવવા આપણે મથુરા જઇએ ત્યારે મથુરાની જાત્રા કરીને પાછા આવવું છે કે બીજી યાત્રા પણ કરવી છે?" રાયસાહેબે તેમનાં ધર્મપત્નિને પૂછયું.

"હું તો તમને ઘણીયે વાર કહું છું કે મરવા ટાણે કશું જોડે આવવાનું નથી. થાય તેટલું કરી લ્યો ને બંધાય તેટલું ભાતું બાંધી લ્યો." સૌ. સંતોકબાઈએ જવાબ આપ્યો.

સૌ૦ સંતોકબાઈના જવાબમાં તેમના દિલનું પ્રતિબિંબ પડે છે. ખૂબ વાપરનારા પતિને પત્નિ રોકે છે; 'બધું ઉડાવી દેશો ને મારાં બાળકો ભૂખે મરશે' એવું કહી કંકાસ કરે છે. એને બદલે આ પત્નિ પોતાના પતિને કહે છે કે વપરાય એટલું વાપરી લ્યો !" હિંદુ પત્નિઓ માટે, ખરેખર, સૌ૦ સંતોકબાઈનું માનસ અને વર્તન અનુકરણીય છે.

પછી તો રાયસાહેબ પોતાના કુટુંબ સાથે ઉપડયા. કામ તો મથુરાનું જ હતું. પણ કાશી, વૃંદાવન ને ઉત્તર હિંદનાં બધાં તીર્થો ફરી આવ્યા. ગુજરાતનાં ડાકોર વિગેરે તીર્થોની યાત્રા પણ કરી. સઘળે સ્થળે તેમણે છૂટા હાથે દાન કર્યું. દેખાવ પરથી સાદા અને સાધારણ સ્થિતિના લાગતા આ સજ્જનને છૂટા હાથે દ્રવ્ય વાપરતા જોઇને તીર્થસ્થળોના પંડિતો ને બ્રાહ્મણો પણ છક થઇ જાય તો તેમાં શું નવાઇ ?

કલકત્તાની તેમની જ્ઞાતિમાંથી સ્નેહીઓએ આ અવસરે રાયસાહેબને લખ્યું. :—"જયારે નીકળવાના છો ત્યારે કલકત્તા જરૂર આવી જજો."

પંચનું આમંત્રણ કેમ પાછું ઠેલાય! રાયસાહેબ કલક-તા પણ યાત્રાના પ્રવાસ દરમિયાન જઈ આવ્યા. તેમનાં

જ્ઞાતિજનોએ તેમને મેળાવડાઓ અને માનપત્રો વડે ત્યાં પણ સન્માન્યા.

"પણ શા સારૂં આ બધું?" રાયસાહેબે અકળાઈને પુછ્યું.

"અમે જાણીએ છીએ કે તમને તો આવાં માનપાન પસંદ નથી. પણ અમારી જ્ઞાતિના ઉદ્ધારક અમારે આંગણે આવે ત્યારે તેમને અમે જો સન્માન ના આપીએ તો અમારી ફરજમાંથી અમે ચૂકયા ગણાઇએ." એક જ્ઞાતિબંધુએ કહ્યું. રાયસાહેબ કલકત્તાથી અનેક સ્નેહ સંભારણાં હૃદયમાં સંઘરતા આવ્યા છે.

આમ, ચિ. બાબુનાં વાળવડાં કરાવવાના પ્રસંગને પણ રાય સાહેબે દાનધર્મનોજ એક મહદ્‌ અવસર બનાવી લીધો અને વાજતે ગાજતે એ કામ પતાવ્યું.

શ્રી. અમેચંદભાઈની ઈચ્છા તો હતી, આ પ્રસંગે, સમગ્ર હિંદુસ્તાનનાં તમામ તીર્થોમાં ફરવાની. પણ તે પછી તુરતજ એટલે મહા મહિનામાં તેમને ત્યાં લગ્ન પ્રસંગો આવનાર હોવાથી તેને લગતી આલિશાન તૈયારીઓ પણ કરવાની હતી. તેમની મોટી દિકરી ચિ. ધનકુંવરનું લગ્ન સંવત ૧૯૯૫ના મહા મહિનામાં લેવાનું નકકી કર્યું હતું. તેમના મોટાભાઈના પુત્રનું લગ્ન પણ એ જ અરસામાં આવતું હતું ને તેમનાં ધર્મપત્નિના ભાઈનું લગ્ન પતાવવાનું પણ તેમણે માથે લીધું હતું. તેને લગતી તૈયારીઓ પાછળ સમય આપવો પડે તેમ હોવાથી યાત્રાનું તથા ચિ. બાબુના વાળવડાં કરાવવાનું કાર્ય જલ્દીથી આટોપીને તેઓ પાછા પોરબંદર આવ્યા.

—— • ——

જેના બાલવાળ કઢાવવા માટે મથુરાની યાત્રા થઇ
તે રાયસાહેબનો એકનો એક પુત્ર ચિ૦ બાબુ



# પ્રકીર્ણ

............

[ ૬૬ ]

કેપ્ટન વિકહામે પોતાના નિવૃત્ત જીવન દરમિયાન બરમીંગહામ ખાતેથી એક પત્ર રાયસાહેબને લખ્યો હતો. તેમાં તેમણે લખ્યું હતું:—

My dear Abheychand,

More I think about you and about your overwhelming success, more, and still more, my mind respects you. you are a conglomeration of various valuable human merits, different capacities and deligent efficiencies.

એ ભલા અંગ્રેજ ગૃહસ્થે રાયસાહેબની જીંદગીનું એક સુંદર અને સચોટ રેખાચિત્ર આ ચંદ લીટીઓમાં દોર્યું છે. તેઓ કહે છે:—

"મારા વ્હાલા અભેચંદ,

તમારે વિષે અને તમારી અદભુત સિદ્ધિઓ વિષે જેમ જેમ વધારે વિચાર હું કરતો જાઉં છું તેમ તેમ મારૂં મન તમારૂં વધારે, ને તેથી પણ વધારે, આદર કરે છે. ભિન્ન ભિન્ન માનુષી અમુલ્ય સદગુણોના, જુદી જુદી કામગીરીના અને દક્ષ કાર્યશકિતઓના તમે એક સમૂહ સમા છો—તમારામાં એ બધાનું કેંદ્રિકરણ થએલું છે."

રાયસાહેબની આ જીવનકથા વાંચનારને સમજાઇ જશે કે કેપ્ટન વિકહામે રાયસાહેબના સદ્‌ગુણોનું સુંદર પૃથક્કરણ કર્યું છે.

## પુરૂષાર્થી

સૌથી પ્રથમ તો તેમનામાં રહેલું પ્રબળ પુરૂષાર્થીપણું તેમના જીવનના રોમ રોમમાં તરવરતું દેખાય છે. નાની મોટી કોઇપણ બાબતમાં એકસરખા ઉત્સાહથી તેમણે જીવનભર કાર્ય કર્યું છે. મહેનત કરવામાં તેમણે પાછું વાળીને જોયું નથી. કામગરાપણું તો એટલી હદ સુધી ખીલેલું છે કે અઢાર અઢાર કલાક ને વીસ વીસ કલાક ચુંકારાનો કે અસંતોષનો એક હરફ ઉચ્ચાર્યા વિના તેમણે કામ કર્યું છે. ' મનુષ્ય યત્ન, ઇશ્વરકૃપા ' એ એક સિદ્ધાંતને લક્ષ્યમાં રાખીને તેમણે મહેનતના બદલાની કોઇ પણ જાતની આંધળી ગણત્રી કર્યા વિના શ્રમ કર્યે રાખ્યો છે. એનો બદલો પરમકૃપાળુ પરમાત્મા કેમ ના આપે ?

## સાહિત્ય-શોખ

જીવનમાં સાહિત્યનો ઉન્નત રસ તેમણે કેળવ્યો છે. જગતમાં જ્યાંથી સારૂં મળે ત્યાંથી મેળવવા માટે તેમણે એક પ્રકારનો પ્રયત્ન કર્યો છે એમ કહી શકાય. તેમની લાયબ્રેરીમાં

અનેક પ્રખર સાહિત્યકારોની કૃતિઓ તેમણે વસાવી છે. અનેક સાહિત્યકારોને તેમણે એક યા બીજા સ્વરૂપે ઉત્તેજન આપ્યાં છે. કોઈ સારા લેખકની સારી બોધદાયક વાર્તા તેમના વાંચવામાં આવી કે તુરતજ, તદ્દન અજાણ્યા હોવા છતાં એ લેખકને યોગ્ય લાગે તે પુરસ્કાર મોકલી આપવાના દાખલા તો ઘણા નોંધાયા છે. જાણીતા સાહિત્યકારોને ઉત્તેજનાર્થે તેમણે સીધી અને આડકતરી ઘણી મદદ કરી છે. આ બધાની પાછળ સુરૂચીભર્યાં સાહિત્ય માટેની તેમની રૂચી તરવરી રહે છે. તેઓ માને છે કે પ્રજાને ઘડવામાં સાહિત્ય ઘણો મહત્વનો ભાગ ભજવે છે. અને એ માન્યતાના અનુસંધાનમાં સાહિત્યની કોઈ પણ શુભ પ્રવૃત્તિમાં તેમનો હંમેશાં સાથ તથા સહકાર હોય છે જ.

દૈનિક વર્તમાનપત્રો, સાપ્તાહિક સામયિકો અને સારાં માસિકોનો થોકડો તેમને ત્યાં આવે છે ને પોતે એ વાંચવાનું ચૂકતા નથી. તેમના ઘરમાં પણ બધાંને તેમણે સાહિત્યમાં રસ લેતાં કર્યાં છે. કોઈ પણ સારા લેખકની કોઇ કૃતિ પ્રસિદ્ધ થયાના ખબર મળે કે એની એક નકલનો ઓર્ડર અપાઈ જ ગયો હોય.

સાહિત્ય પ્રત્યેના આ શોખને કારણે રાયસાહેબ પોતાની આસપાસ સુસંસ્કૃત વાતાવરણ જાળવી રાખવામાં અને સુંદર સંયોગોનું ઘડતર કરવામાં સફળ નિવડયા છે. એ ખાસ નોંધવા જેવી વાત છે.

## સંગીત અને કળા

સંગીત અને કળાનો રાયસાહેબને ખાસ શોખ નથી; પણ સંગીતમાં તથા કળામાં તેમને ભારે શ્રધ્ધા છે. જીવનનું ઘડતર કરવામાં આ નાજુક બાબતો ભારે મહત્વનો ભાગ ભજવે છે, એ વાત તેઓ સારી પેઠે જાણે છે. કુળામય કારી-ગીરીનો તેમને ભારે શોખ છે. એવી અનેક ચીજો એમણે પોતાને ત્યાં સંઘરી રાખી છે. કોઇ સુંદર કારીગીરીવાળી ચીજ તેમને પસંદ પડે તો ભારે મૂલ્ય આપીને પણ પોતાનાં સંગ્રહાલયમાં તેનો તેઓ ઉમેરો કરે છે. સંગીતમાં પોતાને ખાસ રસ નહિ હોવા છતાં બીજાંઓ જો તેથી આનંદિત બનતાં હોય તો તેઓ એમાં જરૂર રસ લે. ઉપરાંત પોતાનાં બાળકો આ લલીતકળાના સંપર્કમાં આવે એને લગતો સઘળો પ્રબંધ તેમણે કર્યો છે.

## આદર્શ નાગરિક

રાયસાહેબ એક આદર્શ નાગરિક છે એ તો હવે પ્રમાણ-ભૂત વાત બની ગઇ છે. "He is a certified ideal citizen." એવા શબ્દો માંગરોળના દિવાન સાહેબે એક વાર ઉચ્ચારેલા. અને, જેમને બ્રિટિશ સરકાર રાયસાહેબનો ખીતાબ આપે, તથા પોરબંદર રાજ્ય "રાજમંત્રી"ના બિરૂદથી નવાજે તેમને Certified ideal citizen (પ્રમાણભૂત આદર્શ નાગરિક) કહેવામાં જરાયે અતિશયોકિત નથી. એક આદર્શ નાગ-

રિકની પોતાના પાડોશીઓ પરત્વેની, સમાજ પરત્વેની અને દેશ પરત્વેની જેટલી ફરજો છે તે બધી ફરજોનું ઉમદા પાલન રાયસાહેબે પોતાના જીવનમાં કર્યું છે; અને એ સૌ કોઈએ ધડો લેવા જેવી વાત છે.

## ધર્મસંસ્કારિતા

જીવનની પ્રત્યેક હિલચાલમાં બચપણથી જો કોઈ બાબતનું એકધારું દર્શન થતું હોય તો તે રાયસાહેબની ધર્મસંસ્કારિતા છે. બચપણમાં માતાપિતાએ જે શુભ સંસ્કારોનું સીંચન તેમનામાં કર્યું હતું તેનો ઉત્તરોત્તર વિકાસ રાયસાહેબે જીવનમાં સાધ્યો છે. તેમની કાચ જેવી નિર્મળતા અને દાનવીરતા ધર્મના સંસ્કારોમાંથી ફલિત થએલાં છે. જીવનમાં ધન કમાવાને તેમણે એટલું મહત્વ નથી આપ્યું જેટલું પરલોકનું ભાથું બાંધવાને આપ્યું છે. પોતાના જીવનમાં ભૌતિક મોજશોખો માણવા તરફ તેમણે મુદ્દલ ધ્યાન આપ્યું નથી. સઘળા મોજશોખોને તિલાંજલી આપીને તદ્દન સાદું, આડંબર રહિત અને સભ્ય જીવન તેઓ જીવ્યા છે ને જીવશે. એ પણ તેમની અનુપમ ધર્મસંસ્કારિતાનું ફળ છે. પરદેશમાં વસીને ખાનપાનની, આચાર વિચારની અને વ્યવહાર વાણિજ્યની જે દિલ–શુદ્ધિ તેમણે જાળવી છે તે પણ તેમના હૃદયમાં ઘણા ઉંડાણમાં રોપાએલાં ધર્મ–સંસ્કારિતાનાં બીજને આભારી છે. તેમના જીવનની સફળતાની આ એક ચાવી છે. તેઓ કહે છે "માણસ ધર્મ, સંસ્કાર અને જાતિ એ ત્રણ વસ્તુઓને જો સાચવી રાખે તો આ દુનિયામાં જન્મ લેવાનો

તેનો ફેરો સાર્થક થાય છે." તેમના હૈયામાં વહેતી અનેક ઉર્મિ–ગંગાઓનું આ વાક્ય એક મધુરૂં ઝરણું શું નથી ?

## પરમ વિશ્વાસુ

અગાઉ જણાવાઈ ગયું છે કે રાયસાહેબ એક અતિ વિશ્વાસુ સર્જન છે. તેમની લાખોની મિલ્કત અને લાખોનો વ્યાપાર ભાગીદારોને ભરોસે છોડીને જે વ્યક્તિ ધંધામાંથી ફકીરી લે તેનાથી વધારે વિશ્વાસુપણું બીજું શું હોઈ શકે ?

પણ તેમના આ વિશ્વાસુપણાનું પૃથક્કરણ કરીએ તો જણાશે કે પારકાંઓના ઉપર અતિ વિશ્વાસ મૂકવાની વૃત્તિ પોતાના દિલની પારદર્શક સચ્ચાઇનો પ્રત્યાઘાત છે. કહેવત છે કે જેની આંખમાં કમળો હોય છે તે હમેશાં બધું પીળું દેખે છે; એજ મુજબ જે માણસ પોતે સાફ અંતઃકરણનો હોય છે તેને દુનિયા આખી અરીસા સમી જણાય છે, અને જ્યાં સુધી કોઇ માણસ કાળો પુરવાર થાય નહિ ત્યાં સુધી તે તેને તથા આખા જગતને સારાંજ માની લે છે. એથી ઉલટું એક ચોર માણસ કોઇનો ભરોસો કરતો નથી. કેમકે એને પોતાની જાતનો વિશ્વાસ હોતો નથી; એટલે એ કોઇનો વિશ્વાસ કરી શકતો નથી. રાયસાહેબનું દિલ સ્ફટિકના કાચ સમું નિર્મળ છે. એટલે તેઓ બીજાઓ ઉપર વિશ્વાસ મૂકવામાં જરાપણ અચકાતા નથી. અને જેના દિલમાં બીજાનું અહિત કરવાની ઇચ્છા સ્વપ્નમાંયે આવતી નથી તેનું અહિત બનતાં સુધી તો થવાનું નથી.

પછી જેવી હરીઇચ્છા. રાયસાહેબે તો પોતાના જીવનમાં એ સત્ય અનુભવ્યું છે.

## નિઃસ્વાર્થી : અકિંચન

જો રાયસાહેબ અકિંચન ના હોત અને સ્વાર્થ અથવા કીર્તિની અપેક્ષા તેમને હોત તો આ કથામાંનું "દાનવીરતા" પ્રકરણ અનેક વીગતો અને આંકડાઓથી ભરપૂર બન્યું હોત. પણ તેમણે દાન મોટે ભાગે ગુપ્ત રીતે આપેલું હોઇ પોતે તદ્દન નિઃસ્વાર્થ-વૃત્તિના અને નિર્લેપ ભાવધારી હોવાથી કોઇની આગળ ભૂલમાં યે પોતાના ગુપ્તદાનની ચોકકસ વિગતો તેમણે રજુ કરી નથી. પરિણામે તેમની દાનવીરતાની સચોટ સાબિતિઓ રૂપી આંકડાઓ રજુ કરી શકાયા નથી. પણ એથી તો આપણા ચરિત્રનાયકની જીવન-મહત્તામાં ઓર વધારો થાય છે. સામાન્ય રીતે દાન કરનાર વ્યકિત નિઃસ્વાર્થી તો હોય છે; પણ એવી બધી વ્યકિતઓ નિર્લેપ નથી હોતી. કોઇને કીર્તિનો લોભ હોય છે તો કોઇને કંઇ ને કંઈ સ્વાર્થ યા મતલબ સાધવાનાં હોય છે. જ્યારે આપણા ચરિત્રનાયકના સંબંધમાં ગૌરવપૂર્વક નોંધવા જેવી વાત છે કે ગીતાજીમાં શ્રી. કૃષ્ણ પરમાત્માએ ઉપદેશેલા અનાસકિત યોગનું તેઓ યથાશકિત પાલન કરે છે અને તદ્દન નિર્લેપ ભાવે પોતાની પરમ ફરજ સમજીને સત્કાર્યો કર્યે જાય છે.

## નિર્મળ ચારિત્ર્ય

જીંદગીની સફળતા પાછળ ચારિત્ર્યનું તપ જોઇએ છે. ઘણા હોંશીયાર માણસોનું ચારિત્ર્ય ઘણું શિથીલ હોય છે અને એનો પ્રત્યાઘાત તેમની પ્રત્યેક પ્રવૃત્તિઓમાં પડે છે. આપણા ચરિત્ર્યનાયકને તેમની પ્રત્યેક પ્રવૃત્તિઓમાં શુદ્ધ અને નિર્મળ ચારિત્ર્યનું પુનિત પીઠબળ હતું એ વાત જો અહિં કહેવામાં ના આવે તો એક મહત્વની બાબત રહી ગઈ ગણાય. આ એવો નાજુક પ્રશ્ન છે કે વધારે પડતી પ્રશસ્તી કદાચ વિપરિત મનાઇ જાય, એટલે ટૂંકમાં એટલુંજ જણાવાય કેઃ—

**"તેઓ તવારિખમાં એક વિશુધ્ધ અને નિષ્કલંક ચારિત્ર્યવાન મહાનુભાવ તરીકે નોંધાશે. એમની સામે આ બાબતમાં માથું ઉંચકીને આંગળી ચીંધી શકે એવો એક પણ કાળા માથાનો માનવી ધરતિના પટ ઉપર શોધ્યો નહિ જડે.**

## હાલ સંતાન

સંતાનમાં હાલ તેમને ચાર દીકરીઓ અને એક દીકરો છે. બે દીકરા તથા એક દીકરી ગુજરી ગયાં. હયાત છે તેમનાં નામો અનુક્રમે (૧) બ્હેન ધનકુંવર (૨) બ્હેન તારામતી (૩) બ્હેન હીરાવતી (૪) ભાઇ બાબુ ઉર્ફે શાંતિલાલ (૫) બ્હેન ભાનુમતી.

દીકરીઓનું લાલન પાલન રાયસાહેબે દીકરીઓ સમજીને નહિ પણ દીકરાઓ સમજીને કર્યું છે. હિંદુ

જેનો લગ્નોત્સવ જ્ઞાતિની તવારીખમાં
યાવચ્ચંદ્રદિવાકરૌ અમર રહેશે



રાયસાહેબની સુશીલ પુત્રી કુ૦ ધનકુંવર

સંસારમાં દિકરીનું જે અધુરૂં સ્થાન છે એમાં રાયસાહેબ ક્રાન્તિ લાવવા માગે છે. પોતાની મિલ્કત ઉપર દિકરીઓનો કાયદેસર કોઇ હક નથી એ રાયસાહેબ સારી પેઠે જાણે છે; એટલે પોતાની દિકરીઓને પોતાના વીલમાં તેઓ ખાસ સ્થાન આપવા માગે છે. તેઓ એમ માને છે કે વારસા હકમાં પુત્ર તથા પુત્રીને સરખો હિસ્સો મળવો જોઈએ. તેમની આ સુવર્ણ માન્યતાને હિંદુ સમાજ વ્યવહારમાં કયારે મૂકશે ?

# પ્રત્યક્ષ ખાનદાની

..............................

[ ૬૭ ]

(**જયભારત** સાપ્તાહિકના તારીખ ૧૭મી જુલાઈ ૧૯૩૮ ના અંકમાં ઉપરના મથાળા હેઠળ એક લેખ પ્રગટ થયો હતો. મુંબઈના એક સુપ્રસિદ્ધ પત્રકારે મજકુર લેખમાં રાયસાહેબ અમેચંદભાઈનું સુંદર શબ્દચિત્ર દોર્યું છે. એ લેખ આખોયે અહિં રજુ કર્યો છે.)

**મેં તો ધાર્યું** હતું કે માથે મજાની પાઘડી એમણે પહેરેલી હશે. નાક ઉપર ચશ્મા ચડાવ્યાં હશે. હાથમાં હાથીદાંતના હાથાવાળી લાકડી રહી ગઇ હશે અને ધીમાં ડગ ભરતા ચોમેર સત્તા અને પ્રતાપનો રૂવાબ વેરતા તેઓ સામા આવીને પ્રથમ સલામ ઝીલશે અને પછી હસ્તધૂનન કરશે.

પુરૂષાર્થે એ ગૃહસ્થને અખૂટ સમૃદ્ધિના સ્વામી બનાવ્યા છે. ઇશ્વરકૃપાએ સભર કુટુંબના મોવડી બનાવ્યા છે. બ્રિટિશ સરકારે એમની દાનવીરતાની કદર કરતો રાયસાહેબનો ઇલ્કાબ આપી તેમને નવાજ્યા છે; અને સોનામાં સુગંધ ભળે તેમ પોરબંદરના ના૦ મહારાણાશ્રીએ એમને રાજ્યમંત્રીની માનનીય પદવીથી વિભૂષિત કર્યા છે.

એવા સમૃદ્ધિવાન, ઐશ્વર્યવાન અને વૈભવશાળી ગૃહસ્થ વિષે હું ઉપર લખ્યા મુજબની કલ્પના કરૂં તો તેમાં કંઇ

અતિશયોક્તિ ખરી? મારી તેમાં કંઈ ભૂલ ખરી? જગતનાં અનેક સંપત્તિવાન માનવીઓના ઘમંડને ગાજતો જોયા પછી એક રાજ્યમંત્રી અને રાયસાહેબ વિષે હું આવી કલ્પના કરૂં તો મારા માટે તે તદ્દન સ્વાભાવિક હતું.

પણ મારે મારો કાન પકડવો પડયો. મારી આંખોને મારે ચોળવી પડી અને સાચેસાચ હું છક થઈ ગયો; આભો બની ગયો. પોરબંદર સ્ટેશને સામા લેવા આવેલા રાયસાહેબને દૂરથી ભાઈ જેઠાલાલે ઓળખાવ્યા ત્યારે હું દિગ્મૂઢ બની ગયો; આશ્ચર્યથી ચકિત બની ગયો. ઘડીભર મને થયું કે જેઠાલાલ મશ્કરી કરે છે. આ ગૃહસ્થ રાયસાહેબ પોતે હોઈ શકે નહિ. એમના કોઈ વાણોતર હશે.

પણ મારી ભ્રમણા તુરતજ ભાંગી પડી. આવનાર ગૃહસ્થ પોતેજ રાજ્યમંત્રી રાયસાહેબ શેઠ અમેચંદ ગીરધરભાઈ હતા. એ મેં તેમના ચહેરા પરથી જોઈ લીધું. અગાઉ જોએલી એમની તસ્વીરમાંના ચહેરા સાથે ચહેરો સરખાવી જોયો. હું રાયસાહેબની પોતાની સામે ઉભો હતો એનું મને ભાન થયું.

પછી મારા મનની શું સ્થિતિ થઈ?

છત્રીસ કલાકની ટ્રેઈનની અવિરત મુસાફરીનો મારો થાક હું વીસરી ગયો. વરસને ચોપડે વર્ષા ઋતુ નોંધાઈ ગઈ હોવા છતાં પાણીનું ટીપુંયે આસમાનથી અળગું નહોતું પડયું અને તાપ કંટાળો આપી રહ્યો હતો. એ કંટાળાને પણ

હું ભૂલી ગયો. પાઘડીને સ્થાને મેં રાયસાહેબને માથે ટોપી જોઇ. લાંબા ડગલાને બદલે સાદા હાફકોટમાં સજ્જ થએલા મેં તેમને જોયા. ચહેરા પર રૂવાબને બદલે મેં મૃદુતા અને માર્દવ જોયાં. આંખોમાં કડકાઇને બદલે અમી રમી રહેલાં દેખાયાં. અભિમાન કે અહંતાની આછી પાતળી છાયા પણ મને એમના ચહેરા પર ન દેખાઇ. બાળક જેવી પવિત્ર નિર્દોષતા એમના મુખકમળ ઉપર ઓતપ્રોત છવાએલી મેં નિરખી. ખાનદાનીનો પ્રતાપ નીતરતો એમના ચહેરા ઉપર મેં જોયો. પોતાની અતુલ સમૃદ્ધિ વિષેની વાત જ જાણે કે પોતે ન જાણતા હોય એવી સાદાઇ પગથી તે માથા સુધી આ પુરૂષની મહત્તાને વધારે ઉજ્વળ બનાવતી હતી.

એમને મેં જય જય કર્યા અને એમણે સસ્મિત વદને હસ્તધૂનન કર્યું. એમના એ સ્મિતમાં દુશ્મનને જીતી લેવાનું ભવ્ય વ્યકિતત્વ હતું; હું તો મિત્ર હતો. એમાં હું અંજાઇ ગયો. જેમને વિષે મેં માત્ર વાંચ્યુંજ હતું અને સાંભળ્યુંજ હતું, તેમનાં દર્શન કરતાં મને અનેરો આનંદ થયો. મને લાગ્યું કે જીવંત તીર્થની યાત્રા કરીને હું કૃતાર્થ બની રહયો હતો.

જેઠાલાલે વાત કરી કે માધવજી શેઠ બાજુના ડબ્બામાં છે. તુરતજ પોતાના એ જ્ઞાતિજનને ભેટવાને રાયસાહેબ આગળ વધ્યા. મળીને તેમની ખબર અંતર પૂછી. મેં ધાર્યું કે રાયસાહેબ હમણાં ત્યાંથી પાછા ફરશે; પણ રાયસાહેબ એમના એ જ્ઞાતિજનને એમને એમ છોડીને પાછા શાના

ફરે ? છેક સ્ટેશનની બહાર તેમને કાઢયા પછી રાયસાહેબ જે ગાડીમાં સ્ટેશને આવ્યા હતા તે ગાડીમાં એમણે પોતાના જ્ઞાતિબંધુને બેસાડયા. ગાડીવાળાને તેમણે યોગ્ય સૂચના કરી અને પછી તેઓ પાછા ફર્યા.

હું તો તેમની આ સહૃદયતા અને આતિથ્યપ્રિયતા જોતોજ રહયો. તેમની મોટર પણ સ્ટેશને આવેલી. મારી સાથેનો અસબાબ મોટરમાં બરાબર ગોઠવાયો તે મારા કરતાં પણ વધારે ચીવટથી રાયસાહેબે જોઇ લીધું. મને ખૂબ પ્રેમવપૂર્વક મોટરમાં બેસાડયો અને પછી બરાબર મારી જોડે આવીને તેઓ બેઠા. તેઓ તેમની પ્રેમવર્ષા વર્ષાવ્યે જતા હતા, અને હું તેમાં ભીંજાતો જતો હતો.

તેમણે આંખના પલકારામાં જે છાપ મારા પર પાડી દીધી, તે મારા હૃદયમાં વજ્રલેપની માફક જડાઇ ગઇ છે.

સાથે ફેરવીને તેમણે મને પોતાની માલીકીનાં પોતેજ બાંધેલાં મકાનો બતાવ્યાં. ગોડાઉનો જોયાં, ને બંગલાઓ જોયા. બંગલાઓની બહારની બાંધણી અને રોનક જોઇ. પોતાને રહેવા માટેના બંગલાની અંદરની વ્યવસ્થા અને વૈભવ જોયાં.

કોઇ રાજમહેલમાં ફરતો હોઉં તેવો ભાસ મને થયો. અને જ્યારે પોતાને હાથે સુડી ચલાવી સોપારીનો ભૂકો તેમણે મારી હથેલીમાં ઠાલવ્યો ત્યારે મારા મનમાં સહસા એવા ઉદ્ગારો ઉઠયા : “આટઆટલો વૈભવ, છતાં આ સાદાઇ ! ધન્ય છે.”

પોતાનાં શુભ કાર્યોની ગણત્રી પોતે જ કરી બતાવે તેવા આત્મશ્લાઘી આ પુરૂષ નથી. એમણે લાખો રૂપીઆ દાનમાં વાપર્યા છે અને અનેક શુભ કાર્યો કર્યાં છે. પણ એ બધી કથા પોતે પોતાની જીભે ઉચ્ચારે એવા આડંબરી આ સજ્જન નથી. એ તો બધું ત્રીજા મોઢે મેં અગાઉથી સાંભળ્યું હતું. પોતાના જીવન દરમ્યાન અનેક સાહસ કર્મો એમણે કર્યાં છે. પણ એમાંયે તેમણે કદી અભિમાન દર્શાવ્યું નથી. મોતના મુખમાંથી પાછા ફરેલા આ પરમ પુરૂષાર્થી પુરૂષનાં રોમાંચક સાહસો મેં બીજાના મોઢે સાંભળ્યાં હતાં. એવા સાહસકર્મીઓને માટે સ્વાભાવિક એવી અકડાઈ કે અડતાપણું મને રાયસાહેબમાં ક્યાંયે ના દેખાયાં.

છેવટે મારાથી રહેવાયું નહિ. સહસા મારાથી બોલાઇ ગયું:—

"આ ગાંધીયુગમાં દેહની સાદાઇ તો ઘણાયે લખપતિઓમાં મેં નીરખી છે. પણ દિલની અને સ્વભાવની સાદાઇ મેં અહિંજ જોઇ." જે સાદાઈનાં દર્શન કરવા માટે હું તડપતો હતો એ સાદાઈ—દેહની, દિલની અને દિમાગની—જીવનમાં પ્રથમ વાર મને જોવા મળી. રંકમાંથી આ પુરૂષ રાય બન્યા છે. રંક હતા ત્યારે તેમના સ્વભાવમાં રાંકપણું નહોતું. રાય બન્યા પછી આ સજ્જનમાં રાયપણું નથી. એના રોમેરોમમાં મેં મર્દાનગીભરી સજ્જનતા, ગૌરવભરી સાદાઈ અને પ્રતિભા પાડતું વ્યક્તિત્વ જોયું.

# માનપત્રો

..............

[૬૮]

અભેચંદભાઇને જ્યારે બ્રિટિશ સરકાર તરફથી 'રાયસાહેબ'નો ખીતાબ મળ્યો ત્યારે તે પ્રસંગની ખુશાલીમાં અભેચંદભાઇને માનપત્રો આપવાના સંખ્યાબંધ મેળાવડાઓ યોજાયા હતા. એ હકીકતનો ઉલ્લેખ આગળ કરમાં આવ્યો છે. સામાન્ય રીતે માનપત્રમાં જે લખવામાં આવ્યું હોય છે તે સઘળું માનપત્રો આપનારાઓની લાગણીનો અને જાહેર જનતાના અભિપ્રાયનો પડઘો પાડનારૂં હોય છે. માનપત્રના ખરડાઓ વાંચવાથી માનપત્ર આપનારાઓની ભાવના તથા માનપત્ર સ્વીકારનારની મહુત્તાનો કંઇક ખ્યાલ આવે છે. એ ખ્યાલ આવે એવા હેતુથી રાયસાહેબ અભેચંદભાઇને મળેલાં સંખ્યાબંધ માનપત્રોમાંથી કેટલાંક માનપત્રો અહિં રજુ કર્યાં છે.

## જ્ઞાતિની અગ્રેસર કમિટિ

પોરબંદરના લોએજ પરગણા ખાતે તા. ૨૦–૧–૩૬ ના રોજ રાયસાહેબને તેમની જ્ઞાતિની અગ્રેસર કમિટિ તરફથી એક માનપત્ર એનાયત કરવામાં આવ્યું હતું. લોએજ ખાતે આ પ્રસંગે એક ભવ્ય મેળાવડો ગોઠવાયો હતો. આ મેળાવડાનું પ્રમુખસ્થાન માંગરોળ રાજ્યના દિવાન શ્રીયુત કાન્તિલાલભાઈએ સહર્ષ સ્વીકાર્યું હતું. માંગરોળના રેવન્યુ કમિ-

શ્નર તથા અન્ય અમલદારોએ આ પ્રસંગે ખાસ હાજરી આપી હતી.

.............

ચાંદીની કાસ્કેટમાં મૂકાએલું અને લીલા રંગની સાટીન ઉપર સોનેરી અક્ષરોએ છાપવામાં આવેલું એ માનપત્ર નીચે મુજબ હતું:—

શ્રીમાન રાયસાહેબ

## દાનવીર શેઠ અભેચંદ ગીરધર

"મહાશય, આપ અત્યારે શ્રી. જ્ઞાતિ સમસ્ત (કોન્ફરન્સ) ની અગ્રેસર કમિટિમાં આપની મહાન અને પવિત્ર ફરજ બજાવવા પધાર્યા છો અને તેનું પ્રમુખસ્થાન સ્વીકારી આપે અમને આપના ઋણી બનાવ્યા છે.

પોરબંદરના એ પુનીત પુત્ર, ગાંધીપુરીના એ સદભાગી સર્જન, આપેજ આપની જ્ઞાતિને આપના સુંદર મમતાળુ જીવનનાં સ્વાદિષ્ટ ફળો ચખાડી આપના પ્રત્યેના અમારા ઉમળકાને જુસ્સાદાર રીતે પ્રગતિમાન કર્યો છે. જેથી પ્રેરાઇને આ તકનો અમો લાભ લઈએ એ વાસ્તવિક છે.

"રાય સાહેબ ! ગગનચુંબી ગિરિશૃંગેથી અપરિમિત વારિ પ્રવાહ વડે પ્રચંડ વેગે સતત વહન થતાં નદી નાળાંનું હજારો માઇલ પર્યંત ઉભય તીરે તર્વાદિકને પોષવારૂપ પરોપકારીત્વ પ્રત્યક્ષપણે સમજી શકાય તેવું છે; પરંતુ તેથીયે અણમોલ એજ ગિરિશૃંગેથી વિશાળ શીલાઓના આંતર માર્ગો વિષે, મન્દમન્દ પ્રવાહથી પરંતુ પર્વતની રગે રગે ફેલાઈ અઢાર

યાત્રાસ્થાન મથુરામાં લેવડાવેલો ગ્રુપ ફોટો



માંગરોળના દિવાન સાહેબ સાથે રાજમંત્રી શ્રી. અભેચંદભાઈ.
લોએજના મેળાવડાનું એક દ્રશ્ય



ભાર વનસ્પતિના બહોળા ભાગને નિપજાવવાનું મુંગું કાર્ય કરનાર શાન્ત ઝરણાંઓનું પરક્ષોપકારિત્વ, આપના જીવનમાં નિરાભિમાને, નિરપેક્ષપણે કેવળ અન્ત: સન્તુષ્ટત્વે કરવામાં આવતું પરોપકારાર્થ અર્થદાન છે.

"ઓ પરોપકારી સજ્જન! આપને કેળવણી પ્રત્યે લાગણી છે તે આપણી જ્ઞાતિ બોર્ડિંગને જે નાદર રકમ ભેટ કરી છે તે દેખાડી આપે છે. તેમજ આપના સ્વહસ્તે બીજી પણ અનેક સખાવતો બહોળે હાથે થયેલી છે. વળી અનેક સત્કાર્યોમાં ગુપ્ત રીતે સહાયભૂત રહી આપે ઉજ્વળ યશ પ્રાપ્ત કર્યો છે.

"મહેરબાન! જમાનાને અનુસરતા યોગ્ય સુધારાઓ આવશ્યક છે. તથાપિ જ્ઞાતિ બંધારણો કે મર્યાદાનો લોપ ન થઈ જાય એવું સુક્ષ્મબુધ્ધિપૂર્વકનું પ્રાચીન અર્વાચીન બન્ને કાળનું સમાજહિતનું સારૂં તત્વ લઈ સાથે તે માર્ગે સમાજને દોરી જવામાં આપ હોંશીલા છો તે આપની આજની હાજરીથી પૂરવાર થાય છે.

"મહાશય! આપે હિન્દુસ્થાનની બહાર અનેક સાહસો ખેડી એક કાર્યકુશળ વેપારી તરીકે પણ આપના નામને અને જ્ઞાતિને દીપાવી છે; પરદેશમાં પણ આપની પરોપકારીતા અને પરગજુપણાએ આપને અમર કર્યા છે.

"શેઠ સાહેબ! સ્થુલ જગત વિષે સુવર્ણમાં સુંગધી એ તો માત્ર અલંકારાર્થેજ છે; પરન્તુ આપના સુવિખ્યાત પરોપકારીત્વને લઈને આપને નામદાર શહેનશાહની સરકાર

તરફથી નવા વર્ષના માનચાંદની લ્હાણીમાં રાય સાહેબનો ખિતાબ પણ આપવામાં આવ્યો છે એ તો આપના સુવર્ણ જીવનમાં ખરેખર સુગંધી છે એ કોઇ પણ મૂકત કંઠે કહ્યા વગર રહી શકશે નહિં !

"મહાશય ! આપણી જ્ઞાતિના ઇતિહાસમાં આ એક અપૂર્વ, અને મહાન પ્રસંગ છે. જ્ઞાતિમાં આ મહાન માન મેળવનાર આપ પ્રથમ જ સદ્ભાગી પુરૂષ છો. આવું પરમ સદ્ભાગ્ય પ્રાપ્ત કરવામાં આપનું નામ સદાને માટે ચીરઃ સ્મરણીય રહેશે.

"સાહેબ ! આપે આ માન મેળવ્યું છે એ આપની જ્ઞાતિએ જ માન મેળવ્યું છે એમ કહેવામાં અમો જરાયે અતિશયોકતી કરતા નથી.

"જ્ઞાતિના આ ઐતિહાસિક પ્રસંગે અમો પરમકૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થીએ છીએ કે પ્રભુ આપને દીઘાર્યુ બક્ષે અને આપ શ્રીમાન સમાજ હિતનાં અનેક કાર્યો કરી આપની અમર નામના પ્રાપ્ત કરો"

લી૦ અમો છીએ,

**શ્રી વીસા સોરઠીયા વણિક જ્ઞાતિ સમસ્તના અગ્રેસરો.**

ના હુકમથી — લી૦ સેવક,

તારીખ ૨૦–૧–૩૬. — **લીલાધર મુલચંદ.**

જનરલ સેક્રટરી જાંબુ.

જ્ઞાતિની અગ્રેસર કમિટિ તરફથી અપાએલા આ માનપત્રના જવાબમાં આભાર માનીને રાયસાહેબે લોએજ પરગણાના સંકટ નિવારણાર્થે એક સારી રકમનું દાન જાહેર કર્યું.

## જ્ઞાતિ તથા બૉર્ડિંગ

લોએજ પછી બીજું મહત્વનું માનપત્ર પોરબંદર ખાતે રાયસાહેબને એનાયત કરવામાં આવ્યું હતું. આ માનપત્ર પોરબંદરની જ્ઞાતિ તથા જ્ઞાતિની બોર્ડિંગ તરફથી સંયુક્ત રીતે અર્પણ થયું હતું. આ પ્રસંગે યોજાએલા સમારંભમાં પોરબંદર રાજ્યના મોટા મોટા અમલદારોએ તથા પ્રતિષ્ઠિત નાગરિકોએ ખાસ હાજરી આપી હતી. આ રહ્યું તે માનપત્રઃ—

**જ્ઞાતિરત્ન, પરોપકારપરાયણ, આદર્શ દાનવીર**

**રાયસાહેબ શેઠશ્રી**

**અભેચંદ ગીરધરભાઇ શાહ**

**(એદન અને કામરાનના પ્રતિષ્ઠિત વહેપારી અને ગવર્નમેન્ટ કોન્ટ્રાકટર)**

**પોરબંદર**

**મહાનુભાવ મહાશય,**

“આજના આ પરમ મંગલ પ્રસંગે આપને હાર્દિક સન્માન આપતાં અમોને સૌને અતિ હર્ષ થાય છે. આપના ઉજ્જવળ યશ અને ઉદાર દિલાવરી, આપના સાહસ અને વ્યાપારી કુનેહથી આકર્ષાઇ બેસતા વર્ષના

પુણ્ય પ્રભાતે આપ શ્રીમાનને નામદાર બ્રિટિશ સરકારે "રાય સાહેબ" નો માનવંતો ઇલ્કાબ એનાયત કરી આપશ્રીના, અમારા અને સારીયે વીસા સોરઠીયા વણિક જ્ઞાતિના ગૌરવમાં ઓર વધારો કર્યો છે. આપનું સન્માન એ અમારે મન અતિ આનંદ અને ગૌરવની બીના છે.

"**જ્ઞાતિરત્ન!** આપણી શ્રી વીસા સોરઠીયા વણિક જ્ઞાતિની સારીયે તવારીખમાં આપશ્રીનું નામ જ્ઞાતિના પ્રથમ માનવંત રાયસાહેબ તરીકે ઉજ્વળ અક્ષરે અંકિત છે અને રહેશે. અમારે આંગણે આવો ઉજ્વળ અને ગરવો પ્રસંગ આ પ્રથમજ છે; જ્યારે અમારો જ એક જ્ઞાતિબંધુ દૂર દૂરના દેશાવરમાં પણ આપબળે અને અખૂટ ઉત્સાહે પોતાની અતિ ઉજ્વળ યશરેખા પ્રસારીને આવું ઉચ્ચ, વિરલ અને બડભાગી માન પામે છે.

જેમ વાદળ સરિતાઓ અને સમુદ્રોમાંથી દૂર દૂરથી ઉષ્મા સંચય કરી વરસાદરૂપે વરસી સર્વને રસવંતા બનાવે છે, તેમ આપશ્રી પણ એડન અને કામરાન જેવા દૂરદૂરના દરિયાપારના દેશોમાંથી અતુલ સાહસ, ખંત અને અવિરત ઉદ્યમથી મેળવેલ લક્ષ્મી કલ્યાણકારી પ્રગતિમય જ્ઞાતિહિતમાં ઉદાર હાથે ખર્ચી જ્ઞાતિના સાર્વત્રિક વિકાસ સાધી રહ્યા છો. એ સર્વ કલ્યાણકારી ભદ્રકાર્યો અમારાથી ભૂલ્યાં ભૂલાય તેમ નથી.

"**વિદ્યાવિલાસીન!** આપણી જ્ઞાતિની મઘમઘતી ફુલવાડી શી એકની એક કેળવણી સંસ્થા શ્રી વીસા સોરઠીઆ

વણિક વિદ્યાર્થીભવનની સ્થાપના, વિકાસ અને પ્રગતિમાં આપનો સુંદર હિસ્સો ઘણો છે.

"આજથી પાંચ વર્ષ પહેલાં વાવેલ એ નાનો ફુલ-છોડ ફાલીફુલીને પોતાના મહદ્ આશ્રયે જ્ઞાતિની ભાવી આશા-રૂપ બાળકોના જીવન ઘડતર માટે શીળી છત્રછાયા પ્રસારી રહ્યો છે. એ વૃક્ષને સદોદિત રસવંત અને બળવંત રાખવા અને વિશાળ વટવૃક્ષ શો ગૌરવવંત બનાવવા આપશ્રી આપનું દાનઝરણુ અવિરત વહેતું રાખી જ્ઞાતિના સાર્વત્રિક વિકાસ, ઉન્નતિ અને પ્રગતિ માટેની ભદ્ર પ્રવૃત્તિને વેગ અને ઉત્સાહ આપશો એજ અભ્યર્થના.

"મહાનુભાવ, પરમકૃપાળુ જગન્નિયંતા આપણી જ્ઞાતિ, આપણી બોર્ડિંગ અને સારાય રાષ્ટ્રનું સાર્વદેશિક કલ્યાણ સાધવા આપ શ્રીમાનને અખૂટ શ્રી, સામર્થ્ય અને સમૃદ્ધિ અર્પો એજ અભ્યર્થના."

લિ. અમો છીએ. આપના ગુણાનુરાગી અને સ્નેહાધીન,

શાહ ભગવાનદાસ મોરારજી.

શાહ ગીરધરદાસ દયાળભાઈ.

(વ્યવસ્થાપકો: શ્રી. વિ. સો. વ. વિદ્યાર્થી ભવન, પોરબંદર.)

શેઠ ભગવાનદાસ ધનજી લાધાભાઈ (પ્રમુખ)

શેઠ ત્રીકમદાસ કલ્યાણજી (ઉપપ્રમુખ)

શેઠ આણંદજી વલ્લભજી (ખજાનચી)

ભાઈ કલ્યાણજી લીલાધર (ઓ. સેક્રેટરી)

" હેમચંદ પિતાંબર "

" છોટાલાલ દેવચંદ હંસરાજ (સભ્ય)
" વૃજલાલ કરસનદાસ પ્રેમજી "
" પરસોતમદાસ શામજી "

**શ્રી. વિશા સોરઠીઆ વણીક વિદ્યાર્થીભવન (બૉર્ડિંગ) પોરબંદર.**

ભાઇ વનરાવનદાસ ગોપાળજી
" પરસોતમદાસ ભોવન
" શામજી રૂઘનાથ
" દામોદર ભીમજી
" જમનાદાસ ભગવાનદાસ
" હરીદાસ ધારશી તલાટી
" જમનાદાસ ધરમશી સોરાષ્ટ્રી.

શ્રી. વિસા સોરઠીઆ વણીક વિદ્યાર્થી ભવન (બોર્ડિંગ) વ્યવસ્થાપક કમીટી, મુંબઈ અને શ્રી. વીસા સોરઠીઆ જ્ઞાતિ પોરબંદરનાં જ્ઞાતિબંધુઓ તરફથી શાહ ભગવાનદાસ મોનજી. શ્રી. પોરબંદર વિ. સો. વ. જ્ઞાતિના ઓનરરી સેક્રેટરી. "

બોર્ડિંગ તથા જ્ઞાતિની કમિટિઓ તરફનું માનપત્ર વંચાયા પછી બોર્ડિંગના વિદ્યાર્થીઓએ સ્થાપેલા મહામંડળ તરફનું એક માનપત્ર પણ રાયસાહેબને અર્પણ કરવામાં આવ્યું હતું. હેડબોર્ડર કેશવલાલ પ્રેમચંદ ગાંધીએ વાંચેલું એ માનપત્ર નીચે મુજબ છેઃ—

## રાયસાહેબ અભેચંદ ગીરધર શાહ. પોરબંદર

### પ્રિય મહાશય

"સ્વજ્ઞાતિ ઉદ્ધારના આપના અપરિમિત પરિશ્રમ, ઉદાર સખાવત, અને જીવનની અપૂર્વ ઉત્કટતાનું સ્મરણ કરતાં અમ વિદ્યાર્થીઓના હૈયાં પ્રફુલ્લ બને છે, અને તે લાગણીને મૂર્તિમાન કરવા અમારો ઉત્સાહ છે.

"શુભ કર્તવ્યનિષ્ઠાને જીવન સન્મુખ રાખી આપે પરદેશગમન કર્યું અને જીંદગાનીની સફળતાને લક્ષ્મી રૂપે પાંગરતી આપે જોઇ. આપે આપના દ રિ યા વ દિલમાં એ સંપત્તિને શુદ્ધ કર્મણ્યતાને પોષવા તરંગિત કરી. ધનવાંચ્છુ ધનિકોની માફક સાધ્ય સ્વરૂપે નહિ, પણ ભાવના જીવનને માર્ગ કરી આપે એવા સબલ સાધન તરીકે મેળવી.

"આપના હૃદયમાં નવા યુગની કેળવણીનું સ્થાન છે. સાહિત્ય ભકિત છે. ઉગતાઓને પોષવાની તીવ્ર મહેચ્છા છે, અને એ બધાને શોભાવે એવી સાહસિકતા છે. આપે એ સાહસિકતાના શુદ્ધ ફલને જ્ઞાતિજનની સેવા અર્થે અર્પણ કર્યું છે.

"મનુષ્યે જીવનવીર થવું એ એનો સનાતન વારસો છે. પણ એ વારસાને વ્યાપક બનાવી જનકલ્યાણ અર્થે વાપરવો એ વસ્તુ સાધારણ જીવનને તો કપરી લાગે છે. આપ એવા જીવનવીર થવાની ઉત્કટતા પોષી રહ્યા છો.

"રાયસાહેબ" જે માનભર્યો ખિતાબ મેળવવાને ભાગ્યશાળી થયા છો તેથી કયા જ્ઞાતિબંધુના દિલમાં પ્રેમભર્યો ઉમળકો નહિ ઉછળે ? આજ દિન સુધીની આપની સંસાર તપસ્યાનું એ મોલિક પરિણામ છે, અને એવી શુભ વધાઈએ અમારા જીવનને તરબોળ કરીએ છીએ અને આ માનપત્ર આપને એનાયત કરીએ છીએ.

"મહાભાગ ! આપનું અવશેષ જીવન રસમય અને ભાવનામય બનો, જીવન ક્ષેત્રને આઘે આઘે વિરાજતા અણુમોલ સ્વાનંદના ભોકતા બનો, અને આયુષ્યસિદ્ધિને ઉજવાળો. એમ ઇચ્છતા,

અમો છીએ આપની જ્ઞાતિ બોર્ડીંગના વિદ્યાર્થી મહામંડળના સર્વે વિદ્યાર્થીઓના હુકમથી.

**ખુશાલદાસ નારણદાસ** પ્રમુખ
**કેશવલાલ પ્રેમચંદ ગાંધી** સેક્રેટરી
**વિઠ્ઠલદાસ લીલાધર**
**જેચંદ પ્રેમજી.**

આ માનપત્ર હસ્ત લીખીત હતું અને તે એક સુંદર ફ્રેમમાં મઢીને આપવામાં આવ્યું હતું.

## મોહમયી મુંબઇમાં

મુંબઇનાં અભેચંદભાઇનાં જ્ઞાતિજનોએ અત્યંત પ્રેમપૂર્વક તેમને મુંબઈ બોલાવીને તેમનો ભાવભીનો સત્કાર

'રાયસાહેબ'નો ઇલ્કાબ મળ્યો ત્યારે યોજાએલો એક સત્કાર સમારંભ.



કર્યો હતો. એક ભવ્ય સમારંભમાં તેમને જાહેર માનપત્ર એનાયત કરવામાં આવ્યું હતું. તે માનપત્ર નીચે મુજબ છે:

જ્ઞાતિહિતચિંતક, નિરાભીમાની, સેવાપરાયણ શ્રીમાન રાયસાહેબ, શેઠ અભેચંદ ગીરધરભાઇ શાહ,

સુજ્ઞ મહાશય,

"આજનો આ પરમ અવસર અમને પ્રાપ્ત થતાં અમારાં હૃદય હર્ષથી છલકાઇ રહ્યાં છે. આપની ઉદાર ભાવના, ઉજ્વળ કારકીર્દિ, અપાર સાહસ અને વ્યાપારી કુનેહથી આકર્ષાઇને નામદાર શહેનશાહની સરકારે આપને રાયસાહેબનો માનવંતો ઇલ્કાબ આપીને આપનું જે સન્માન કર્યું છે તે જોઇ અમારી ઉર્મિઓ પ્રફુલ્લિત બની છે. આવું સન્માન મેળવવામાં આપણી જ્ઞાતિમાં આપ પ્રથમ જ વ્યકિત હોઇ આપના સન્માનથી જ્ઞાતિના ગૌરવમાં વધારો થયો છે.

આપે નાની વયમાં પરદેશ ખેડી સાધારણ સ્થિતિમાંથી જાતમહેનત અને બુદ્ધિબળે આજનું ઉચ્ચપદ પ્રાપ્ત કર્યું છે. હરીફાઇના આ યુગમાં સ્વાશ્રય, ઉદ્યમ અને ખંતથી ફતેહ મેળવી વ્યાપારી કુનેહ, વિશાળ અનુભવ અને દુરઅંદેશીપણાના કારણે આપ વ્યાપારી આલમમાં, આપની જન્મભૂમિ પોરબંદર રાજ્યમાં તેમજ એડન, કામરાન વિગેરે સ્થળોમાં જે અગ્રસ્થાન ભોગવો છો તે માટે અમો આપને ધન્યવાદ આપીએ છીએ.

અનેક સંસ્થાઓ સાથે આપનો સંબંધ જોડાએલો છે તે માટે આપ જે લાગણીપૂર્વક સેવા કરો છો તે પ્રથમ પંક્તિની હોઈ જ્ઞાતિના ઇતિહાસમાં ચીરસ્થાયી રહેશે.

નાતજાતના ભેદ વિના પણ આપે ઘણી સખાવતો કરી છે; જેમાં કામરાન જેવા દૂરદૂરના પ્રદેશમાં ત્યાંની ગરીબ પ્રજા માટે ઘણો મોટો ખર્ચ કરીને વોટર વર્કસ બંધાવી આપ્યું છે તે માનવજાત પ્રત્યેની આપની નિઃસ્વાર્થ પરોપકારીતા પુરવાર કરે છે.

પરદેશથી કમાઇ આવીને આપે આપની જન્મભૂમિમાં પધારી સ્વજ્ઞાતિના સંકટનિવારણનો પ્રશ્ન તત્કાળ હાથ ધરી આપે અનેક ગરીબોને જરૂર પડતી સહાયતા પાછળ ભારે ભોગ આપ્યો છે. એ આપના જીવનનો સૌથી યશસ્વી ફાળો છે.

આપે સાહિત્યના ક્ષેત્રમાં પણ જ્ઞાતિના ઇતિહાસને સ્થાન આપવામાં મોટો ખર્ચ કર્યો છે. એટલુંજ માત્ર નહિ પણ અનેક સાહિત્યકારો આપનું આશ્વાસન શોધે છે. એ આપના સાહિત્યશોખની નિશાની છે.

આપને સદ્ભાગ્યેથી લક્ષ્મી અને ઉચ્ચ સ્થાન પ્રાપ્ત થયાં છે. તેનો સવિશેષ ઉપયોગ દેશહિત અને જનકલ્યાણ અર્થે તમો કરતા રહેશો એવી અમોને શ્રદ્ધા છે. આપણી જ્ઞાતિના તમામ કાર્યમાં તમો સક્રિય ભાગ લેશો એવી અમારી અભિલાષા છે.

શ્રીમાન, આપને વિશેષ યશ અને ફતેહ મળે તે સાથે આરોગ્ય અને દીર્ઘાયુ પ્રાપ્ત થાય એવી અમારી શુભેચ્છાઓ છે. અસ્તુ."

લી૦ આપના શુભેચ્છકો,

**દેવચંદ હંસરાજ (પ્રમુખ.)**

**શામજી વલ્લભજી (ઉપપ્રમુખ)**

**વંદ્રાવન ગોપાલજી (ખજાનચી.)**

**કરસનદાસ મકનજી (ઓન. સેક્રેટરી.)**

શ્રી. વિસા સોઠીયા વણિક જ્ઞાતિ સમસ્ત મુંબઇ.

મુંબઈ, સંવંત ૧૯૯૨ ના જેઠ વદ ૦))

શુક્રવાર તા. ૧૯–૬–૩૬.

મુંબઇમાં બીજું પણ એક મહત્વનું માનપત્ર રા૦ અભેચંદભાઇને આપવામાં આવ્યું હતું. એ માનપત્ર નીચે મુજબ છે.

**જ્ઞાતિશુભેચ્છક, કર્તવ્યનિષ્ઠ, સમાજસેવક,**

શ્રીમાન રાયસાહેબ,

**શેઠ અભેચંદ ગીરધરભાઇ શાહ.**

મુંબઈ.

**પ્રિય આત્મન,**

આપનાં પુનિત પગલાં જ્યાં જુઓ ત્યાં લોકહૃદયને આનંદની હેલીએ ચડાવે છે. આપની કર્તવ્ય–પરાયણતાથી જ્ઞાતિજનતા જાગ્રત થાય છે અને દરેકના દિલમાં સેવાધર્મની ભાવના જાગે છે.

આપની શુભ ભાવના, અપાર ઉદારતા, પ્રમાણિકપણું અને કાર્યદક્ષતા સૌને મુગ્ધ કરે છે. આપના આવા અનેક ગુણોથી આકર્ષાઇ એડન પ્રાંતના કમિશ્નરે આપને રાયસાહેબનો ખીતાબ આપવાની હિન્દી સરકારને પ્રેરણા કરી. એ સુચના સ્વીકારાઈ અને આપને એ અમુલ્ય માનની નવાજેશ થઇ. આવું અનુપમ માન મેળવી, આપે જ્ઞાતિના ઈતીહાસમાં એક નવું પ્રકરણ ઉઘાડયું છે.

આપનું ભાગ્યશાળી નામ હમેશાં જ્ઞાતિમાં સુવર્ણ અક્ષરે અંકીત રહેશે. જે હજારો રૂપીઆ આપે જ્ઞાતિહિતાર્થે ખરચ્યા છે તે હજારોમાંથી જો આપે ધાર્યું હોત તો ખૂબ વૈભવ વિલાસ ભોગવી શકયા હોત. પરંતુ આપની સાદાઈ, જ્ઞાતિપ્રેમ, દેશદાઝ અને સેવામંત્રે આપને લોકહિતાર્થે જ જીવનનો ઉપયોગ કરવાની પ્રેરણા કરી છે. તે માટે અમો આપને મુબારકબાદી આપીએ છીએ.

આપે મેટ્રીકમાં પાસ થતા વિદ્યાર્થીઓ માટે પચાસ રૂપીઆનું ઈનામ આપવાનું છેલ્લા કેટલાક વર્ષથી ચાલુ રાખ્યું છે. એ આપની ઉચ્ચ કેળવણી પ્રત્યે કેટલી ધગશ છે તે પુરવાર કરે છે.

આપે હજી હમણાં જ વિદ્યાર્થીભવનના મેટ્રીક પાસ થએલ બે વિદ્યાર્થીઓને આપની દુકાનોએ પરદેશ ચઢાવ્યા છે. એ કેળવાએલ વર્ગની બેકારી ન વધે એજ માત્ર ભાવનાથી પ્રેરીત થઈ આપે ઉચ્ચ કેળવણીનો આપનો આદર્શ જાળવી બતાવ્યો છે.

આપે અગાઉ પણ આપના જ્ઞાતિભાઈઓને પરદેશ ધંધે લગાડવા માટે ભારે ભોગ આપ્યો છે, આથી માત્ર રોટલી આપીને જ નહિ, પણ ઉદ્યમે લગાડીને જ્ઞાતિભાઈઓનું ભાવી સુધારવાનો આપનો આ પ્રયાસ એ એક આપના જીવનની ખાસ વિશિષ્ટતા છે.

અમો આજે આપને જ્ઞાતિના આ એક જુનામાં જુના મંડળ તરફથી આપને મળેલા માન માટે હાર્દિક અભિનંદન આપીએ છીએ. અમારા મંડળના ઉદ્દેશોમાં ઉચ્ચ કેળવણી માટે લોન, સ્કોલરશીપ, નિરાશ્રીતોને વ્યવસ્થીત મદદ, બીમારોને સહાયતા, જ્ઞાતિભાઈઓ માટે સસ્તા ભાડાના મકાનોની સગવડતા, અને બેકારી ઓછી કરવાના પ્રયાસો વિગેરે બાબતો મુખ્ય છે. આ ઉદ્દેશો પાર પાડવામાં આપની ઉદારતા અને શુભેચ્છાઓ અમને ઉપયોગી થઈ પડશે એવી અમારી શ્રદ્ધા છે.

પરમકૃપાળુ પરમાત્મા આપના જીવનને કર્તવ્યક્ષેત્રમાં વાળવા આપને વધુ શકિતવાન કરે તે માટે અમો પ્રાર્થના કરીએ છીએ અને એ પ્રભુકૃપાનો ઉપયોગ આજ પર્યંત આપ જનહિતાર્થે કરતા આવ્યા છો તેમજ વધુ ને વધુ કરતા રહો એવી અમારી અભ્યર્થના છે.

# મંતવ્યો

[ ૬૯ ]

**આ પુસ્તકમાં** રાયસાહેબ અભેચંદભાઇ વિષે જે કંઇ લખાયું છે તે બધું એક તટસ્થ કલમ વડે લખાયું છે. રાયસાહેબનું જીવન સમજવામાં એથી ખૂબ સરળતા પડે તેમ છે. પરન્તુ, ભિન્ન ભિન્ન બાબતો વિષેનાં રાયસાહેબનાં પોતાનાં મંતવ્યો શાં શાં છે અને કેવી ઉચ્ચ ભાવનાઓ વડે એ હૈયું ભરેલું પડયું છે એનો પૂરો ખ્યાલ તો રાયસાહેબનાં પોતાનાં મંતવ્યો એમની પોતાની ભાષામાં જાણવાથી જ આવે.

રાયસાહેબને જુદાં જુદાં સ્થળોએ મળેલાં માનપત્રોના જવાબમાં તેમણે તે તે સ્થળોએ મનનીય પ્રવચન દ્વારા પોતાનાં મંતવ્યો જાહેર કર્યાં છે. એમાંથી કેટલુંક અહિં આપવામાં આવ્યું છે.

પોરબંદરમાં પોતાને મળેલા માનપત્રના જવાબમાં શ્રી. અભેચંદભાઇએ જણાવ્યું હતું:—

"આજે આપે મને માનપત્ર આપીને આપનો ખૂબ આભારી બનાવ્યો છે. આપ સર્વ સજ્જનોની મારા પ્રત્યેની મમતા અને લાગણી માટે હું આપનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

"મને નામદાર શહેનશાહની સરકાર તરફથી રાયસાહેબના ખીતાબની નવાજેશ થઇ છે. જે માન મલ્યું છે તે માન તમનેજ

મળ્યું છે. આપના સૌના સ્નેહનીજ એ નવાજેશ છે એમ હું માનું છું. આ ક્ષણભંગુર જગતમાં માણસ મિથ્યા અભીમાન કરે છે. આપે મારી દાનવીરતાની જે નોંધ લીધી છે. તે બાબતમાં તો હું માનું છું કે મેં ધર્મ અને ફરજ કરતાં વિશેષ કાંઇ પણ કર્યું નથી. આ જગત માત્ર મીથ્યા છે એમ જેઓ સમજે છે તેઓ તો આ જીવનનો ઉપયોગ કેવળ સદ્‌માર્ગેજ કરે છે.

"ગરીબોની અને દલીતોની તન મન અને ધનથી સેવા કરવી એમાંજ પ્રભુતા છે એમ માનનારામાંનો હું પણ છું. કામરાન જેવા મારા વ્યાપારી સ્થળની સ્થાનિક આરબ પ્રજાની સેવાની કદર કે જેની આપે યાદ આપી છે અને જે કર્તવ્યપરાયણતાના આપે વખાણ કર્યાં છે એ તો મારી જ માત્ર નહિ પણ મનુષ્યમાત્રની ફરજનો પ્રશ્ન છે. ભૂખ્યાને અન્ન, તરસ્યાને પાણી અને અજ્ઞાનને જ્ઞાન, આ ત્રણ પરબો જેઓ બાંધે છે તેઓ ખરેખરૂં પુણ્યનું ભાથું બાંધે છે. નામદાર શહેનશાહની સરકારે મારા પર જે કૃપા વરસાવી છે તે તમારો સૌનો વારસો છે.

"એક હાથે તાળી પડતી નથી. હું તો તમારા સૌના સ્નેહને આધીન છું. મારો દેશ, મારૂં વતન, અને મારી જ્ઞાતિ એવું અભીમાન દરેકને હોવું જોઇએ અને એ અભીમાન રાખી આપણી જ્ઞાતિના એકેએક શ્રીમંત આગેવાને પોતાની ફરજ બજાવવામાં પછાત ન રહેવું જોઇએ.

"એકાદ વાદળી ચમકે અને વરસી જાય તેથી કાં જગતમાત્રની ક્ષુધા પૂરી થતી નથી. પરંતુ સમસ્ત વાદ ળીઓ સંગઠીત થઇ ચોતરફથી વરસે ત્યારેજ પ્રાણીમાત્ર શાંતિ અને સંતોષ મળે છે.

"તેજ રીતે જ્ઞાતિ સમુદાય એકત્ર થઇને જ્યારે અ વિદ્યાર્થીભવન અને જ્ઞાતિનાં અન્ય ક્ષેત્રો ઉપર એક સરખ વૃષ્ટિ કરશે ત્યારેજ જ્ઞાતિ સમસ્તનો અભ્યુદય થશે.

**વ્હાલા બન્ધુઓ:—**

"વિદ્યાર્થીભવનની સ્થાપના એ તો હજુ પાશેરામાં પહેલ પુણી જેવું છે. હજુ તો આપણે ઘણું કરવાનું બાકી છે ગામડાઓમાં હજુ પણ અજ્ઞાનતા, અંધકાર અને ગરીબા પ્રવર્તે છે. આજે હજુ આપણે માત્ર ત્રીસ વિદ્યાર્થીઓ પુ તીજ વ્યવસ્થા કરી શકયા છીએ. પરંતુ એ હજુ એક અલ પ્રયાસ છે. અત્યારેજ જો આપણી પાસે સાધનો અને સગ ડતા હોય તો એકસો વિદ્યાર્થીઓ તો અત્યારેજ દાખલ થ તૈયાર છે. અને જ્યારે એ વિશાળ યોજના ઘડાશે ત્યારે ગામડાંઓમાંથી દરિદ્રતા અને અંધકાર દુર થઇ શકશે.

"પરંતુ તેટલીજ જરૂર શું કન્યા કેળવણીની નથી આજનાં બાળકો અને બાળકીઓ એ ભવિષ્યનાં સ્ત્રી પુરૂષો છે આ બન્ને પૈડાં વિના આ સંસાર રથ ચાલવોજ અશક અને. રથના બન્ને પૈડામાં સમાન બળ હોવું જોઇએ. સમ જનાં આ બન્ને અંગોમાં જ્યાં સુધી સમાનતા ન સ્થા

શકાય ત્યાં સુધી આપણા બધાજ પ્રયાસો અધુરા છે એ નિર્વિંવાદ છે. એટલે આપણે તો હજુ ઘણું કરવાનું છે.

"મને આપ સૌ આજે માન આપવા ભેળા થયા છો એ માન મને નહિ પણ હું મારી ફરજ સમજીને જે કાર્યોમાં તમને મદદ કરી રહ્યો છું તેનેજ માન આપો છો. હું તો દરેક પ્રયાસોમાં તમારા સાથેજ છું. પણ મને અન્ય શ્રીમંતોના સહકારની જરૂર છે. સૌની આગળ ચાલવા હું તૈયાર છું, પરંતુ મારા સાથે ચાલવાની દરેકની તેટલીજ ફરજ છે. જો એ બને આપણે સપાટે કુચ કદમ કરી શકીએ.

"વ્યવસ્થાપકો અને જવાબદાર સભ્યો જે ખંત દાખવી રહ્યા છે તેથીયે વિશેષ કાળજી અને ખંતથી આગળ વધવાની જરૂર છે. કેળવણીનો પ્રશ્ન એ એક સમાજનું જરૂરનું અંગ છે. કેળવણી વિના કોઇ પણ જ્ઞાતિ કે સમાજનો ઉદ્ધાર નથી. આતો બાળકોનીજ કેળવણીની આપણે વાતો કરીએ છીએ.

" જેઓ ધનનો સદુપયોગ કરે છે તેને ખોટ આવતી જ નથી. તમારી સૌની કૃપા અને આશીર્વાદ મને તો હંમેશાં ફળ્યા સિવાય રહયા નથી. છેલ્લું તમે મને જે માન આજ સ્થળે આપ્યું હતું તે પછી હું એક વાર મારા વ્યાપારી સ્થળોમાં જઇ આવ્યો છું. ત્યાંથી પણ હું સારૂં મેળવી શકયો છું. અને તમારીજ ભાવના મને અહિં ખાતે પણ લાભદાયી નીવડી છે.

"નામદાર રાણાસાહેબ જેવા ઉદાર રાજવીએ પણ પોતાના એક પ્રજાજન તરીકે મારી કદર કરી મને ખૂબ કામ આપ્યું છે. આથીયે મને સંતોષ મળ્યો છે.

"આ બધું તમારા સૌના આશીર્વાદને આભારી છે. વહાલાં જ્ઞાતિજનો, હરહંમેશ તમારા સ્નેહની સરિતામાં સ્નાન કરવાની તકો મને પ્રાપ્ત થાય એ જોવાને હું હંમેશાં આતુર રહું છું."

"પોરબંદરની જ્ઞાતિ, તેનું બંધારણ અને વ્યવસ્થા પણ અજોડ છે. તેઓએ પણ મને આજે જે માન આપ્યું છે તે બદલ તેમનો પણ આભાર માનું છું."

"સમય અને સંજોગો બહુ ગંભીર છે; છતાં તમારા સૌના સ્નેહને વશ થઇ હું તમારી સેવામાં હાજર થયો છું. અને ભવિષ્યમાં પણ તમારી આથીયે વધુ સેવા કરવાની તકો મળે તેવું ઇચ્છું છું."

"અંતમાં આ પ્રસંગે હું એક વધુ જાહેરાત કરવાની રજા લઉં છું. વીડી પાસે આવેલી એક વંડી કે જેનો હું ટ્રસ્ટી છું તેના ઉપર પોરબંદર આવતા જતા જ્ઞાતિ જનોના ઉતારાની સગવડ માટે એક હોલ બંધાવવાનું મેં હાલ શરૂ કર્યું છે. આ હોલ ગામડાઓમાંથી આવતા જતા જ્ઞાતિ બંધુઓને ઉપયોગી થશે એમ હું માનું છું. પોરબંદરમાં આવા સાધનની બહુજ જરૂર હતી એમ મને લાગ્યા કરતું હતું.

આ જરૂરીઆત આજે પૂરી કરી શકયો છું તે બદલ પરમકૃપાળુ પરમાત્માનો ઉપકાર માનવો જોઇએ."

"અંતમાં હું ફરી એક વાર તમારો સૌનો આભાર માનું છું અને ઇચ્છું છું કે પરમકૃપાળુ પરમાત્મા તમને અને મને વધુને વધુ જ્ઞાતિસેવા કરવાની પ્રેરણા કરે."

મુંબઇમાં તેમને આપવામાં આવેલા પ્રથમ માનપત્રના જવાબમાં શ્રી. અભેચંદ ભાઇએ અત્યંત લાગણીપૂર્ણ અવાજે બોલતાં જણાવ્યું હતું:—

" તમોએ આજે મને તમારા પ્રેમસાગરમાં નવડાવી જે સન્માન કર્યું છે તે માટે હું આપ સૌનો આભાર માનું છું. હું જ્યાં જાઉં છું ત્યાં મારૂં આવુંજ સન્માન કરવામાં આવે છે. તેથી જ્ઞાતિ સમસ્તના ભારમાં હું એવો આવ્યો છું કે આભાર માનવાને શબ્દો શોધવાનું પણ મારા માટે અશક્ય બન્યું છે.

બંધુઓ, આપે મારી કારકીર્દિ અને વ્યાપારી કુનેહનાં વખાણ કર્યાં છે પણ મને લાગે છે કે તેમાં આપે કાંઇક અતિશયોક્તિ કરી હોય; હું આપના મુંબઈ શહેરમાં જોઉં છું, તો મારા કરતાંએ અધિક ઉજવળતા ધરાવનારા અને બુદ્ધિમાન વ્યાપારીઓ તમો ધરાવો છો. જેઓ બધા નાની નાની નોકરીઓમાંથી ઉચ્ચ પદને પામ્યા છે. આપણા માનવંત પ્રમુખ જેવા કુશળ વેપારી પાસે હું તો એક નિશાળીઆ

જેવો ગણાઉં. આવા તો અનેક લાખોપતી શેઠીઆઓ મુંબઈ ધરાવે છે, કે જેઓ મારા કરતાંયે વધુ માનને પાત્ર છે.

છતાં તમે બધાએ મને જે માન આપ્યું છે તે માન મને નહિ પણ મારા હાથે જે જ્ઞાતિહિતાર્થે સુક્ષ્મ પ્રયાસો થયા છે તેને એ માન છે તેમ હું માનું છું. મને લાગે છે કે હજી તો મેં કાંઇજ કર્યું નથી, અને જે કર્યું છે તે ફરજ અને ધર્મ કરતાં વિશેષ તો નથીજ.

મિત્રો, આપે તે પછી જ્ઞાતિ સંસ્થાઓ જોડેના મારા સંબંધનો ઉલ્લેખ કર્યો છે. આ બાબતમાં મારે કહેવું જોઈએ કે આપણી નાનકડી જ્ઞાતિમાં જો આપ સૌ ધારો તો એક સુંદર સુવાસીક પુલવાડી જેવું વાતાવરણ નીપજાવી શકો. મેં પોરબંદરમાં કહ્યું હતું તેમ જ્ઞાતિ બોર્ડીંગ એ તો હજુ પહેલું પગથીયું છે.

મેટ્રીકથી આગળ વધવા ઇચ્છતા વિદ્યાર્થીઓ માટેનો પ્રશ્ન હજુ આપણે ઉકેલવાનો છે. કન્યા કેળવણી તો હજુ દૂરના સ્વપ્ન જેવી દેખાય છે. હિતવર્ધક મંડળ છુટક છુટક સ્કોલરશીપો માટે પ્રયત્ન કરે છે પણ તેને જેવો જોઇએ તેવો ટેકો નથી.

મુંબઇની સંસ્થાઓમાં વિધવા સહાયક સભાના પ્રયાસો ભૂલી શકાય તેવા નથી. આ સંસ્થાએ સૈકા જુની પ્રથાને ઉખેડી અનેક બાળ વિધવાઓ માટે માર્ગ ખુલ્લો કરી આપ-

વામાં ભારે સફળતા પ્રાપ્ત કરી છે. અનીતિ અને વ્યભીચાર જેવા સમાજના સડાઓ દૂર કરવા માટે વિધવા વિવાહ એજ એક સચોટ ઉપાય છે.

કોન્ફરન્સને વિધવા વિવાહની છુટ મૂકાવવા માટે વિધવા સહાયક સભાએજ જાગૃત કરી એ ભૂલી જવાની જરૂર નથી. આ સંસ્થાની પ્રવૃત્તિઓ જો કે અત્યારે દેખાતી નથી પણ તે બાબત હજુ ઘણું કરવાનું બાકી છે.

સંસ્થાઓના વિકાસમાં જ જ્ઞાતિનો વિકાસ છે અને જ્ઞાતિની દરેક સંસ્થાને જળ સીંચનની જરૂર છે.

ગૃહસ્થો, એક હાથે તાળી નથી પડતી. એકલે માર્ગ કપાતો નથી. મુંબઇ જેવા શહેરમાં આપણા અનેક સુરબ્બીઓ વસે છે. તેઓ બધા સાથે મળી યોગ્ય વિચાર કરે તો મેં ઉપર કહ્યું તેમ એક સુંદર પુલવાડી આપણે જોત જોતામાં ઉપજાવી શકીએ.

હું તો જગત માત્રને મિથ્યા માનનારામાંનો એક છું. હાથે તેજ માત્ર સાથે આવવાનું છે. આપણે જે કમાઇએ છીએ તે અનેક ગરીબોના આશીર્વાદનુંજ પરીણામ છે. જ્ઞાતિનાં ગરીબ બાળકો એ ભાવીની આશા છે. જ્ઞાતિનાં એ ભાઈ બ્હેનોની કેળવણી માટે માત્ર બોર્ડીંગ સ્થાપીને બેસી ન રહેતાં વધુ આગળ વધવાની જરૂર છે.

સમય બળવાન છે. આજે હશે તે કાલે નથી એવો આ સમય છે. તેવા સમયે જો દરેક મારૂં તારૂં છોડી જ્ઞાતિ-

હિત વિચારતા થઈ જાય તો આપણો ઉત્કર્ષ થતાં જરાયે સમય જ ન લાગે.

આ બધા પ્રયાસોમાં હું તમને ખાત્રી આપું છું કે જ્યાં મારી મદદની જરૂર જણાય ત્યાં હું તમારા સાથેને સાથે જ છું. અને તમારા સાથની મને જરૂર છે. તમારા બધાના સહકાર વિના હું એકલો અટુલો શું કરી શકું! બહુ તાંતણુ બળીયું તે આપ સૌ જાણો છો.

સજ્જનો, આપે તે પછી નાત જાતના ભેદ વિનાની મારી સખાવતની ખાસ નોંધ લીધી છે. તે માટે હું તમારો ઋણી છું. જળાશય જેવી જરૂરીઆત મનુષ્ય માત્ર માટે સરખી છે. જે પ્રદેશે મને આ ઉચ્ચપદે આણ્યો છે તે પ્રદેશ પ્રત્યેનું મેં માત્ર મારૂં ઋણ અદા કરવા શીવાય કાંઇજ કર્યું નથી.

વહાલાં સ્વજનો, તમે સંકટ સહાયતાના પ્રશ્નને સંભારી મારા જીવનનું તે યશસ્વી કાર્ય ગણ્યું છે! પણ મેં એવું કાંઇ હજુ કર્યું નથી. એકલો હાથ તે કેટલેક પહોંચે. દિન પ્રતિદિન વધતી જતી બેકારી અને નિર્ધનતા માટે મારૂં શું ગજું? એ ક્ષેત્રમાં મેં જે કાંઇ જોયું છે અને અનુભવ્યું છે તે પછી મારે કહેવું જોઇએ કે આપણે બધાએ સાથે મળીને આ બાબત મોટી યોજના હાથ ધરવાની જરૂર છે. તોજ અને ત્યારેજ આપણે જ્ઞાતિમાંથી ગરીબાઈ અને દરિદ્રતા દૂર કરી શકશું. આ બાબતમાં આપે જે ઉલ્લેખ કર્યો છે તે માટે હું તમારો ખાસ આભાર માનું

છું. ગરીબો અને દલીતોની સેવા એજ પ્રભુ સેવા છે એમ માનીને મેં માત્ર મારી ફરજ બજાવી છે.

સાહિત્યના ક્ષેત્રમાં તો આપણો વિકાસ જ થયો નથી. જ્ઞાતિના ઇતિહાસમાંએ આપણે પછાત છીએ. આપણી ઉત્પત્તિ અને વિકાસના માર્ગોનું સંશોધન કરવાની ખાસ આવશ્યકતા છે. કંડુલ પુરાણની પ્રસિદ્ધિ એ તો માત્ર માર્ગદર્શન છે. આપણા બારોટોને શોધી આપણે આપણો તમામ ઇતિહાસ શોધવાની ઘણી જ જરૂર છે. આ દિશામાં તમે સૌ પ્રયત્નો જારી રાખશો તો મારો પ્રયાસ હું સફળ થયો માનીશ.

મારા જવાબમાં જ્ઞાતિ માસિકનો ઉલ્લેખ રહી જાય છે. જ્ઞાતિ માસિકનો તો સાહિત્યની દિશામાં એક માત્ર અલ્પ પ્રયાસ છે. વર્ષો થયાં અનેકવાર જ્ઞાતિ માસીકને વિકસાવવાના અને જીવાડવાના પ્રયાસો થયા છે. આપણે બધા તેના કાર્યકર્તાઓનો દોષ કાઢીએ છીએ. પરંતુ તે દિશામાં આપણો પ્રમાદ જ જવાબદાર છે. પરીણામે બબ્બે વર્ષે માસીક બંધ કરવું પડે છે.

માસીક એ જ્ઞાનદીપક છે. જ્ઞાતિને માસીકે અનેક ફાયદાઓ કર્યા છે. પછાત ગણાતી જ્ઞાતિનું જાહેર જીવન માસીક જાગૃત રાખે છે. પરંતુ સખી દિલના શ્રીમાનો તે તરફ બેપરવાઇ બતાવતા હોવાથી સાહિત્યની દ્રષ્ટિએ માસી-કનો વિકાસ થતો અટકે છે.

પરીણામે સારા લેખકો, વાર્તા લખનારાઓ અને ચર્ચા કરનારાઓ પણ આપણે ઉત્પન્ન કરી શકયા નથી. આ બેપરવાઇ તાત્કાલીક તજીને દરેક શ્રીમંતે સાહિત્ય શોખ કેળવવા જ્ઞાતિ માસિક માટે એક કાયમી યોજના ઘડવાની જરૂર છે.

ઉપરાંત નીબંધો, ઈનામી હરીફાઈ વિગેરે સાધનોની પણ સાહિત્ય વીકાસ માટે જરૂર છે. તે માટે ખાસ સંસ્થા હોય એ આવશ્યક છે.

**માનવંતા પ્રમુખ સાહેબ અને સજ્જનો,**

મેં તમારો ઘણો સમય લીધો છે. મુંબઈમાં જાહેર રીતે બોલવાની આજે મને આ પ્રથમજ તક મળે છે. આ તક આપવા માટે હું આપનો ખૂબ આભારી છું.

જે જ્ઞાતિમાં હું અને તમો બધા આપણે જન્મ્યા છીએ તેનું ઋણ અદા કરવું એ આપણી સૌની સરખી ફરજ છે.

જ્ઞાતિ પરિસ્થિતી દિનપરદિન ગંભીર બનતી જાય છે. અનેક યુવાનો કરજદારી અને માંદગીનો ભોગ બની અકાળ મૃત્યુના મોમાં સપડાય છે. અનેક વિધવાઓ અને અનાથ અબળાઓ આપણું શરણુ શોધે છે. થોડો અપવાદ બાદ કરતાં મોટો સમુહ ગરીબાઇ અને અજ્ઞાનતાના અંધકારમાં ટળવળે છે. તે બધાનો માર્ગ વિચારવા જ્ઞાતિમાં એકતા અને સુલેહસંપના વાતાવરણની જરૂર છે.

: ભત્રીજાને પરણાવવા જતાં : સ્ટેશન ઉપર પુરૂષવર્ગ :



ભત્રીજાની જાન લઇને રાયસાહેબ ગયા ત્યારે : સ્ટેશન ઉપર સ્ત્રીસમુદાય



એ એકતા અને સુલેહની સ્થાપના થાય અને હું અને તમો બધા જેઓને ઇશ્વરે આપ્યું છે તે સાથે મળી ગરીબ જનતાની સંકટ સહાયતા માટે વિચારીએ એ જરૂરનો પ્રશ્ન છે.

આ પરિસ્થિતિ પ્રાપ્ત કરવા માટે જલ્દી સૌએ કામે લાગી જવાની જરૂર છે. આશા છે કે દરેક પોતાની જવાબદારી વિચારતા થઇ જશે. તો, આપણે સત્વર આપણા કાર્યક્ષેત્રે કુચ કરી શકીશું અને આ નાનકડી જ્ઞાતિને એક મઘમઘતી પુલવાડી સમી ઉજવળ કરી શકશું.

હું અંતમાં ફરી એક વાર તમારા બધાનો સ્નેહ અને મમતા ભરી લાગણી માટે આભાર માનું છું. આજે તમે મને જે અપ્રતીમ માન આપ્યું છે. તેવુંજ માન બીજાઓ પણ મેળવે તે માટે પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું; મારી ફરજ અને ધર્મ જે છે તેના કરતાં વિશેષ મેં કાંઈ પણ કર્યું નથી એ હું નમ્રપણે જાહેર કરૂં છું. અને તમારા સૌના આશીર્વાદથી હું ભવિષ્યમાં પણ મારી ફરજ અદા કરતો રહીશ તેની ખાત્રી આપી તમારો સૌનો ફરી એકવાર આભાર માનું છું."

મુંબઇમાં તેમને હિતવર્ધક મંડળ તરફથી આપવામાં આવેલા બીજા માનપત્રના જવાબમાં રાયસાહેબે જનસેવાના પોતાના આદર્શોથી નીતરતું એક પ્રેરક પ્રવચન કર્યું હતું. તેમણે તે દરમિયાન જણાવ્યું હતું;–

"આજે ફરીને જ્ઞાતિના આ મંડળે મને માન આપવા માટે આજનો આ મેલાવડો યોજ્યો છે. હજુ તો ચાર દિવસ ઉપરનાં પ્રેમાળ દ્રષ્યો મારી નજરેથી ખસ્યાં નથી. ત્યાં તો વળી પાછા આજના દેખાવો જોવાને તમે મને ભાગ્યશાળી બનાવ્યો છે. ગૃહસ્થો! આજના પ્રમુખ એ એક વધુ વિશિષ્ટતા છે. મારા જ ગામના એક સાથીને આજને પ્રમુખસ્થાને જોઇ હું ભારે ખુશી થયો છું. જુવાન માણુસો તેમનામાંથી જ આવા યોગ્ય પ્રમુખો ચુંટી પોતાનો કારોબાર ચલાવે એ પ્રથા ઘણીજ આવકારને પાત્ર છે. ભાઇ ભગવાનદાસ મોરારજીએ આજનું પ્રમુખસ્થાન લઈને નવી ભાવનાને જાગૃત કરી છે. અને તેમના સ્વહસ્તે મને માનપત્ર આપવાનો તમે ઠરાવ કર્યો છે તે માટે હું તમારો સાનો આભાર માનું છું.

સજ્જનો, જ્ઞાતિ સમસ્તના માનપત્ર પછી તમે આજનો આ મેલાવડો ન કર્યો હોત તો ચાલી શકત. જ્ઞાતિના માનપત્રના ભારમાંથી હજુ તો હળવો થયો નથી ત્યાં ફરી તમે મને ભારે આભારના બોજામાં મૂકયો છે. છતાં આજનું માનપત્ર એ જુવાન પ્રજાનું માનપત્ર છે, તે સાંભળી મેં ઘણી ખુશી સાથે સ્વીકારવા હા કહી છે.

ગૃહસ્થો, જુવાન જ્ઞાતિભાઇઓ પોતાનું સંગઠન આવી સંસ્થાઓ દ્વારા સાધી જે ફરજો બજાવે છે તે ભારે આવકારને પાત્ર છે. અને મેં પહેલાં કહ્યું હતું તેમ સંસ્થાઓના વિકાસમાંજ જ્ઞાતિનો વીકાસ છે.

બંધુઓ, તમે જાણતા હશો કે એક વારની આપણી નાનકડી કોંગ્રેસ આજે દેશ સમસ્તની એક મહાન મહાસભા થઇ પડી છે. એજ પ્રમાણે જ્ઞાતિનાં આવાં નાનાં મોટાં મંડળોથી જ જ્ઞાતિનો ઉત્કર્ષ સાધી શકાય છે અને એજ મંડળો જ્ઞાતિની મહાન સંસ્થાઓ થઈ પડે છે.

જ્ઞાતિ બોડીંગનો જ દાખલો લ્યો. બેચાર ભાઇઓના આ હિતવર્ધક મંડળે આજે એક મોટું આંદોલન ઉભું કરી એક આદર્શ સંસ્થા બનાવી છે. અને તે માટે અર્ધો લાખ જેટલી મીલ્કત તેઓ મેળવી શકયા છે. ઉત્સાહ સંગઠ્ઠન અને કાર્ય દક્ષતા જ્યાં હોય છે ત્યાં નાણાં એની મેળે જ આવી મળે છે. માટે આવી સંસ્થાઓ નવું જીવન મેળવે અને તેમાં વધુ સારી વ્યક્તિઓ જોડાય એ જરૂરનું છે.

મિત્રો, મેટ્રીક પછી આગળ વધતા વિદ્યાર્થીઓ ઉત્સાહથી અભ્યાસ કરી શકે એજ હેતુથી મેટ્રીક પાસ થતા વિદ્યાર્થીઓ માટે ઇનામની યોજના મેં ચાલુ રાખી છે. પરંતુ આગળ વધવાના માર્ગો ન હોવાથી લાચારીએ તેમને અભ્યાસ બંધ કરવાની ફરજ પડે છે. પરીણામે ભણનાર યુવાનની સ્થિતિ અતો ભૃષ્ટ તતો ભૃષ્ટ જેવી બને છે.

આ સંસ્થા દ્વારા તમે સાથી પહેલું જ લોન સ્કોલરશીપનું કાર્ય ઉપાડવા ઇચ્છો છો. તેમાં મારી સંપૂર્ણ સહાનુભુતી છે. આપણી જ્ઞાતિમાં ડિગ્રી મેળવેલા વિદ્યાર્થીઓ કેટલા છે ? એમ ખરેખર કોઇ પૂછે તો જવાબ

દેતાં પણ શરમ થાય. માત્ર બેજ વિદ્યાર્થીઓ ગ્રેજ્યુએટ છે એવો આપણો જવાબ ગમે તેવા માણસને પણ નિરાશ કરે તેવો છે. તેથી આ દિશામાં વધુ પ્રયત્ન કરવા તરફ હવે આપણે કેંદ્રીત થવાની જરૂર છે. એમ બનશે તો ઇનામની મારી યોજના હું સફળ થએલી માનીશ.

બંધુઓ, કેળવાએલાઓની બેકારીનો પ્રશ્ન આજે આખા દેશભરમાં ચીંતાજનક બન્યો છે. આપણી નાનકડી કોમ પણ દેશનો એક ભાગ હોઇ આ પ્રશ્નની સર્વવ્યાપક ચિંતામાંથી મૂકત નથી. ધંધાધારી માણસો, મેટ્રીક અને તેથી આગળ વધતા જુવાનોને પોત પોતાના ક્ષેત્રમાં રોકી દેવાની પ્રથા પાડી આ ચિંતાકંઇક અંશે ઓછી કરી શકે. તોજ ભણતરનો આદર્શ જળવાય, બેકારી અટકે અને વિદ્યા પ્રત્યેનો પ્રેમ વધે.

ભાઇઓ, તે પછી તમે જ્ઞાતિભાઇઓને ઉદ્યમે લગાડવાના મારા પ્રયાસ તરફ દ્રષ્ટિપાત કર્યો છે. તેમાં પણ મારી ફરજ હતી તેટલુંજ મેં કર્યું છે. જ્ઞાતિના એકે એક વેપારીએ બને તેટલા પોતાનાજ ભાઇઓને ઉદ્યમે લગાડી પોતાની કમાઇમાંથી યથાશકિત ફાળો આપવો જોઇએ. વેપારધંધાની મંદીના સમયમાં આપણાં અનેક કુટુંબો આર્થિક અધઃપતનમાં આવી પડયા છે. તેવાઓને સંભાળી લઇ જીવન પર્યંત ધંધે લગાડવા દરેક શ્રીમંતે કાળજી રાખવી જોઇએ. ત્યારેજ સંતોષ અને શાંતિ જ્ઞાતિમાં જોવાને

આપણે ભાગ્યશાળી થશું.

ગૃહસ્થો, તમે મને જે માન આપી મારા કાર્યની વારંવાર કદર બુઝી છે તે માટે હું તમારો અત્યંત રૂણી છું. તમારા મંડળના ઉદ્દેશો એટલા બધા ઉંચી આકાંક્ષાવાળા છે કે તેમને એકાએક અમલમાં મૂકવા એ અસંભવિત જેવું છે. ઉચ્ચ કેળવણી બાબત તો મેં ઉપર ઘણું કહ્યું છે. બેકારી ઓછી કરવાના પ્રયાસો માટેની મારી ભલામણ પણ ઉપર મેં તમને જણાવી છે. હવે બીમારોની સહાયતા અને સસ્તા ભાડાનાં તંદુરસ્તીભર્યાં મકાનોની સગવડતા તેમજ નિરાશ્રીતોને વ્યવસ્થીત સહાયના ઉદ્દેશોની સમાલોચનામાં મારે જણાવવું જોઇએ કે આ બધા જીવદયાના પ્રશ્નો છે. હું તો જ્ઞાતિને એક સુગંધીત પુલવાડી જોવાનું સ્વપ્ન સેવનારામાંનો એક છું. તમારી પ્રગતિ થાય અને તમને વિજય મળે તેવું હંમેશાં ઇચ્છું છું.

જુવાનોની એ ફરજ છે, એ ધર્મ છે કે તેમણે જુવાનીનો સદુપયોગ આવી જન ઉપયોગી પ્રવૃત્તિઓ પાછળ-જ કરવો જોઇએ.

આપણે તો એટલા ટુંકા સમુહમાં છીએ કે જો ફકત પાંચ વર્ષ દરેક ભાઇઓ સંગઠીત થઇ જુદી જુદી પ્રવૃત્તિઓ ઉપાડી લે તો આવતી કાલેજ આપણો ઉત્કર્ષ થાય અને આપણે ચોતરફ સુખ, શાન્તિ આનંદ અને ઉત્સાહભર્યું વાતાવરણ સર્જાવી શકીએ. મંડળના સભ્યો, તમારી તમામ ઉમેદો પાર પાડવા માટે

એક સારૂં મકાન, સ્વતંત્ર જગ્યા અને એક સારો સેવાભાવી પગારદાર સેવક રોકીને જો તમો તમારી પ્રવૃત્તિઓ ચલાવશો તો સુવ્યવસ્થીત અને સુસંગઠીત કાર્ય પાર ઉતારવામાં તમને ઘણી મદદ મળી શકશે. ઈચ્છું છું કે મારી આ સુચના તમને ઉપયોગી થાય.

ગૃહસ્થો ! તમે મને તમારો પ્રમુખ થવા અપીલ કરી છે. પરંતુ હું તો એક પરદેશ વસનારો મુસાફર છું. તમારી પ્રવૃતીઓ મુંબઇમાંજ ચાલે છે. હું મુંબઇનો સ્થાનિક રહીશ નથી. તેથી તમારી તે સેવા હું કરી શકું તેમ નથી. તે માટે હું દિલગીર છું. છતાં તમારા હેતુઓમાં મને વિશ્વાસ છે, અને તમે જ્યારે મારી મદદ માગો ત્યારે બની શકતા બધા પ્રયત્ને હું તમારી સેવા કરવા ઉત્સુક છું અને રહીશ. પરંતુ મંડળનું કાયમી પ્રમુખસ્થાન તો તમો મારા સહાધ્યાયી ભાઇ ભગવાનદાસ જેવાને આપશો તો તે તમને હંમેશ માટે ઉપયોગી થશે.

ભાઇ ભગવાનદાસ જેવા યુવાનની બુદ્ધિ, શકિત, અને કાર્યદક્ષતા મારા કરતાં તો કયાંયે અધીક છે. બોડીંગના વ્યવસ્થાપક તરીકે તેમની સેવાઓ જ્ઞાતિના ઇતિહાસને ગૌરવ આપે તેવી છે.

આવા એક કર્તવ્યપરાયણ સેવકને તમે આજે પ્રમુખસ્થાન આપ્યું છે; તેનેજ તમારા કાયમી પ્રમુખ બનાવો એવી મારી તમને વિનંતી છે.

શેઠ ભગવાનદાસ મોરારજી જેવો ગર્ભશ્રીમંત યુવાન જ્ઞાતિ માટે જે કરે છે અને નિરાભીમાનપણે જે ભોગ આપે છે તે માટે મારાં તેમને અભિનંદન છે.

પોરબંદરની જ્ઞાતિ તેમના જેવા સેવક ધરાવવા અભી-માન લે તો તેમાં જરાએ ખોટું નથી. અમારો આ સાથી મુંબઈમાં રહીને પણ તમારી સેવા કરે છે એ જોઈ મારૂં હૈયું પ્રફુલ્લીત થાય છે.

પ્રમુખ સાહેબ અને બંધુઓ, અંતે હું ફરી એકવાર મને માન આપવા માટે તમારો સૌનો આભાર માનું છું. તમે બધાએ મને ધીરજથી સાંભળ્યો છે તે માટે હું તમને ધન્યવાદ આપું છું. પ્રભુ મંડળનો સત્વર ઉત્કર્ષ કરવામાં તમને સહાયભુત થાય અને તમને સૌને તે માટે શક્તિવાન બનાવે તેવી મારી એ જગન્નિયંતા પાસે પ્રાર્થના છે. સજ્જનો ! હું ફરી એકવાર તમારો ઉપકાર માનું છું."

શ્રીયુત અભેચંદભાઇના ઉપરના વિચારો તેમની વિચા-રસરણીનું પ્રતિબિંબ રજુ કરે છે. સામાન્ય રીતે આપણે ત્યાં એવા ઘણા જ ઓછા માણુસો મળશે જેઓ શ્રીમંત હોવા સાથે વિચારે ઉદ્દામ હોય. પણ રાયસાહેબના ઉપરના વિચારોમાંથી સ્પષ્ટ જણાશે કે તેઓ શ્રીમંતોની માફક વિચારે વિનિત નથી પણ ઉદ્દામ માનસ ધરાવે છે.

વર્તને તો રાજેશ્રી. અભેચંદભાઈ એક સાચા કર્મયોગી છે એ હકીકતનો પડઘો તો પુસ્તકના પાને પાને ઉઠે છે. તેમના જીવનની એ લોકપ્રિય વિશિષ્ટતા છે કે તેઓ પોતાના વિચારોમાંજ માત્ર રાચવાને બદલે વિચારોને વર્ત-નમાં મૂકવાનો પ્રસંશનીય પ્રયત્ન પણ કરી રહ્યા છે.

રાજકારણ વિષે પણ રાયસાહેબ ખાસ વિચારો ધરાવે છે. પણ તેઓ કહે છે કે 'મનુષ્યે દરેક બાબતોમાં માથું મારવાની કોશીષ નહિ કરવી જોઇએ.' તેમનું માનવું છે કે સૌથી પ્રથમ દરેક પુરૂષે પોતાની શકિતઓની મર્યાદા નકકી કરવી જોઇએ. વિચારો તો આસમાન સુધી ઝડપથી પહોંચી જાય છે. પણ વર્તન માટેની શકયતાઓ સામેથી દૃષ્ટિને ખસેડવી ન જોઇએ.

એટલે રાયસાહેબે પોતાનાં કર્તવ્યક્ષેત્રોને સમાજ સુધારો, કેળવણી, સાહિત્ય, યથાશકિત દાન અને જ્ઞાતિહિત પૂરતાં મર્યાદિત રાખ્યાં છે. બીજાં ક્ષેત્રોમાં તેઓ રસ જરૂર ધરાવે છે પણ પોતાની મર્યાદાઓ તેઓ સમજે છે અને એ મુજબ પોતાની શુભ પ્રવૃત્તિઓને ચલાવ્યે રાખે છે.

રાયસાહેબનો ભત્રીજો શ્રી. જમનાદાસ રણછોડભાઈ



જેના લગ્નમાં રાયસાહેબે રૂા. ૧૦૦૧ નો ચાંલ્લો કર્યો.

# ખુલાસો.

[ આ પુસ્તકનો આગલો ભાગ રાયસાહેબની પુત્રીના શુભ લગ્ન પ્રસંગે શ્રી. ચંદુલાલ વૈદ્યના કાર્યદક્ષ હસ્તે લખાઇને પ્રસિદ્ધ કરવામાં આવેલ હતો. પણ લગ્ન સમારંભ અને ત્યારપછીના થોડા અનુભવો, પરિચીત વ્યક્તિ તરફથી મળેલા જે લાંબા વખતથી પડી રહેલા હોવાથી, પૂરવણી તરીકે બાકી રહેલા થોડા પુસ્તકની પ્રતોમાં છાપી પુસ્તકની પૂરવણીમાં ઉમેરવામાં આવ્યો છે ]

## લગ્ન પ્રસંગ અને પછી.

કુળદિપક થાવું કઠિન, દેશદિપક દુર્લભ.
જગદિપક જગદિશનાં, અંશીકોક અલક્ષ્ય. સા. ર.

મનુષ્ય પ્રથમ કૌટુંબીક પછી સ્વજ્ઞાતિ પછી સમાજ, પછી દેશ, અને પછી રાષ્ટ્રના ઉદ્ધાર માટે કદમે કદમે આગળ ધપી માનવ કલ્યાણના પૂન્યવંત યજ્ઞમાં શકય ફાળો આપી, પોતાનું અને પારકું કલ્યાણ કરી આ લોક ને પરલોકને સુધારી શકે છે. તેઓને આત્મા સાથે એકજ દૈવી ફરજનો સંસર્ગ છે.

પ્રભુ દરબારમાં જાવા, મુસાફિર છે મજલ મોટી.
ભલા સત્કર્મનું ભાથું, અરે ઓ ભાઇ ભરતો જા.
( મણીકાન્ત )

અને એ પ્રમાણે એવા ભાગ્યવાનો સત્કર્મના ભાથા ભર્યેજ જાય છે. "રાજમંત્રી" રાયસાહેબ શેઠ શ્રી અભેચંદ ગીરધર પણ, આપ આગલા પ્રકરણોમાં વાંચી ગયા તેમ કદમે કદમે માનવ ઉદ્ધારના મહાયજ્ઞમાં શકય બલિદાનો

આપી રહ્યા છે. દરેક પ્રસંગમાં સ્વજ્ઞાતિને તે મહત્વનું સ્થાન આપે છે. "જ્ઞાતિગંગા"ના પુનીત નીરથી પાવન થવાની એની અભિલાષી એમને સાંપડેલા શુભ દિવસો દરમ્યાન એમણે અમુક અંશે પ્રાપ્ત કરી. એ શુભ દિવસો તે સંવત ૧૯૯૫માં રાયસાહેબને ત્યાં ત્રણ શુભ લગ્ન પ્રસંગો આવેલ હતો.

(૧) રાયસાહેબના ભત્રીજા શા. જમનાદાસ રણછોડદાસ.

(૨) રાયસાહેબના સાળા શા. ગોકુલદાસ કપુરચંદ.

(૩) રાયસાહેબની પુત્રી શ્રી ધનકુંવરબેનના શ્રીમાન મંગળદાસ મેઘજી સાથે લગ્નના શુભ અવસરનો લાભ પોતે તો લીધોજ પરંતુ અન્યને પણ એના ભાગીદાર બનાવ્યા. એમણે એ અવસરને દીપાવવા સમસ્ત સ્વજ્ઞાતિ દેશતેડું કર્યું.

જામનગર અને કોડીનાર સુધીના સ્વજ્ઞાતિ સજ્જનો (શ્રી વિસા સોરઠીયા વણીક) એ દેશતેડાના આમંત્રણનો ભાવભર્યા હૃદયે સ્વીકાર કરી શેઠશ્રીને ત્યાં પધાર્યા હતા.

ઉપરની બાબત ઉપરથી સ્હેજે સમજી શકાય તેમ છે. કે રાય સાહેબે કુટુંબ પ્રેમ, સગાં અને સબંધીઓનો પ્રેમ, એટલુંજ નહિ પણ સ્વજ્ઞાતિ પ્રેમ, અને તેથીએ આગળ વધીને દેશાવર સ્વજ્ઞાતિ પ્રેમ, એ અવસરે મેળવ્યો હતો.

બ્હેન ધનકુવરના લગ્ન પ્રસંગે રાજ્યનો જુનો દરબારગઢ કે જે ખુદાવિંદ નેક નામદાર મહારાજા મહારાણા શ્રી ૭ સર નટવરસિંહજી બહાદુર. કે. સી. એસ. આઇ. ભાગ્યેજ

કોઇને વાપરવા દેતા હશે, દરબારગઢ એવો નામદાર મહારાણા સાહેબે અત્યંત કૃપા કરી રાય સાહેબને વાપરવા દીધો હતો. અને રાયસાહેબે એ દરબારગઢને દબદબાથી શણગાર્યો. સુંદર કળા, આકર્ષક રોશની, સુગમ્ય વ્યવસ્થા, વિદ્વતાભરી કારીગીરીથી દરબારગઢમાં 'લગ્ન મંડપ' રોપાવ્યો હતો. પાછળના ભાગમાં પ્રખ્યાત કલાકાર શ્રી કાંબલીનું હાલતા ચાલતા પુતળાંનું નવીજ ઢબનું કલા પ્રદર્શન હતું. જેનું વર્ણન શ્રી વણિક વીસા સોરઠીયા હિતેચ્છુંના ત્રીજા પુસ્તકનો પહેલો અંક કે જે ખાસ "લગ્નાંક" તરીકે બહાર પડયો છે તેમાં આપેલું છે. એ પ્રદર્શનનો લાભ કોણે લીધો ? જવાબમાં પોરબંદરની જાહેર જનતાએ આ બાલાવૃદ્ધ અને સ્ત્રી પુરૂષો તમામે અને એ રીતે પોર નગરીનો જનસમુહ પણ એ અમૂલ્ય અવસરનો લાભ લેવા યથાયોગ્ય ભાગ્યશાળી બન્યો. વિશેષમાં પરમકૃપાળુ પ્રજાવત્સલ કલાપ્રિય નામદાર મહારાજા મહારાણા સાહેબ શ્રી નટવરસિંહજી બહાદુરના પવિત્ર હસ્તે એ ભવ્ય પ્રદર્શનની ઉદ્દ્ઘાટન ક્રિયા થઈ હતી. વિષયાંતર થઇ જવાની બ્હીકે આ વાત હું અહીંથી અટકાવીશ.

## સ્વજ્ઞાતિ દેશતેડું.

આવા અનોપમ પ્રસંગનો લાભ રાયસાહેબે સ્વજ્ઞાતિ દેશતેડું કરી સ્વજ્ઞાતિ સજ્જનોને આપ્યો. તેમનો યથાશકિત ભાવભીનો સત્કાર કર્યો. એ આતિથ્ય સત્કાર પણ અજોડ હતો. મુંબઇ કલકત્તા સુદ્ધાન્ત લગભગ સી-તેરેક ગામ વાસીઓએ સ્વજ્ઞાતિ સજ્જન તરીકે એ આમંત્રણ સ્વીકાર્યું હતું. અને એ અમૂલ્ય પ્રસંગનો લાભ લીધો હતો.

આ લાભને હું અમૂલ્ય લાભ એટલા માટે કહી શકું છું કે જ્ઞાતિજનોએ માત્ર મંડપો, વરઘોડાઓ, શુશોભિત દ્રશ્યો કે સ્વાદિષ્ટ ભોજનોનો જ લાભ લીધો એમ નથી. પરંતુ તેમણે સુંદર ભાષણો, ઉપયોગી ચર્ચાઓ, સાંભળી છે. જ્ઞાતિ હીતની તમન્ના વધારી છે. ઐકયતા અને એકદીલીના પદાર્થ-પાઠો મેળવ્યા છે. સ્વમાનની કિંમત પિછાણી છે. જ્ઞાતિ સેવાની સર્વોપરિતા વિચારી છે. જ્ઞાતિજનોનો પુનિત પરિચય કર્યો છે. જાણ્યા અજાણ્યા જ્ઞાતિજનો, રંક, રાયનો ભેદ ભૂલી ભાતૃભાવે ભેટયા છે. અને એજ છે રાય સાહેબના દેશતેડાનું સાર્થક, એની કીર્તી. અને એજ છે અમર યાદી. હવે આવાં કાર્યો કરી સુવર્ણને સુગંધી બનાવવા બદલ શેઠશ્રીને ઉદ્દેશીને કંઇક લખવા મન પ્રેરાય છે.

## અભિલાષ અંજલિ.

દોહરા.

અમર, યાદી કરી આપે, નિમંત્રી નીજ જ્ઞાતિને.<br>
ભેટયા, સકળ ભાંડુઓ, હ્રદયમાં પ્રેમ લાવીને....(૧)<br>
ચંદ્ર, સૂર્ય સમ કીર્તિ ઉજવલ, ગંગાનીર સમું એ નિર્મળ.<br>
દયા. પ્રેમ, અકયના પાઠો, પાઠવ્યા નીજ જ્ઞાતિને...(૨)<br>
ગીરીજા પતિની કરૂણા હોજો, પુરે આશા આપની.<br>
રટણ જ્ઞાતિ હીતનું, હ્રદયે રહે તમ જ્ઞાતિને....(૩)<br>
ધરીને ધર્યની ઢાલો, પરોપકારનાં કરી કાર્યો.<br>
રડંતાને રીજવવાના, અર્થી આદેશ જ્ઞાતિને...(૪)<br>
ભાગ્યવંત આપ છો પુરા. (જ્ઞાતિ) ગંગા વહી તમ આંગણે<br>
ઈશ્વર અમી વરસાવજો, તમને અને તમ જ્ઞાતિને...(૫)

પાઠવનાર હરકીશનદાસ પારેખ

વીસા સોરઠીયાની સમસ્ત દેશભરની વણીક જ્ઞાતિ તરફથી તેમને મળેલ આ તકના બદલામાં તેઓએ રાયસાહેબનું બસ્ટ ખુલ્લું મુકવાનો કાર્યક્રમ શ્રી. વીસા સોરઠીયા વણીક બોર્ડીંગમાં ગોઠવ્યો હતો. જે પ્રસંગને પણ યાદગાર બનાવવા દાનવીર રાયસાહેબે બોર્ડીંગ વિધવાફંડ. વીગેરેમાં રૂા. ૧૫૦૦ ની નવાજેશ કરી હતી. આ પ્રસંગ તેમજ શ્રી કાંબલીના પ્રદર્શનનો પ્રસંગ વણીક વીસા સોરઠીયા હિતેચ્છુના લગ્નાંકમાં સંપૂર્ણ વર્ણવેલ છે.

# વસ્તીપત્રક.

## સ્વાર્થ.

દિપોત્સવી આવે અને વેપારી સમૂહ વેપારનું સરવૈયું કરે રાત્રીઓ સુધી ઉજાગરા કરી નોકરવર્ગોને ઉજાગરાઓ કરાવી. આખા વર્ષનો તારીજો મેળવે. ભંડારમાં કેટલાં ભર્યાં તેનો સરવાળો કરી આનંદ માને. અથવા ભંડારમાંથી કેટલા ઘટયા તે જાણી દીલગીર થાય. એમાં તો આનંદ પણ છે અને દુઃખ પણ છે કારણ કે ત્યાં સ્વાર્થ છે. વેપાર (બે–પાર) છે. ત્યારે આપણી વાતના નાયક 'ધર્મમનિષી, રાજમંત્રી, રાયસાહેબ, દાનવીર શેઠ અભેચંદ ગીરધરભાઈએ પણ વેપાર અને એ પણ જીવ સટોસટનો સાહસિક વેપાર કરી સંપત્તિ મેળવી છે. પણ એ દૈવીસંપત્તિ, અસુરી નહિજ.

> दैवी संपतिक्षाय निबंधायासुरी मता।
> माशुचः संपदं दैवीमभिनातोवभि पांडव ॥

"ગીતા" અધ્યાય ૧૬. શ્લોક ૫.

## પરમાર્થ.

અને એ સંપત્તિ ઉપયોગ સદ્‌માર્ગેજ થઈ રહ્યો છે. વળી શેઠે વેપારનાં તો સેંકડો સરવૈયાં કર્યાં હશે પણ તે બધાં

સ્હેજે ભૂલી જવાયા હશે. અથવા આપણે તે સરવૈયાંઓથી અજાણ છીએ. પણ રાયસાહેબે એક યાદગાર સરવૈયું કર્યું છે તે સરવૈયું ન તો એ ભૂલી શકે. ન તો ભૂલું. ન એની જ્ઞાતિ ભૂલે. કે એને ન ભૂલે એનો વાંચક, એનો જાણકાર, કારણકે એ સરવૈયું છે. પરમાર્થનું. એનો અંદાજ નિસ્વાર્થ ભાવે કાઢયો છે. એટલે એનો અંક દેખી માત્ર આનંદી થવાનું, અને બીજાને આનંદી બનાવવાનું, એના પરિણામને કાળી બાજુ હોતીજ નથી, અને એ છે શ્રી વીસા સોરઠીયા વણીક જ્ઞાતિનું વસ્તી પત્રક કે જે, રાયસાહેબે સંવત ૧૯૯૬ના ચૈત્ર શુદ ૯ મંગળવાર રામનવમીના દિવસે છપાવી જ્ઞાતિ ચરણે ધર્યું.

## બલિદાન.

એ વસ્તી પત્રક બનાવી તૈયાર કરી છપાવી પ્રસિધ્ધ કરવામાં રાયસાહેબે તન મન ધનનું અવર્ણનિય બલિદાન આપ્યું છે. કેટલીક વખત તો એમની શ્રમ કરવાની ધગશ નજરે નિહાળી છે. ધંધા સબંધીના ઘણાએ કામને પડતાં મૂકીને વસ્તી પત્રકના કામો કરવા બેસતા. મેં અને મારા બીજા ઘણા મિત્રોએ એમને જોયા હશે. અને એ જાત મહેનત નજરે નિહાળનાર બંધુને જરૂર જણાયું હશે કે શેઠ શ્રી પૈસો પરમાર્થે ખર્ચી શકે છે. તેમ જાત મહેનત પણ કરી સમયનું પણ બલિદાન આપી શકે છે. અરે ભૂલ્યો સમયની કિંમત પુરેપુરી વસુલ કરી શકે છે. કારણ તે જાણે છે કેઃ–

સંપત્ત ગઈ તે સાંપડે, ગયા મળે છે વહાણ.
ગત અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણ.

સ્વજ્ઞાતિ દેશતેડા સાથે આ વસ્તીપત્રકનું પણ માન એમણે મેળવ્યું.

## પ્રેરણા.

આ વસ્તી પત્રક તૈયાર કરવાની પ્રેરણા કેમ થઇ ?

શ્રી વણીક વીસા સોરઠીયા જ્ઞાતિની વસ્તીનું છેલ્લું સરવયું. ૧૯૮૩માં શ્રી મુંબઇ અને પોરબંદરની મોટી નાત સમસ્તે પ્રસિધ્ધ કર્યું હતું. અને ત્યારથી જ્ઞાતિના સજ્જનોને પોતાની જ્ઞાતિની વસ્તીની સંખ્યા જાણુવાની તમન્ના વધતી ગઇ હતી. રાયસાહેબને ત્યાં બરાબર એ ટાંકણે જ તેમનાં પુત્રી ચી. સૌ. બ્હેન ધનકુંવરનાં લગ્ન પ્રસંગે સ્વજ્ઞાતિ સમસ્તને તેડાવવાનો શુભ પ્રસંગ આવ્યો. એ યાદગાર પ્રસંગને વધુ યાદગાર બનાવવા સ્વજ્ઞાતિનું વસ્તી પત્રક જ્ઞાતિ ચરણે ધરવાની રાયસાહેબે જાહેરાત કરી હતી.

## વસ્તીનો તારીજો.

### આગલી વસ્તીનો આંકડો ૩૮૦૬.

રાયસાહેબે તૈયાર કરેલા વસ્તી પત્રકમાં કુલે કાઠીયાવાડના ૮૨ ગામોની ગણત્રી છે. જેમાં ૮૮૦ લાણા મોટેનાં ઘરની ગણત્રી કરેલ. ૧૯૯૬ની સાલની આ વસ્તી પત્રકમાં કુલ સરવાળો ૪૪૦૬નો છે જેની નોંધ નીચે મુજબ છે.

## શ્રી વીસા સોરઠીયા (વણીક) વસ્તી

| પુરુષ. | | સ્ત્રી |
|---|---|---|
| પરણેલા | | પરણેલી |
| ૮૦૦ | | ૮૦૦ |
| કુંવારા | | કુમારિકા |
| ૧૨૩૫ | | ૮૦૦ |
| વેશવાળ | | વેશવાળ |
| ૬૦ | | ૬૦ |
| વીધુર | | વિધવા |
| ૧૭૫ | | ૪૭૬ |
| ૨૨૭૦ | | ૨૧૩૬ |

| | | |
|---|---|---|
| | ૨૨૭૦ | |
| + | ૨૧૩૬ | |
| કુલ. | ૪૪૦૬ | |
| | ૩૮૦૬ | આગલી વસ્તીનો ટોટલ. |
| | ૬૦૦ | વધારો. |

ઉપલા કોઠા પરથી આપ જાણી ખુશી થયા હશો કે ૯૬ના દાયકામાં રાયસાહેબની જ્ઞાતિમાં ૬૦૦ની સંખ્યાનો વધારો ચો છે.

વસ્તીગણુત્રીનું તન, અને ધનની કસોટી કરે એવું આ મહાન કાર્ય શેઠે કેટલું સરળ કર્યું છે તે માટે હું શું લખી શકું. પણ આપની જાણ માટે એ વસ્તી પત્રક માટેનો એકાદ અભિપ્રાય નીચે આપું તો તે અસ્થાને ગણાશે નહિ.

## અભિપ્રાયોમાંથી એક.

રાયસાહેબ, રાજમંત્રી,

શેઠ અભેચંદ ગીરધરભાઇ શાહ.

આપણી જ્ઞાતિને જે વસ્તુની ખાસ જરૂર હતી. તે આપે પુરી પાડેલ છે. વસ્તી પત્રક તૈયાર કરવા માટે અને તેના ખર્ચને પહોંચી વળવા કોઇ પણ શકિતવાન ન થઇ શક્યું. પરંતુ આપને ઉમેદ હતી અને તેમાં તમોએ એકલે હાથે તન, મન, અને ધનનો ભોગ આપીને જે સાહસ સાથે મહેનત લીધી છે તે ખરેખર પ્રસંશાને પાત્ર છે. છેવટે એટલું જ ઇચ્છું છું કે જેમ પોરબંદર માટે વસ્તીની તારીજ આપવામાં આવેલ છે તેમ મુંબઇને માટે એકાદ પાનું રોક-વામાં આવે તો વધારે અનુકુળ થઇ પડશે.

લી. સેવક.

**હેમચંદ પીતામ્બર.**

## ઉદારતા.

મજકુર વસ્તી પત્રકનો લાભ રાયસાહેબની જ્ઞાતિના દરેક સજ્જનોને મળે એ ઉ શથી રાયસાહેબે વસ્તીપત્રક માંહે પોતે પોતાની જ્ઞાતિના સજ્જનોને જણાવ્યું છે કેઃ—

કોઇ પણ ભાઇને વસ્તી પત્રકની બુક જોઇતી હોય તો મંગાવી લેશો.

## મારા હૃદયોગાર.

### મંદાક્રાંતા

જ્ઞાતિજનને નોંધી લેવા, કલમ કરમાં ધરીને.
આદરી જ્ઞાતિ સેવા, હામ હૈયે ધરીને.
કરી સેવા તન, મન, ધનથી, સ્વજ્ઞાતિના હિત માટે.
કર્યો ઉદય વસ્તીની હસ્તીનો, તમારા વસ્તી પત્રકે.

### પુનર્લગ્ન

વિધવાઓના દુઃખનું નિવારણ કરવા રાય સાહેબ અભેચંદભાઈએ દરેક પ્રકારના શકય પ્રયત્નો કર્યા છે અને વિધવાઓની કકળતી આંતરડીના આર્તનાદ દૂર કરવામાં તન મન અને ધનથી હંમેશા ખડે પગે હોય છે.

જનો ઓછા અનુભવના, અમારા રાહ નવ જાણે.
અમે હસીએ છતાં રડતાં, હૃદયની આહ નવ જાણે.

ટુંકમાં વિધવાઓનો આર્તનાદ પારખવો એ ગહન કાર્ય છે. પોરબંદરના ઉગતા લેખક શ્રી તાજાવાલાએ એમના એક કાવ્યમાં એ આર્તનાદ ઓળખાવવાનો પ્રયાસ કર્યો છે. તેમાંની થોડીક લીંટીઓ નીચે આપું છું.

વિધવા !

મારે આંગણ મોર નથી કંઇ
ટહૂકા કે કલશોર નથી અહીં,
મોર નથી કોઇ ચઢયો ચિત્તા પર
નથી ઢળકતી ઢેલ ચિત્તા પર.

(ભૂતકાળની વિધવા ચિત્તામાં એકલા દેહનો નાશ કરતી)

વાંચક ગણ કદાચ આપને એમ લાગતું હશે કે હું આટલો બધો વિષયાંતર કેમ કરતો હોઇશ. વસ્તી પત્રકમાંથી વિધવાનું કેમ ભરડવા માંડયું ? વાંચક વીર એ શંકા લાવીશ નહિ. આ કાંઈ મારા નાના મગજના વિચારો નથી પરંતુ પુનઃલગ્નના પ્રખર હિમાયતી રાયસાહેબે પોતે પ્રસિદ્ધ કરેલા વસ્તીપત્રકમાં સ્વજ્ઞાતિ પ્રત્યે પુનઃલગ્ન સબંધમાં એક અપીલ કરી છે જે નીચે આપું છું.

"કેટલાય ભાઈઓ સગવડતાના અભાવે પર કોમની કન્યા કે વિધવા લાવે છે. અને તેથી જ્ઞાતિમાં કુસંપ અને બખેડા જામે છે. તો તે પ્રથા બંધ થવી જોઇએ. અને મરજીયાત પુર્નલગ્નની છૂટનો ધારો સુધારો વધારો કરી ચોકસ નીવેડો લાવી ગરીબ બહેનોના આંસુ લુછી આશીર્વાદ-મેળવશે તો પરમાત્મા ભલું કરશે. બાકી પોતાની મેળે બહેનો બહાર પડે તે જમાનો હજી આવ્યો નથી."

## નવી ભેટ.

પ્રિય વાંચક ગણ રાયસાહેબે પોતાની જ્ઞાતિને વસ્તી પત્રકની ભેટ આપી તે આપે જાણ્યું હવે તેઓ એક નવી ભેટ રજુ કરે છે.

તે નવી ભેટની જ્ઞાતીના ગોર કંડોળ્યા બ્રાહ્મણોને તે અર્પણ કરશે. કલ્યાણકારી મનુષ્યોના સમાગમથી કલ્યાણજ થાય. કંડોળ્યા બ્રાહ્મણની સમાજે આ ભેટને ભાવ અને મગરૂબી સાથે વધાવી લેવી જોઇએ. આવા પરોપકારી યજમાનોના તેઓને ગોર થવાનું જે ભાગ્ય મળ્યું છે તેની

કિંમત સમજી પોતે તેમનો લાભ લેય અને પોતે પણ કુળગોર તરીકે યજમાનોનું કલ્યાણ ઇચ્છે છે અને વધુ ઇચ્છે. આ ભેટ તે કંડોળ્યા બ્રાહ્મણોની જ્ઞાતિનું દેશાવરોનું વસ્તી પત્રક છે. જે ૧૯૯૭માં શરૂ થયું છે. આશા છે કે એ થોડાજ વખતમાં છપાઇ બહાર પડશે.

જો કે આવા કાર્યો પાછળ ભગિરથ પ્રયત્નો અને ભોગો આપવાના હોય જ પરંતુ સેવા ભાવથી જે કામ આદર્યું તેમાં તો શ્રી હરિની પણ સહાયતા હોયજને.

## પરિચય.

સ્વર્ણને જેમ સુગંધની જરૂર હોતી નથી તેમ આવા ગુણશાળી શેઠશ્રીનો પરિચય કરાવવાની ભાગ્યેજ જરૂર રહે છે, છતાં પણ એમનાં વિશાળ કાર્યોના ક્ષેત્રની થોડીએક રૂપ-રેખા આપ સમક્ષ રજુ કરવા જરા લલચાઉં છું શેઠ શ્રી કયા કયા ક્ષેત્રોમાં શું શું કાર્યો કરે છે તેની તદ્દન ટૂંકી રૂપરેખા અહીં નીચે આપું છું જેમાં તેમના ઇલ્કાબો અને લોકોપયોગી કામોનો કાંઇક સમાવેશ થાય છે,

| નંબર | ઇલ્કાબ | કોના તરફથી |
|---|---|---|
| ૧ | રાયસાહેબ | ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીયા |
| ૨ | રાજ મંત્રી | પોરબંદર સ્ટેટ |
| ૩ | ધર્મ મનિષી | શ્રી કાશી બનારસ સંસ્કૃત કોલેજ |
| ૪ | સદ્ ધર્મ પ્રભાકર | શ્રી વિશ્વમંગળ કાર્યાલય જુનાગઢ |
| ૫ | ડાયરેકટર | The great home insurence Co. |
| ૬ | પેટ્રન | શેઠ ઝવેરચંદ નરશીભાઇ લાયબ્રેરી પોરબંદર |

૭ પ્રમુખ....ધી ક્રેસન્ટ વિમા કું બ્રાન્ચ ઓફીસ

૮ પ્રેપાઇટર...A. G. & Co. (Arabia)

૯ દાનવીર...શ્રી વિસા સોરઠીયા જ્ઞાતિ લોજ

૧૦ અબુ આલમ શાહીન
( ગરીબનો બેલી )......( Arabia )

૧૧ ફેલો...પુના ફરગ્યુશન કોલેજ

૧૨ પેટ્રન...શ્રી ભારતોદય મંડળ પોરબંદર

૧૩ પ્રમુખ...વિસા સોરઠીયા બોર્ડીંગ સભા

૧૪ પ્રમુખ...વિસા સોરઠીયા જ્ઞાતિ સભા

૧૫ પ્રમુખ...વિસા સોરઠીયા જ્ઞાતિ સભામાં (કલકત્તા)

૧૬ પ્રમુખ...વિસા સોરઠીયા જ્ઞાતિ સભા ( કોડીનાર )

૧૭ પ્રમુખ....વિસા સોરઠીયા જ્ઞાતિ સભા ( લોજ અને
જરીયાવાલા )

૧૮ લાઇફ મેમ્બર...The overseas leagrue London.

૧૯ એસેસર...પોરબંદર કોર્ટમાં ( ખુન કેસ વખતે )

૨૦ એસેસર...પોરબંદર કોર્ટમાં (ખોટા સિક્કાના કેશ વખતે)

૨૧ સભાસદ શ્રી પોરબંદર મ્યુનીસીપાલીટી હરીજન સહકારી
બેન્ક.

છેવટ:--આ પ્રકરણને વધુ શણગારવાના હેતુથી તેમાં શેઠશ્રી. વિષેના બહાર પડેલા બીજા પુસ્તકોમાંથી કાવ્યની વાનગીઓ પીરસું છું. એ કાવ્યો વાંચકોમાં પ્રશંશનીય બન્યા છે. સાથે એમના લેખકોનો પણ આછેરો ખ્યાલ આવી જશે.

અસ્તુ.

# અભિનંદન

——:o:——

ાખી દાઝ અન્યની દીલ વિષે, કૃતજ્ઞ સૌને કર્યા;
ત્નો કરી સ્વબળથીજ સઘળા, લક્ષ્મિપ્રિતિ આપ વર્યા,
ાહસો ખેડી અનેક પરદેશમાં, સાહસિક તમે થયા;
કુતે ધરી કાર્ય સ્વજ્ઞાતિનું, હિતચિંતક આપ થયા.—૧
રાબરી ન થઈ શકે કોઈથી, એવી તમારી કૃતિ,
ી'જમાં હર્ષથી કબજે કરી, જ્ઞાતિની મનોવૃત્તિ
રાવ સઘળે યોગ્યજ ઘડી, ઉન્નતિ સૌની કરી;
ીની સહાય કરી સર્વને, થયા તમે દાનેશ્વરી.—૨
મમરતા વર્યા આ જ્ઞાતિ વિષે, અમર કાર્યો થકી;
ેખ ધરી અનેક તમ વિષે, સ્વકર્મો કરી હર્ષથી.
ંચળ મનને હરી સ્વબળથી, સંયમી તમે થયા,
ઇ દ્રષ્ટાન્ત અન્યને જીવનનો; આદર્શી તમે બન્યા.—૩
ીતા અધ્યયન કરી મન વિષે, ધર્મે અખંડીત રહ્યા;
ચી નવીન કાર્યો પુનર્પુનઃ કાર્યદક્ષી બની રહ્યા.
ારી તન–મન–ધન જ્ઞાતિ ચરણે, શું સેવા ઇચ્છી રહ્યા!
ખે મન સ્વબંધુનું દુભાય કદિયે, નવ તે ઇચ્છી રહ્યા!—૪
ણા જનમતા આ જગ વિષે, મરતા ઘણાંએ દિસે;
ણ અણુંએ જીવન તમતણું, અપવાદ રૂપે વસે.
જીવો ઘણું તમે આ વસુ મહિં, ઇચ્છું એવું અંતરે;
ાજો ઘણા અભિનંદન સુજના. યશસ્વી આ જીવનને.—૫

ચુનીલાલ શામજી શાહ.

F. Y. A.

# અખંડ સૌભાગ્યવંતા શ્રીમતી સંતોકબાઈની પુત્રીને શીખામણ

સાંભળ રૂડી શીખ રાય કુમારી રે એ ટેક
તું છો વ્હાલી પુત્રી અમારી રે
શીખ આપું છું માત હું તારી સાંભળ ૧
પાળી પોષી મેં મોટી કીધી રે
યથા શક્તિ કેળવણી દિધી રે
પરણાવીને લ્હાણુજ લીધી રે સાંભળ ૨
હવે શ્વસુર ગૃહે જવાનું રે
ગૃહ લક્ષ્મીજ તારે થવાનું રે
આપ્યું શિક્ષણ તેમજ થવાનું રે સાંભળ ૩
મોટેરાંઓની સેવા કરજો રે
તેના બોલ શીર ઉપર ધરજો રે
કુળ ઉજવળ બન્નેના કરજો સાંભળ ૪
પતિ પ્રેમ પરાયણ રહેજો રે
પ્રભુ સમ તેની સેવા કરજો
આ શીખ મારી મનમાં ધરજો સાંભળ ૫
આશીષ આપું હું મારા મનથી રે
સેવા કીધી મેં તન, મન, ધનથી રે
સુંખી રહેજો દંપતી સાધનથી સાંભળ ૬

હું છું આપ સર્વની સેવિકા,

સંતોકબાઇ તે શેઠ શ્રી
અભેચંદ ગિરધરભાઈનાં
ધર્મપત્નિ

# કસોટીકાળની જીવંત યાદ

પ્રિય વાંચક,

આ પુસ્તકના છેલ્લા આ પ્રકરણમાં રાયસાહેબ રાજ્યમંત્રી શેઠશ્રી અભેચંદભાઈ ગીરધરભાઇ કે જેને હવે પછી આપણે શેઠશ્રીના ટુંકા નામે સંબોધશું તે દાનવીર ગૃહસ્થનો કસોટીકાળ, દીર્ઘાયુ શેઠશ્રીની જીવંત યાદરૂપે રજુ કરવા આ સુવર્ણ પ્રકરણનો ઉમેરો કરી હું કૃતકૃત્ય માનીશ.

**એક દૃષ્ટાંત**

કોઇ એક ગૃહસ્થને કોઇ એક વિદ્વાને કહેલું કે ભાઇ જીંદગી અમર નથી. અમર તો કીર્તી જ છે. માટે "મોતને માટે તૈયારી કરવી એ મોટું ડહાપણ છે" પેલા ગૃહસ્થને વાત આરપાર ઉતરી ગઇ અને પોતાને ઘેર જઈ મોતની તૈયારી નીચે પ્રમાણે કરવા લાગ્યા.

છાણા, લાકડા, વાંસડા, ખાપણ છીંદરી, વિગેરે, વિગેરે. પ્રિય વાંચક હવે હું મૂળ પ્રસંગ પર આવું છું.

સંવત ૧૯૭૬ના આશ્વીન માસમાં કચ્છ ભૂજવાળા પંડિત પ્રખ્યાત શાસ્ત્રીજી શ્રી. જોશી ખીમજીભાઇ (K. B. Sharma) હસ્તક શેઠશ્રીએ પોતાની જન્મોત્રી તૈયાર કરાવી હતી.

એ જન્મોત્રીમાં આલેખાયેલ ભાવિના મણકા એક પછી એક સત્ય રૂપે ચમકયા કરે છે. તેમાં સાલવાર લખેલ નીચે પ્રમાણેની હકીકતો બરાબર સાચી પડી છે તે વાંચવાથી સમજ પડશે.

સંવંત ૧૯૭૭/૭૮ સ્વતંત્ર ધંધા રોજગારની શરૂઆત
,, ૧૯૮૦/૮૧ પ્રખ્યાત અમીર ઉમરાવની લાગવગ
,, ૧૯૮૨/૮૭ કોન્ટ્રાક કામથી લાભ ભાવિ ઉદય
,, ૧૯૮૮/૮૯ લગ્નાદિક કાર્યો
,, ૧૯૯૦ પુત્ર જન્મ
,, ૧૯૯૧ યાત્રા
,, ૧૯૯૪ સારા સારા મકાનો બંધાવાય.
,, ૧૯૯૫ લગ્નાદિક કાર્યો
,, ૧૯૯૭ ઈશ્વરો ગહન ગતી. શ્રાવણવદી ૧૩ ભારે

ઉપરોકત જન્મોત્રીમાં સંવંત ૧૯૭૭થી ૧૯૯૭ની સાલ સુધી વીશ વર્ષની ભવિષ્યવાણી તેમજ પ્રતિવર્ષનું ફળ આદિ લખ્યું હતું. જે અત્યાર સુધી અક્ષરેઅક્ષર ખરૂં પડયું છે.

સંવંત ૧૯૯૭ના શ્રાવણ વદ ૧૩ ને દીને જે મુશ્કેલી ભાર અને પીડાની જોશીએ જણાવેલ તેનું નીરાકરણ પ્રમાણ સહીત તેમાં આપેલ હતું કે મંગળ ગુરૂના કારણે રીષ્ટ યોગ થાય. અને તેના ઉપાય તરીકે મંગળ, ગુરૂ, અને રાહુનું નંગ જાપ જપાવી મંગાવી પાસે રાખવું જેથી લાંબી આયુષ્ય ભોગવી શકાય.

શેઠશ્રીએ પોતાના જમાઇ શેઠ મંગળદાસ મેઘજી હસ્તક જન્મોત્રી તપાસાર્થે મુંબઈ મોકલી. ત્યાં ત્યાંના શાસ્ત્રીજી રેવાશંકરભાઇ તથા બીજા ચાર શાસ્ત્રીઓની કમીટી મળી તપાસતાં રીષ્ટ યોગ સાચો અને ખરો જણાયો, અને તેના ઉપાય માટે મુંબઇથી પુરોહિત શાસ્ત્રીજી છગનલાલ ભાઈ સાવરકુંડલાવાળાને ખાસ મોકલ્યા.

હવે આવ્યો શેઠશ્રીનો કસોટી કાળ. આ સમયે શેઠશ્રીએ પોતાનું ટ્રસ્ટડીડ ( વીલ ) યાને ( વસીયત નામું ) કર્યું શેઠશ્રીએ દુનિયાના પ્રકાશિત રંગોને ઝાંખપમાં જોયા અને હિસાબની ચોખવટ કરી. જેથી પોતાની ભાવીપ્રજા વંશ વારસ કુટુંબીઓ વિગેરે દુઃખી ન થાય.

ભોજેશ્વર પ્લોટના પોતાના બંગલાનું ટ્રસ્ટડીડ કર્યું જે એમની ઇચ્છીત રીતે પ્રભુ ચલાવે ભાવિપ્રજાનું દુઃખ દુર થાય-કુટુમ્બીઓ દૂધ સાકર ચોખાથી વંચીત ન રહે અને પોતે પ્રભુ કૃપાએ મેળવેલી યાવતચંદ્ર દિવકરો મિલ્કતનું વેચાણ પોતાથી કે પોતાના વંશવારસથી થાય નહિ, ગીરો મૂકી શકાય નહિ કે ટ્રાન્સફર થાય નહિં આવી રીતે કૌટુમ્બીક હેતુ સારવા ટ્રસ્ટડીડ કરેલ અને પોતાની જાતીહકનો ત્યાગ કરી પોતાના વંશવારસ માટે કાયમી જાગીર કરી ઇચ્છા પાર પાડવાનું કામ ઇશ્વરને સોંપ્યું.

પ્રિયવાંચક

"મોતને માટે તૈયારી કરવી એ મોટું ડહાપણ છે" વિદવાનના આ વાકયને આપણા શેઠશ્રીએ શી રીતે સત્કાર્યાં તે આ પ્રકરણ વાંચવાથી આપશ્રીને વિદીત થશે.

સંવત ૧૯૯૭ની શ્રાવણવદ ૧૩ પોતાને ભારે અને પીડાકારી છે એમ લાગવાથી શેઠશ્રીએ નીચે પ્રમાણે તૈયારીઓ કરી.

(૧) દુન્યાના માયાવી વ્હેવારથી મુકત રહેવાના પ્રયાસો.
(૨) શ્રીકૃષ્ણ પરમાત્માનું શરણ.
(૩) જન્મોત્રીમાં જણાવેલ દરેક ગૃહોની શાન્તી.
(૪) મંત્રજાપ.
(૫) મૃત્યુંજયના જાપ
(૬) હવન હોમ.

આદિ વિધિઓ શાસ્ત્રોક્ત વિધીથી શ્રી. પોરબંદર પોતાને આંગણે પોતાના રૂબરૂમાં એક મહિના સુધી કરાવી. પૂજા વિગેરે શુભ કાર્યોની જ હસ્તે કર્યાં અને ગૃહશાન્તી પ્રયોગ આરંભ્યો.

અંજામ

| ————————ભલા કર ભલા હોગા

કંઇ લાખો નિરાશામાં અમર |
આશા છુપાઇ છે |

K. B. Shar ભાવિ જન્મોત્રીના આલેખનકારે જે કયોગ આપ્યો હતો તે પણ સો ટકા સાચોજ નીવડયો. અંતરજામી પરમાત્માની દયા દષ્ટી શેઠ પર થઈ આફત અટકી, સુવર્ણસૂર્ય નીર્વિઘ્ને દેખાયો.

શેઠશ્રી તેમના કુટુમ્બીઓ, મિત્રો હિતચીંતકો અને આશ્રીતો માટે આ મંગળમય પ્રભાત હતું. અને એ મંગળમય પ્રભાત ને યથાશકિત દાન પુન્યથી શેઠશ્રીએ વધાવ્યું. એમની એ અખંડ શ્રધ્ધાનું ફળ પરમાત્માએ જીવતદાન રૂપે આપ્યું. અને જેના નાના મોટા રંકરાય અનેક સ્નેહીઓ છે તેવા આપણા દાનવીર શેઠે કારતક શુદ એકમ સંવત ૧૯૯૮ ના પવિત્ર દીનના દર્શન કર્યાં. અને જે માટે હરહંમેશ પૃથ્વી પાસે પરમેશ કે જેના હાથમાં જીવન મરણુની દોરી છે. તે જગપતિને આભાર શેઠશ્રી માને છે. અને હવે તો

અણીનો ચૂકયો...??
(સો વર્ષ જીવે)

એ વડિલોપાર્જીત જુની કહેતી ઇશ્વર ખરી પાડે તેવી તેને પ્રાર્થના.

આ રીતે શેઠશ્રીએ મોતને માટે ખરી તૈયારી કરી, આવેલ આફત પર પ્રભુ કૃપાએ વિજય મેળવ્યો.

શેઠશ્રીને ત્યાં વર્ણવેલ દિવસો દરમ્યાન હવન હોમ. ધર્મ ધ્યાન, દાન પૂન્ય વિગેરે સમારંભો યોજાયેલ હોવાથી તેમના મિત્રમંડળમાં ખરી વાતની ધીમે ધીમે ખબર પડવા માંડી. અને કસોટીકાળમાં શેઠશ્રીને મદદ કરવા હિતેચ્છુઓ તરફથી લાગણીના પૂર ઉલટવા માંડયા. અને તે ભારે દિવસ વીત્યા બાદ સૌ સ્નેહીઓ તરફથી શેઠશ્રીને રૂબરૂમાં–પત્રથી તારથી અભિનંદનના સંદેશાઓના વરસાદ વરસ્યા તે વાંચકની જાણ માટે આપું છું.

વાળવડાંની ક્રિયા પછી ચિં૦ બાબુ.



(૧) ખુદાવીંદ નેક નામદાર મહારાજા મહારાણા શ્રી. નટવર-સીંહજી બહાદુર કે. સી. એસ. આઇ. તરફથી આશીર્વાદ સંદેશો. પોરબંદર.

(૨) શ્રી. દ્વારકેશલાલજી મહારાજ તરફથી આશીર્વાદ રૂબ-રૂમાં પોરબંદર.

(૩) રાયસાહેબ શેઠશ્રીના વડિલ બન્ધુ શાહ રણછોડદાસ ગીરધરદાસ તથા તેમના કુટુમ્બીઓ તરફથી રૂબરૂમાં પોરબંદર

(૪) દાનવીર શેઠશ્રીના જમાઇ શ્રીયુત શેઠ મંગળદાસ મેઘજી તથા શેઠશ્રીના અ. સૌ. પુત્રી ધનકુવર બહેન, મુંબઇથી જાતે આવીને રૂબરૂમાં

(૫) જાંબુથી નીજ જ્ઞાતિના જનરલ સેક્રેટરી શ્રી શાહ. લીલાધર મુળચંદ તરફથી. રૂબરૂમાં.

(૬) મોકળથી શેઠશ્રી શાહ. ઓધવજી ડાહયાભાઈ રૂબરૂમાં

(૭) શેઠ દયાળ દેવકરણ તથા શેઠ હેમરાજ ભાઇ ગીરધરભાઇ તથા અન્ય જ્ઞાતિ અગ્રેસર સાહેબો અને જ્ઞાતિ ભાઇઓ તરફથી. આશ્વાસન-(પોરબંદર) રૂબરૂમાં.

(૮) વૈધરાજ નારણદાસ ઔષધાલય તરફથી આશ્વાસન રૂબરૂમાં પોરબંદર

(૯) કડોળીયા ગોરશ્રી (દેવરામ) તરફથી જેતપુરથી

(૧૦) ચારણ કવીરાજ શંકરદાનજી તથા આશકરણજી (પોરબંદરના રાજકવિ.) તરફથી રૂબરૂ

(૧૧) જાડેકુલભૂષણ શ્રી અભેસિંહજીભાઇ તરફથી પોરબંદર બે વખત રૂબરૂ.

(૧૨) શેઠશ્રીના ભાગીદાર અને વેવાઈ શેઠશ્રી હીરાચંદ દેવજી તરફથી (મુંબઇ) તારથી.

(૧૩) શેઠશ્રીના ભાગીદાર કોન્ટ્રાકટર શ્રીયુત ભીમજી દેવજી તરફથી પોરબંદર રૂબરૂમાં.

(૧૪) શાસ્ત્રીજી ભાઈશંકર કામેશ્વર તરફથી આશીર્વાદના મંત્રોચ્ચાર રૂદ્રિઓનાં પોરબંદર.

(૧૫) રા. રા. શ્રીમાન સાહેબ શ્રી હરિલાલભાઈ ધ્રુ સાહેબ તરફથી રૂબરૂમાં પોરબંદર.

(૧૬) રા. રા. શ્રીમાન ન્યાયાધિશ સાહેબ શ્રી. ગોરધનભાઇ માંડેવીઆ તરફથી રૂબરૂમાં પોરબંદર.

(૧૭) રા. રા. શ્રી. મગનલાલભાઈ પ્રાણુલાલભાઇ મહેતા હાઈ-કોર્ટ પ્લીડર તરફથી રૂબરૂમાં પોરબંદર.

(૧૮) શ્રીમાન શેઠશ્રી નથુભાઈ મૂળજી પોરબંદર તરફથી રૂબરૂમાં.

(૧૯) શ્રીમાન શેઠશ્રી. ભુરાભાઇ જેચંદ તરફથી પોરબંદર રૂબરૂમાં.

(૨૦) શ્રીયુત ભાઈશ્રી. વીઠલદાસ કરસનદાસ શ્રોફ તથા ભાઈશ્રી. અમીલાલ હરીદાસ ગોસળીયા. તથા વિદ્યાર્થીભાઇ શ્રી. મનસુખલાલ નગીનદાસ આ ત્રણે ભાઇઓએ આ પ્રકરણના રજુ કરનાર હરકીસનદાસ હેમચંદ પારેખની સાથે મળી અભિનંદન પત્ર પાઠવ્યો હતો. પોરબંદર પત્રથી

આ અને બીજા ઘણા સ્નેહી મિત્રો અને હિત ચીંતકોનો શેઠશ્રીએ આ તકે આભાર માન્યો હતો.

વ્હાલા વાંચક યોગ્ય લાગે તેઓ આ પ્રકરણ પરથી શેઠ શ્રી. ના ધૈર્ય. તપ. દાન. ધર્મ. શ્રદ્ધા. પ્રેમ. ભકિતનું અનુકરણ કરે અને પોતાની જાતને સુવાસીત કરે.

હવે હું શેઠશ્રીની વંશાવલી જે બારોટશ્રીના ચોપડા પર છે તે રજુ કરી એ પવિત્ર આંબાને ઉજ્જવળ રાખવા પ્રયાસ કરી વીરમીશ.

## શેઠશ્રીની વંશાવળી

**<u>ગોત્રજ અને વંશજ</u>**

ગોત્ર—ભારગવ—ઋષિ
જમદગ્નિ—ચવન—રૂપવન
અંબજી—ચાંપશી—કોડણ
વિઠલજી—ડોસા—જગમાલ
ગોપાળજી—જીવા—પ્રાગજી
હરજીવન
|
ગીરધર

**<u>દેશ અને ગામ</u>**

વેદ અથર્વ શાખા
દધગ્ની—પરવર—ત્રણ
પંગવર દેશ—કલપ ગામ
—થાન કંડોરણામાં (વિસા સોરઠીયાએ વાવ બાંધી) બાલા ગામ કુતિઆણા

પોરબંદર (હાલ)

ગીરધર
- અભેચંદ
  - શાંતિલાલ ઉ. વ. ૮
- રણછોડદાસ
  - જમનાદાસ ઉ. વ. ૨૦
  - ગુલાબચંદ ઉ. વ. ૮

# એ સુત ગીરધરતણાની
# દીન દીન કળા ચડતી કરો

—(૦)—

આશીષ આપે જ્ઞાતિ સર્વ, સર્વદા સુખી રહો,
દયા તણી વૃદ્ધી કરો ને, હર્ષ તો દીલમાં ભરો,
એ જગ નીયંતા આપ વિનંતી, દામાની દીલમાં ધરો,
એ સુત ગીરધર તણાની, દીનદીન કળા ચડતી કરો.
સત્ય ધર્મને સત્ય કર્મ પાળી, લક્ષ્મીને દી પા વ શો,
સૌ દાનમાં મોટી દયા તે, સર્વદા ની ભા વ શો.
હૃદયે સદાએ રહેમ લાવી, શુભ તો સૌનું કરો,
એ સુત ગીરધર તણાની, દીનદીન કળા ચડતી કરો.

દોહરો:

સકલ સ્થળે સુખ શાન્તી હો, ઇષ માગું વાર હજાર,
વીસા સોરઠીયા જ્ઞાતિનો, બોલો જય જય કા ર.

**દામોદર ખીમજી.**

નોંધ—આ કાવ્ય જ્ઞાતિ સમસ્તના મેલાવડામાં ગવાયું હતું.

—(૦)—

MISS DHANKUNVER
RAI SAHEB'S ACCOMPLISHED DAUGHTER



RAI SAHEB'S ONLY SON
MASTER BABU ALIAS SHANTILAL



Mr. Mangaldas Meghji
Rai Saheb's Son-in-Law



A HAPPY FAMILY



Rai Saheb with his wife and children.

આવતી કાલના

જ્ઞાન દીપકો

ગઈ કાલના

અનુભવોમાંથી

પ્રગટે છે.

